# આ ગ્રંથકર્તાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ કર્મયોગ | [ શ્રીઅરવિંદ ] | ૩–૪–૦ |
| ૨ જ્ઞાનયોગ | ,, | ૩–૮–૦ |
| ૩ આત્મસિદ્ધિ | ,, | ૪–૦–૦ |
| ૪ યોગિક સાધન | ,, | ૦–૮–૦ |
| ૫ સૂત્રાવલી | ,, | ૦–૫–૦ |
| ૬ મા | ,, | ૦–૮–૦ |
| ૭ ગીતા–મર્મ | ,, | ૦–૮–૦ |
| ૮ પથિકનાં પુષ્પો | | ૧–૦–૦ |
| ૯ તિલોત્તમા | | ૦–૬–૦ |
| ૧૦ સાધના | [ ડૉ. ટાગોર ] | ૧–૪–૦ |

**હવે મળતાં નથી**

૧૧ ગીતા — નિષ્કર્ષ [ શ્રીઅરવિંદ ]
૧૨ શ્રી અશ્વિનીકુમારનો 'ભક્તિયોગ'
૧૩ શ્રી રવીન્દ્રનાથ ટાગોરનાં સંસ્મરણો
૧૪ પૉલ રિશાર કૃત 'જગતની પ્રજાઓને'

**હવે છપાશે**

૧૫ માનસશાસ્ત્રની રૂપરેખા
૧૬ ભક્તિયોગ [ શ્રીઅરવિંદ ]
૧૭ વિજ્ઞાનયોગ [ ,, ]
૧૮ દર્પણ




ગૂર્જર ... રત્ન કાર્યાલય
ગાંધી રોડ : : અમદાવાદ
શ્રીઅરવિંદ તત્ત્વ કાર્યાલય–આણંદ.



# અનુક્રમ

સ્નેહી મિત્ર
ભાઈ ચૈતન્યપ્રસાદ. મો. દિવાનજીને
તેમના અકૃત્રિમ સૌજન્ય અને સંસ્કા-
રિતાથી આકર્ષાઈ આ પુસ્તક તેમની
જાણ વગર અર્પણ કરું છું.
અંબાલાલ પુરાણી
પોંડિચેરી



Plunge boldly into life—its depths disclose!
Each lives it, not to many is it known,

*    *    *

Who hesitates will never know it,

# ગગનવિહાર

આકાશ એટલે અનંત વિસ્તાર! અનંત સ્થલ! નિરુદ્દેશ, સર્વવ્યાપી કેવળ સત્તા! પરંતુ માનવને તે જોવાનો યે ક્યાં સમય મળે છે? માનવને આંખો છે છતાં તે નિહાળતો નથી; જોવા છતાં તે જોતો નથી.

પ્રશ્ન થયો–આકાશ શું છે? કોઈ વસ્તુ છે? ના. આકાશ વસ્તુ નથી. આકાશ એટલે વસ્તુપણાનો અભાવ! અને છતાં, તે કશું ય નથી, તે કેવળ શૂન્ય છે એમ માનવાને મન ના પાડે છે. આકાશ કેવળ શૂન્ય નથી તેના પુરાવાની ખોટ નથી. આકાશને ઉદ્દેશીને કવિઓએ રસાત્મક સૃજનો આપ્યાં છે. કાલિદાસે મેઘદૂત રચીને આકાશના ક્ષણભંગુરરૂપ "વાદળા" ને અમર કર્યું; અને પ્રણયી યુગલો આકાશમાં સનાતન પ્રણયસમાધિ અનુભવે છે! પૃથ્વી ઉપરના અલ્પ સમયના ગાઢ મિલનને ઠેકાણે આકાશમાં સનાતન મિલનનો લ્હાવો મળે છે!

ઘણીવાર મને લાગે છે કે માનવની લઘુતા–તેની સાંતતા–ભૂલાવવા માટે તો આકાશનો અનંત વિસ્તાર તેની ઉપર નહિ નમી રહ્યો હોય? નક્કી, માનવ અલ્પ નથી, બ્રહ્માંડ અનંત છે, તેનું પ્રત્યક્ષ પ્રમાણ હોય તો આકાશ.

અમાવાસ્યાની કાળી માઝમ રાત તારાઓના ઝાંખા પ્રકાશમાં ઝળઝળ કરતી અભિસરતી હોય ત્યારે તમારી ઉપર પલકારા કરી રહેલા અનેક નક્ષત્રગણો, તારાઓ અને અપ્રગટ સૂર્યો-પ્રત્યે ખુલ્લા

મેદાનમાં ઉભા રહી તમે કદી દૃષ્ટિ કરી છે? પૃથ્વીના અંધકારમય મંદિરની ઉપર આવી રહેલા ગોળ ઘુમ્મટ જેવું આકાશ, અને તે ઘેરા ઘુમ્મટની પેલી પાર માનવને અજ્ઞાત કોઇ દિવ્ય, જ્યોતિર્મય, અનંત પ્રદેશ જાણે આવી રહેલો છે. પૃથ્વીપર રહેલા એ દિવ્ય પ્રદેશનાં મોઘેરાં, સ્વર્ગીય તેજ આકાશના ઘુમ્મટમાં પડેલાં છિદ્રો વાટે પૃથ્વી ઉપર રેલાય છે—એ છિદ્રોને આપણે તારા કહેતા હોઇશું? તમને આવું વાંચીને હસવું આવશે, પરંતુ થોડા વર્ષો વાટ જોશો તો ભલભલા ભૌતિકશાસ્ત્રીઓ અને ખગોળવેત્તાઓ મારા મતને તદ્દન સાચો ઠરાવશે.

આકાશ પ્રત્યે દૃષ્ટિ કરો એટલે શું અનુભવો છો? એક પ્રકારની વિસ્તારની અનુભૂતિ-જેમાં તમારૂં આખું ચૈતન્ય વિસ્તાર પામે છે! એક પ્રકારની સ્વતંત્ર, નિર્મુક્ત, બંધનહીન અવસ્થા! માનવતાની ક્ષુદ્રતાથી પર અને અસ્પર્શ્ય એવું કોઇ વિશાળ–બૃહદ્–અનંત ચૈતન્ય! આકાશના વિસ્તારમાં માનવનો અંતરાત્મા મોકળાશ અનુભવે છે.

આપણી પૃથ્વીનાં ઘોંઘાટ, દુઃખ, અશાંતિ, શોક, અને ધમપછાડા વગેરે જોઇને શાંત, સ્થિર, પ્રકાશતા તારાઓ પરસ્પર મૂક હાસ્ય કરે છે-આપણે તેને "ચમકવું" કહીએ છીએ!

છતા ફરી ફરી પ્રશ્ન થાય છે, "આકાશ એ શું હશે?" એના એ ગ્રહો, એના એ ઉપગ્રહો, નક્ષત્રો, તારાઓ અને એના એ;ચંદ્ર અને સૂર્યના ઉદયઅસ્તની રંગભૂમિ! જાણે શાશ્વત કાળથી આલાપાતા કોઈ અનંત છંદનો ટેક!

પોતાનો પ્રથમ ઉચ્ચાર પોતે જ સાંભળીને મુગ્ધ બનેલ બાળક જેમ એના એ કાલા કાલા સ્વરની પુનરુક્તિ કરે છે અને તેના ઉચ્ચારમા મગ્ન થઈ જાય છે, તેવી રીતે ભગવાન આકાશરૂપી ઉચ્ચારની પુનઃ પુનઃ પુનરુક્તિ તો નહિ કરતો હોય?

છતાં તેની રમણીયતા ઓછી છે એમ કોણ કહી શકશે? રમણીયતા એટલે "ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરવાની સૌંદર્યશક્તિ" ( क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूप रमणीयतायाः ) એ વ્યાખ્યા જો સ્વીકારીએ તો આકાશને રમણીય કહ્યા વિના નહિ ચાલે ! કારણ કે પ્રત્યેક ક્ષણે તે નવીનતા ધારણ કરે છે, અને તે એટલે સુધી કે સનાતન કાળથી તેના પટ ઉપર અંકાયલી એક પણ ચિત્રાવલીની પુનરુક્તિ કદિ થઇ નથી પ્રત્યેક ઉષા, પ્રત્યેક સંધ્યા, આકાશના પટની વર્ણલીલા પ્રતિક્ષણ અનોખી–અદ્વિતીય–અનન્ય જ છે !

રાત્રિના ઘનઘોર અંધકારમાં જગત સોડિયું વાળી સૂતેલા બાળક પેઠે નિદ્રાવશ હોય છે ત્યારે આકાશમાં પણ કોઇ અધોલોકના સત્ત્વોનું રાજ્ય કૃષ્ણપક્ષમાં વિસ્તરે છે; આપણને લાગે કે માનવજાતિ માટે–દુનિયાને માટે કોઇ આશા રહી નથી. ઘોર અંધકારનું સામ્રાજ્ય ચિરંજીવી રહેવાને સરજાયું છે; તેમાંથી બચવાનો કોઈ આરો નથી અને જ્યોતિની આશા આકાશકુસુમ જેવી લાગે: પરંતુ, કોણ જાણે કેવી રીતે અનંત આકાશના અંધકારભર્યા વિસ્તારમાં નિઃશબ્દ વિપ્લવ થઇ જાય, અને મસ્તક ઉપર પુષ્પોનો મુકુટ પહેરી એક હાથમાં મૃતસંજીવિનીનો સુવર્ણકુંભ અને બીજા હાથમાં પુષ્પોનો કનકથાળ અને જ્યોતિઃસ્વરૂપ ભગવાન સૂર્યદેવની પૂજાની સામગ્રી લઈ આશાભરી, પાંડુ જ્યોતિર્મય દેહલતાવાળી, ઉષાદેવી આકાશમાં પૂર્વ દિશાના પટ ઉપર દર્શન દે, તથા સૂર્યદેવના આગમનનો અને માનવજાતિના જ્યોતિ–ઉત્સવ–દિનનો પુરાણો છતા નિત્યનવીન પ્રયોગ આરંભાય છે ! ઘણીએ વાર એ પુષ્પમુકુટધારી, પાંડુ જ્યોતિવાળી ઉષાકન્યાને–વેદની તે સનાતન ' पुराणी युवति '—ચિરવૃદ્ધ યુવતિને—સુવર્ણના અમૃતકુંભમાંથી મૃતસંજીવિનીરસ આપણી પૃથ્વી ઉપર વર્ષાવતા મેં જોઇ છે. એકવાર શિયાળાની ઋતુમાં તેના કુંભમાંથી રસ ઢોળતાં આકાશમાં છાંટા ઊડયા ! અને બધું આકાશ આછા ગુલાબી રંગની સુરખીથી રોમાંચિત થઇ ઊઠયું ! વચમાં શર-

મના શેરડા પણ પડી ગયા ! અને થોડાજ સમયમાં નિર્માલ્ય જણાતા, નિર્જન અને શૂન્ય આકાશમાં તપ્ત સુવર્ણ અને રજતના મોંઘેરા રંગો પ્રકાશ્યા !

આકાશમાં દિવાકરની યાત્રા શરુ થતા પહેલાં ઉષાદેવી આવીને નિર્દોષ નિદ્રાસમાધિમાં લીન થયેલાં બાલુડાં જેવાં પુષ્પોને ગાલે પોતાની કોમળ અંગુલિવડે સ્પર્શ કરે છે, બધાં પુષ્પો જાગી ઊઠે છે અને ઉષાદેવી સામે મીટ માંડીને ઉષા અને પુષ્પો પરસ્પર એક મૃદુ, ઉલ્લાસભર્યા સ્મિતની આપલે કરે છે ! ઉષાદેવીનો હાથ અમૃતવર્પણ, તેની દૃષ્ટિ જીવનપ્રદ, તેનો શ્વાસ પ્રેરક અને ઉલ્લાસક છે. પંખીના માળા આગળ થઇને જતાં તેની ગતિથી ક્ષુબ્ધ થયેલો વાયુ પંખીઓમાં મધુર કલરવ ગાન પ્રેરે છે ! અને શિથિલ, પીડિત, જર્જરિત, દુઃખિત માનવ ઉષાદેવીનો સંજીવનસ્પર્શ થતાં શક્તિ, ઉલ્લાસ, સુખ અને અજાણ્યા કો આનંદની ઊર્મિઓ અનુભવતો અજ્ઞાત અને અપ્રાપ્ત લક્ષ્ય પ્રત્યે પુનઃ પ્રયાણ કરે છે !

ઉષાદેવીની રંગલ્હાણ અને તેની ઉલ્લાસમય જીવનલીલાથી તો આકાશની વિવિધતાની ફક્ત શરુઆત જ થાય છે. તેની પછી શાંત છતાં દુર્ધર્ષ, જ્ઞાનજ્યોતિનું પુંજીભૂત સ્વરૂપ, અને જોડે જોડે અનંત શક્તિનો પ્રખર સમૂહ, અખંડ–અવિરત–અપાર અને અગાધ કર્મની લીલા વચ્ચે સ્વાભાવિક સમતા અને ભવ્યતાનુ સમ્રાટ સમું નિદર્શન કરાવનાર ભગવાન સૂર્યનારાયણની મૂક જયયાત્રા સમસ્ત પૃથ્વીલોક ઉપર પથરાયલા તિમિરના ગાઢ અંધકારને અપ્રયત્ન ગતિ વડે ડારીને વસુંધરા ઉપર જ્યોતિની દિગ્વિજયી પતાકા ફરકાવતી નીકળે છે ! કેવું ભવ્ય દર્શન ? અને આકાશનો કોઇ દેવ દેવોના અને માનવાના હૃદયના વિધવિધ ભાવો વડે આકાશના પટની વીથિકા–પ્રતિક્ષણ નવીન વીથિકા–તૈયાર કરતો હોય છે ! એ વિશ્વજૂનું છતાં નિત્યનવીન, એ પ્રાચીનમાં પ્રાચીન છતા નૂતનમાં પણ અર્વાચીન, એ પરિચિત છતાં અગમ્ય અને અજ્ઞાત દૃશ્ય પ્રત્યે માનવ કેમ ઉદાસીન થઈ શકતો હશે ? વિશ્વરહસ્યની જિજ્ઞાસા જાગ્રત કરવાને ઉષાદેવીનું એક-

વાર કરેલું દર્શન કે સૂર્યનારાયણના ઉદયનું એક દર્શન શું બસ નથી ?

અને સંધ્યા સમયનું આકાશ તો જાણે સંધ્યાનું જ ! દિનની ઝળકતી જ્યોતિવધૂનો વિયોગ સમીપ આવતો જોઇ આકાશ પોતાની જાતને સંધ્યાદેવીને ઉષા કરતાં પણ વધારે ભાવથી સમર્પી દે છે. ઉષામાં ભાવના ઉલ્લાસ છે-પ્રણયની મસ્તી છે—પ્રાણ છે-ચેતન છે. ઉષામાં અમર આશા છે, તેમાં પુનર્જીવન-મૃતસંજીવિની છે. ઉષામાં હાસ્ય છે. સંધ્યાના ભાવ ઉંડા-ઉંડેરા-ગહન અને ગંભીર છે. તેમાં કરુણરસની ઘેરી છાયા અને શોકનો નિર્વેદ રહેલો છે. સંધ્યાની મંદ ગતિ વિયોગની વિષમતાથી અને કરુણતાથી ભરેલી હોય છે; કોઇક વાર પુનર્મિલનની આશાનું આછું સ્મિત ફરકે તે જૂદી વાત છે. સંધ્યાને આકાશ ઉષા કરતાં વધારે ભાવપૂર્વક સમર્પે છે, તેમ વિદાય લેતી જ્યોતિવધૂના લાડ પણ જેવાં કરુણ તેવાંજ મધુર, જેવાં ગહન તેવાં સહૃદય, ઉંડાં તેટલાંજ ઉકળાટભર્યાં હોઇ ગહનતાની અજ્ઞાત ગુફામાં સરી જતાં પહેલાં તે દેવી આકાશના હૃદયમા પ્રેમની આરક્ત ઊર્મિઓ ગાઢ કરી અંતે શોકની ઊંડી શ્યામ છાયા નાંખતી જાય છે !

ઘણી વાર મને લાગે છે કે આપણા લોકોમાં સંધ્યા સમયે રાક્ષસો અને દેવો વચ્ચે તુમુલ યુદ્ધ થવાની અને તેને લીધે સંધ્યા સમયે લાલ રંગથી આકાશ રંગાઇ જવાની માન્યતા આવે છે તે ખરી હશે. એકવાર મેં સામસામે આવી રહેલા બે મજબૂત દુર્ગોની દુર્ભેદ્ય દિવાલો, તેના સુંદર કાંગરાઓ અને તે ઉપર દિવ્ય શસ્ત્રો સાથે પહેરો ભરતા યોદ્ધાઓ જોયા હતા. સંધ્યા સમીપ આવતી હતી કારણ કે બન્ને પક્ષ વચ્ચે જામેલા યુદ્ધનું પરિણામ જોવાને તે ઉત્સુક હતી. યુદ્ધ પણ ખરેખર રસાકસીએ ચઢયું હતું ! સામસામે દિવ્ય ભાલાઓ, તલવારો અને તેજની વિદ્યુતો ખેલાતી. દેવતાઓ હારવાપર આવ્યા હતા એટલામાં કોઈ દિવ્ય તેજોમય કિરણો ચમ-

મના શેરડા પણ પડી ગયા! અને થોડાજ સમયમાં નિર્માલ્ય જણાતા, નિર્જન અને શૂન્ય આકાશમાં તપ્ત સુવર્ણ અને રજતના મોંઘેરા રંગો પ્રકાશ્યા!

આકાશમાં દિવાકરની યાત્રા શરુ થતા પહેલાં ઉષાદેવી આવીને નિર્દોષ નિદ્રાસમાધિમાં લીન થયેલાં બાલુડાં જેવાં પુષ્પોને ગાલે પોતાની કોમળ અંગુલિવડે સ્પર્શ કરે છે, બધાં પુષ્પો જાગી ઊઠે છે અને ઉષાદેવી સામે મીટ માંડીને ઉષા અને પુષ્પો પરસ્પર એક મૃદુ, ઉલ્લાસભર્યા સ્મિતની આપલે કરે છે! ઉષાદેવીનો હાથ અમૃતવર્ષણ, તેની દૃષ્ટિ જીવનપ્રદ, તેનો શ્વાસ પ્રેરક અને ઉલ્લાસક છે. પંખીના માળા આગળ થઇને જતાં તેની ગતિથી ક્ષુબ્ધ થયેલો વાયુ પંખીઓમાં મધુર કલરવ ગાન પ્રેરે છે! અને શિથિલ, પીડિત, જર્જરિત, દુઃખિત માનવ ઉષાદેવીનો સંજીવનસ્પર્શ થતાં શક્તિ, ઉલ્લાસ, સુખ અને અજાણ્યા કો આનંદની ઊર્મિઓ અનુભવતો અજ્ઞાત અને અપ્રાપ્ત લક્ષ્ય પ્રત્યે પુનઃ પ્રયાણ કરે છે!

ઉષાદેવીની રંગલ્હાણ અને તેની ઉલ્લાસમય જીવનલીલાથી તો આકાશની વિવિધતાની ફક્ત શરુઆત જ થાય છે. તેની પછી શાંત છતાં દુર્ધર્ષ, જ્ઞાનજ્યોતિનું પુંજીભૂત સ્વરૂપ, અને જોડે જોડે અનંત શક્તિનો પ્રખર સમૂહ, અખંડ–અવિરત–અપાર અને અગાધ કર્મની લીલા વચ્ચે સ્વાભાવિક સમતા અને ભવ્યતાનુ સમ્રાટ સમુ નિદર્શન કરાવનાર ભગવાન સૂર્યનારાયણની મૂક જયયાત્રા સમસ્ત પૃથ્વીલોક ઉપર પથરાયલા તિમિરના ગાઢ અંધકારને અપ્રયત્ન ગતિ વડે ડારીને વસુંધરા ઉપર જ્યોતિની દિગ્વિજયી પતાકા ફરકાવતી નીકળે છે! કેવું ભવ્ય દર્શન? અને આકાશનો કોઇ દેવ દેવોના અને માનવોના હૃદયના વિધવિધ ભાવો વડે આકાશના પટની વીથિકા–પ્રતિક્ષણ નવીન વીથિકા–તૈયાર કરતો હોય છે! એ વિશ્વજૂનુ છતાં નિત્યનવીન, એ પ્રાચીનમાં પ્રાચીન છતા નૂતનમાં પણ અર્વાચીન, એ પરિચિત છતાં અગમ્ય અને અજ્ઞાત દૃશ્ય પ્રત્યે માનવ કેમ ઉદાસીન થઈ શકતો હશે? વિશ્વરહસ્યની જિજ્ઞાસા જાગ્રત કરવાને ઉષાદેવીનું એક-

વાર કરેલું દર્શન કે સૂર્યનારાયણના ઉદયનું એક દર્શન શું બસ નથી ?

અને સંધ્યા સમયનું આકાશ તો જાણે સંધ્યાનું જ ! દિનની ઝળકતી જ્યોતિવધૂનો વિયોગ સમીપ આવતો જોઇ આકાશ પોતાની જાતને સંધ્યાદેવીને ઉષા કરતાં પણ વધારે ભાવથી સમર્પી દે છે. ઉષામાં ભાવના ઉલ્લાસ છે-પ્રણયની મસ્તી છે—પ્રાણ છે-ચેતન છે. ઉષામાં અમર આશા છે, તેમાં પુનર્જીવન-મૃતસંજીવિની છે. ઉષામાં હાસ્ય છે. સંધ્યાના ભાવ ઉડા-ઉંડેરા-ગહન અને ગભીર છે. તેમાં કરુણરસની ઘેરી છાયા અને શોકનો નિર્વેદ રહેલો છે. સંધ્યાની મંદ ગતિ વિયોગની વિષમતાથી અને કરુણતાથી ભરેલી હોય છે; કોઈક વાર પુનર્મિલનની આશાનું આછું સ્મિત ફરકે તે જૂદી વાત છે. સંધ્યાને આકાશ ઉષા કરતાં વધારે ભાવપૂર્વક સમર્પે છે, તેમ વિદાય લેતી જ્યોતિવધૂના લાડ પણ જેવા કરુણ તેવાંજ મધુર, જેવાં ગહન તેવાં સહૃદય, ઉંડાં તેટલાંજ ઉકળાટભર્યાં હોઇ ગહનતાની અજ્ઞાત ગુફામાં સરી જતાં પહેલાં તે દેવી આકાશના હૃદયમા પ્રેમની આરક્ત ઊર્મિઓ ગાઢ કરી અને શોકની ઊંડી શ્યામ છાયા નાંખતી જાય છે !

ઘણી વાર મને લાગે છે કે આપણા લોકોમાં સંધ્યા સમયે રાક્ષસો અને દેવો વચ્ચે તુમુલ યુદ્ધ થવાની અને તેને લીધે સંધ્યા સમયે લાલ રંગથી આકાશ રંગાઈ જવાની માન્યતા આવે છે તે ખરી હશે. એકવાર મેં સામસામે આવી રહેલા બે મજબૂત દુર્ગોની દુર્ભેદ્ય દિવાલો, તેના સુંદર કાંગરાઓ અને તે ઉપર દિવ્ય શસ્ત્રો સાથે પહેરો ભરતા યોદ્ધાઓ જોયા હતા. સંધ્યા સમીપ આવતી હતી કારણ કે બન્ને પક્ષ વચ્ચે જામેલા યુદ્ધનું પરિણામ જોવાને તે ઉત્સુક હતી. યુદ્ધ પણ ખરેખર રસાકસીએ ચઢયું હતું ! સામસામે દિવ્ય ભાલાઓ, તલવારો અને તેજની વિદ્યુતો ખેલાતી. દેવતાઓ હારવાપર આવ્યા હતા. એટલામાં કોઈ દિવ્ય તેજોમય કિરણો ચમ-

ફાવતો ભાલો પશ્ચિમની ગહન ગુફામાંથી (ક્ષિતિજની નીચેથી) ચમકયો ! અને એક ક્ષણમાં કાળો, પ્રચંડ શરીરવાળો રાક્ષસ પશ્ચિમ દરવાજાની વચ્ચોવચ તૂટી પડયો ! તેના રૂધિરસ્રોતનું બીભત્સ દશ્ય જોઈ સમીપ આવેલી સંધ્યાદેવી મૂર્છા ખાઈ પડી. બધે અંધકાર વ્યાપી ગયો !

પ્રત્યેક દિવસમાં ત્રણ વખત આકાશમાં જે રંગલીલા થાય છે તે નિત્યનવીન હોય છે તે ઉપરાંત પ્રત્યેક ઋતુની વ્યોમશ્રી પણ જાણે જૂદી જ દેવી ! પ્રત્યેકની વિશિષ્ટતા ! પ્રત્યેકનું નિરાળું વ્યકિતત્વ !

વર્ષાઋતુ જાણે હમણાં જ ગઈ છે અને આપણે આકાશ પ્રત્યે દૃષ્ટિ કરીએ છીએ. જાણે સદ્યસ્નાત સુંદરીની દેહલતા ! શરદ્શ્રી ચંદ્રાલોકિત રાત્રિઓ વડે અને દિવસનાં નાહેલાં લીલાંછમ વૃક્ષોની સ્વચ્છ શોભાથી ઓર જ દીપે છે ! ઘણીવાર એ શરદ્સુંદરીની ચારે બાજુએ પચરંગી વાદળાંઓ કુંડાળાને આકારે વિંટળાઈ રહ્યાં છે, પરંતુ તેની છેક પાસે નહિ. તેની આજુબાજુ નિર્મળ, શ્વેત, ભભક-વગરનું, શાંત તેજનું કુંડાળું આવી રહ્યું હોય છે અને હમણાં જ સ્નાન કરી ઊઠેલી શરદસુંદરીએ એક આછું ઝીણું વસ્ત્ર પરિધાન કર્યું છે; તેના ગળામાં મલ્લિકાની સફેદ માલા છે ! શરદ્ની જ્યોત્સ્ના પણ સ્નાત અને નિર્મળ—બીજી ઋતુઓ કરતાં કાંઈ ઓર જ નીતરે છે !

શિશિરમાં વ્યોમસુંદરી પૂર્વ દિશામાં ક્ષણિક આડંબર દેખાડીને પછીથી વેરાન અને ઉજજડ કોઈ અરણ્યમાં ખોવાઈ ગયલી સુંદરી પેઠે આખો દિવસ તમે તેને શોધો તો પણ શોધી જડે નહિ ! પણ પ્રભાતનો તેનો ભપકો અને ઠસ્સો તમે આખો દિવસ ભાગ્યે ભુલી શકો. નદીને કે સમુદ્રને કે કોઈ ઉચ્ચા પર્વતને પેલે પારથી પ્રથમ તો સપ્ત રેખાઓવાળાં વાદળાઓ કાળા પર્વતો જેવાં કે ટેકરીઓની હાર જેવાં દેખાવાના. ત્યારપછી તેની સપ્ત રેખાઓ વધારે કઠિન થવાની; અને ઉષાદેવીનું આગમન થતાં ન થતાં તો આકાશમા પીળો ગાઢ વર્ણ રેલાવા માંડવાનો. અને તેમાંથી ગુલાબી રંગની જૂદી જૂદી આકૃતિઓ બની જઈ ગાળેલા સુવર્ણની ઝધઝધતી કોર તે પ્રત્યેકને

લાગી જવાની. તમને મનમાં થાય કે જગતજૂના અને જગતથી તો કેટલાએ વયોવૃદ્ધ સૂર્યદેવ અને આકાશસુંદરીની સનાતન પ્રીતિમાં આટઆટલે વર્ષે વળી આવા પ્રયોગો અને નવતરંગો શા ? અને આવી દબદબાભરી માંગલિક ઉત્સવની તૈયારીઓ મિલન પહેલાં ? એ સનાતન પ્રીતિની અનન્ય અવનવીનતા જોઈ તમને સાનંદાશ્ચર્ય અને કુતૂહલ ભલે થાય. પરંતુ, એ તો પાંચ મીનીટનાં ચટકાં સમજવાં ! પછી જુઓ તો સૂર્યદેવતાનો સૂકોસટ યાત્રાપટ. ન મળે વચમાં એક વિશ્રામવાદળી કે રંગની વિવિધતાભરી વીથિકા ! આકાશમાં જાણે અરણ્ય !

પરંતુ શરદ અને શિશિરમાં હોય છે તેના કરતાં વર્ષામા વ્યોમ-સુંદરી સૌથી વધારે આકર્ષે તેવી હોય છે. તેનું મુખ્ય કારણ એ છે કે ગર્વિત માનિનીની પેઠે તે ક્યારે રીઝશે અને ક્યારે ખીજાશે તેની તમને ખબર જ ન પડે ! ક્યારે હાસ્ય કરશે અને ક્યારે ઝોસો કરશે તે કદી કહી શકાય નહિ ! ક્યારે ખડખડાટ કરતી હસી પડીને અત્યાર સુધી તમારી મશ્કરી કરતી હતી અને તેનો બ્હારનો કોપ કેવળ પ્રણય-રોષ હતો એમ સિદ્ધ કરશે અને ક્યારે ખરેખરા હાસ્યમાંથી આબે-હૂબ ગુસ્સો દર્શાવી તમને ભોંઠા પાડી નાંખશે, તે કદી કળી શકાય નહિ ! વર્ષાની વ્યોમસુંદરી તમને હંફાવવાની જ. તમે તેની શાંત અને હાસ્ય કરતી મુખમુદ્રા ઉપરથી અનુમાન દોરો કે તે આનંદમાં છે અને એમ ધારીને તમે બ્હાર જાઓ કે ચોધાર આંસુઓ ને રુદન શરુ કરી તમને ભીંજાવી નાખશે અને કોઇ વાર તમને તેના અશ્રુ જોવાના કોડ થાય અને તમે વાંછી વાંછીને થાકો, તેના પ્રત્યે રોષ કરો, તો પણ તે તો રંગબેરંગી હાસ્ય કરીને તમને ઉડાવ્યા જ કરવાની !

*. તે ગર્વિતા છે; માનિની છે; રોષદર્શિકા છે; મુગ્ધા જેવા પણ ચાળા કરે છે; પ્રૌઢા પેઠે પણ વર્તે છે; એ બધું તમે સ્વીકારો પરંતુ તે ચંડી છે–રુદ્રા છે–એ પણ તમારે કબૂલ કરવું પડશે.

કોઈ વાર સંધ્યા સમયે ગંભીર, શાંત વાયુ વાઈ રહ્યો હોય અને ચારે બાજુથી વાદળાં ઘેરાતાં હોય; તમારું હૃદય ઘડીમાં અજાણી કોઇ આશાથી ઉત્સુક થઈ તમારી વ્યોમસુંદરી કેવું રૂપ ધારણ કરશે તેની આકાંક્ષામાં અનિશ્ચિત સ્થિતિમાં ઝોલ્લાં ખાતું હોયઃ એટલામાં તો ભ્રૂભંગમાત્રથી વિશ્વને કંપાવી મૂકનાર તેનું નેત્ર ફરકે અને તમે સમજી જાઓ કે આજે તેની સામે ઊભા રહેવામાં માલ નથી! તેના અકારણ કોપનું કારણ કલ્પવાની પણ ગતિ તમારામાં રહે નહિ અને તમે છૂપાવાનો ખૂણો શોધો તે પહેલાં તો ધરણી ધ્રુજાવે એવી ગર્જના સાથે તે ત્રાડી ઊઠે, તમે ગભરાઓ—બ્હીઓ પણ તેનો તેને ઓછો હિસાબ હોય છે? તેનાં વિદ્યુતસમાં ક્રોધબાણો અને ભ્રુકુટિના ટકારો આખી પૃથ્વીને વીંધી નાખે, પર્વતોને તોડી પાડે, વૃક્ષોને જડમૂળથી ઊખેડી નાખે, વસ્તીમાં નિર્જનતા પ્રસારે, માનવહૃદયમાં ભયનું સામ્રાજ્ય પાથરે અને ક્રોધથી રુદ્રરસે ચઢેલી કો ચંડિકા જેવી વ્યોમસુંદરી કાલીના જેવું તાંડવ માંડી, આકાશને ચારે ખૂણે ગર્જતું—પ્રતિધ્વનિત થતુ—અટ્ટહાસ્ય કરતી ખેલે ત્યારે શાંત અને સૌમ્ય, મૌનભરી અને મૃદુ વ્યોમસુંદરીમાં સ્વેચ્છાએ રુદ્ર સ્વરૂપ-ધારણ કરી બ્રહ્માંડને ડોલાવી મૂકવાની શક્તિ રહેલી છે તેનું તમને ભાન થાય! જ્યારે અનુભવ ન હોય અને કોઈ વાત કરે ત્યારે તમને થાય કે આવી સૌમ્ય, શાંત અને મૃદુમૂર્તિ તે રુદ્ર, કાલી—કરાલી અને ચંડિકા થઇ શકતી હશે? અને તેની રુદ્રશકિતની ઝડીઓ શાંત થાય, તેનું અટ્ટહાસ્ય મૌનમાં વિલય પામે ત્યારે તે નિર્વેદની અવસ્થા અનુભવતી તે પાછલી રાત્રે નિદ્રામાં નિઃસ્તબ્ધ, નિસ્તેજ કેવી પડી રહે છે! અને બીજે દિવસે પ્રભાતે જાણે ક્ષોભ શું છે તેનો કદી ખ્યાલ પણ ન હોય તેવી મૃદુ હાસ્ય કરતી ઊઠે! તેના રુદ્ર નર્તનમાં પણ તેની શાંત, અનંત સમતાનો જાણે ભંગ થયો જ નથી!

આકાશની વિવિધતા કેવી અને કેટલી? દિવસે જ્યોતિના અંબારમાં રંગબેરંગી વાદળાંઓની ક્ષણિક રસલીલા અને રસાસ્વાદ! રાત્રે

ચંદ્રિકાનાં સ્થિર અમૃતવર્ષણ અને કોઇ વાર અંધકારભરી રાત્રે ગાઢ તિમિરનાં પૃથ્વી ઉપર અસ્પર્શ્ય અવતરણ! કોઇવાર રાત્રે ધોધો વરસાદ પડતો હોય, અંધકાર ઘન થઇને પૃથ્વી ઉપર થોકેથોક સિંચાતો હોય ત્યારે એક પ્રકારની નિરપેક્ષતા–પૃથ્વીની અવસ્થાથી કેવળ સ્વતંત્ર અવસ્થા આકાશમાં રહેલી છે તેનું આપણને ભાન થાય છે; જાણે પૃથ્વીમાં તેજનાં અને જ્યોતિનાં કે ગાઢ અંધકારનાં સામ્રાજ્ય જામ્યાં હોય–તે સાથે તેને કશી લેવા દેવા જ ન હોય! અને જગતને પોતાના ઘુંઘટ વડે ઢાંકી દેનાર તે તિમિરની ઝડીઓને વીંધી-ને જાણે તેની પેલે પારથી આવતો હોય તેવો સતત ધ્વનિ સંભળાયા કરે! તે પણ જાણે એક કોયડો! પરંતુ, મનમાં થયાં કરે, " હું તેનું રહસ્ય જાણું છું ખરો, " પણ તે શું છે તે કહી શકાય નહિ!

આકાશના સ્થિર પટની તટસ્થ ભૂમિકા ઉપર નિત્યનવીન રૂપ-સૃષ્ટિ ક્ષણે ક્ષણે રચાયાં કરે છે! પ્રત્યેક ક્ષણે નવીન સૃજન અને એ સૃજનના આનંદમાં મગ્ન થઇને બીજું સૃજન–એમ આખી સૃજન-ની જ ઘટમાળા!

કોઇક વાર આકાશ બાળકના જેવું સંતાકૂકડી રમતું લાગે છે. તમે મેદાનમાં જતા હો અને દૃષ્ટિમર્યાદા તરફ નજર કરો એટલે તે બૂમ પાડશે " હું આ રહ્યું!" તેને પકડવાને લોભે તમે પાસે જાઓ એટલે આઘે ને આઘે દોડી જઇ " આવ, જોઉં! પકડ, જોઉં!" કરી તમને બનાવે અને છતાં લોભાવે! તમને પણ થયાં કરે " પણે જાઉં તો હમણાં પકડી પાડું!"

પર્વત ઉપર ઉંચે જઇને તેને પકડવા મથો તો વાદળના ખાલી બાચકા જ તમારા હાથમાં આવે! આકાશ તો ઉંચુ જવાનું અને ત્યાંથી વળીને તમારી નીચે ફરી વળે! ત્યારે તમને લાગે કે માયા-વાદનો પ્રત્યક્ષ પુરાવો તો આકાશ નહિ હોય? કારણ કે " તે શૂન્ય છે છતાં વાસ્તવિક લાગે છે! પરંતુ વાસ્તવિકતા તો માત્ર

આભાસ છે !" દુનિયાના અંતિમ સત્ય વિષે શંકરાચાર્ય પણ એનાથી વધારે શું કહે છે?

શહેરનું, ગામડાનું, પ્રત્યેકનું આકાશ વાસ્તવિક રીતે જોતાં એક હોય છે છતાં પ્રત્યેકનું આકાશ વિશિષ્ટતા વગરનું નથી હોતું ! ગામડાને ઘેરી રહેલી વૃક્ષઘટા–પ્રભાતે નીલવર્ણી, સંધ્યા સમયે ઘન તિમિરવર્ણી–અને બન્ને સમયે નીકળતો ધૂમાડો ગામડાના આકાશને તેની વિશિષ્ટતા આપે છે. શહેરોમાં પણ સમુદ્રતીર અને ટેકરીઓ; વિસ્તારમાં પડેલાં ખેતરો અને શાંત વૃક્ષઘટાઓ, નદીઓના પ્રવાહ અને ખડકના ટેકરાઓ–આકાશસુંદરીના કોઈ જૂદા જૂદા સ્વરૂપનું જ દર્શન કરાવે છે.

રંગની અનંત લીલાઓ અખંડ આકાશપટ ઉપર ચાલ્યા જ કરતી હોય છે; જાણે સનાતન, અનંત બ્રહ્મચૈતન્યના ઉપર વ્યક્તિની ચંચલ તરંગલીલા ! અને રંગો તે કેવા ? જાણે ભાવોનું મૂર્તિમંત સ્વરૂપ ! આકાશના રંગ જોડે અદ્વૈત સાધી તમે વિશ્વ જોડે એકતા અનુભવો, અને તમારા અંતરમાં વ્યાપી વિશ્વ સમસ્ત તમારી જોડે અદ્વૈત અનુભવે ! એ પ્રમાણે આકાશ અને માનવહૃદયની પરસ્પર ભાવતરંગની અગમ્ય આપલે ! ગ્રીષ્મ ઋતુના મધ્યાહ્ન સમયે તપતા ઉગ્ર ભાનુના તાપમાં શાંત, નિર્વિકાર, નિર્લેપ, અનંત નીલિમાવાળું આકાશ જોઈને અનંતનો ખ્યાલ આવ્યા વિના રહ્યો હશે ? આરક્ત અને શ્વેતથી શરૂઆત કરી અને સંધ્યા સમયે પાછા લીલા, ભૂરા અને ઘેરા કાળા રંગના પટો જોઇને કદી હર્ષ તો કદી શોકની છાયા, કદી શાંતિ તો કદી ઉત્સુકતા–એ પ્રમાણે વિવિધ મનોદશા કોણે અનુભવી નથી ?

દિવસના બારે કલાક રંગની પીંછી લઇને કો વિરહપ્રમત્ત ગાંધર્વ કે યક્ષ આકાશમાં ચિત્રો ચિતર્યા જ કરતો લાગે છે ! અને પૃથ્વી ઉપર કે સ્વર્ગના કોઇ દિવ્ય પ્રદેશમાં વસતી પોતાની પ્રિયાને પ્રણયસંદેશા પાઠવતાં થાકતો નથી ! કવચિત વિરહવેદનાનું સંવેદન, કવચિત આલે-

ખિત કાવ્ય, તો કવચિત શોક, હર્ષ વગેરે ભાવપરંપરા જ જાણે વ્યોમમાં રૂપ લઈ રહી છે!

ચિત્રકળામાં સતત ચાલુ રેખા અને રંગની સનાતન સ્પર્ધાનું માનીતું ક્ષેત્ર આકાશ છે. રૂપનિર્માણમાં કોણ વધારે અગત્યનું? રેખા કે રંગ? એ સનાતન સ્પર્ધા આકાશમાં પણ ચાલી રહે છે! બપોરે રખડતા કોઈ વાદળાં પાછળ સૂર્ય સંતાઈ ગયો હોય ત્યારે ચળકતી ચાંદીની જ્યોતિર્મય રેખા તે વાદળાંને ચારે બાજુથી મઢી લઈને પોતાનું ગૌરવ પ્રગટ કરવા મથે છે. પરંતુ, વાદળાંમાંથી વિસ્તરતો રંગ રેખાનાં બંધનો તોડી બ્હાર વહી જાય છે! ચોમાસામાં વિદ્યુત્-રેખા આકાશભરમાં પોતાનો વિજય પોકારતી ગર્જે છે; ત્યારે રંગ મેઘધનુષ્યનો સપ્તરંગી ધ્વજ ફરકાવી પોતાનો દિગ્વિજય જાહેર કરે છે! એ પ્રમાણે ક્ષણે ક્ષણે રેખા રંગમાં વિલીન થતી અને રંગની આજુબાજુ રેખાની આડ થયા જ કરતી હોય છે!

ચોમાસાના આકાશમાં કે કોઈવાર સંધ્યા સમયે સમુદ્રતીરે ઊડતી બકપંક્તિ જોઈ છે? જાણે આકાશમાં બિરાજતી કો સુંદરીને ગળે હાલતી મુક્તામાળ!



ધીમે ધીમે હું એવા સિદ્ધાંત ઉપર આવ્યો છું કે દરેક પદાર્થને, દરેક માનવીને તેનું પોતાનુ આકાશ હોય છે. પ્રાચીનો ઘટાકાશ, મઠાકાશ વગેરે ભેદો—આકાશની મૌલિક એકતા છતાં—પાડતા. મને લાગે છે કે પ્રત્યેક માનવીનું પોતાનું આકાશ જૂદું હોય છે તે તેના અંતરના રંગથી રંગાયલું, તેના દૃષ્ટિબિંદુના ઉપર આધાર રાખતું હોય છે. તે બાહ્યસંજોગોને પણ થોડે ઘણે અંશે આધીન હોય છે. પરંતુ, પ્રત્યેકનું આકાશ એટલે શું? એવો પ્રશ્ન થશે. આકાશ વસ્તુ નથી—ખરું જોતાં વસ્તુનો અભાવ છે. તેનું ખરું લક્ષણ સ્થલના બંધનનો અભાવ, અને શબ્દ—ધ્વનિ એટલે કોઈ પણ સ્પંદન યાને આંદોલન વહન કરવું એટલું જ છે. પ્રત્યેક માનવની આજુબાજુ એવા સ્થળના બંધનનો અત્યંતાભાવ હોય છે; અને એ અભાવની દિશામાં માનવ

અનંત હોય છે અને અનંત થઈ શકે છે. વળી માનવ પોતાના આકાશ દ્વારા વિચાર, આવેશ, ભાવના, પ્રેરણા વગેરેનાં આંદોલનોની આપલે કરી શકે છે—જાણ્યે અજાણ્યે કરતો જ હોય છે ! એ આકાશ દ્વારા માનવ અનંત ચિદાકાશ જોડે અદ્વૈત અનુભવી શકે છે—અને તેના દિવ્ય ધ્વનિનું—તેના શબ્દબ્રહ્મનું—શ્રવણ કરી તેને પોતાનામાં ઝીલી અને પ્રતિફલિત કરી શકે છે. એ પ્રમાણે વિરાટ અનંત અને પરિમિત વ્યક્તિ એ બે વચ્ચે ચિદાકાશ દ્વારા આદાનપ્રદાન થઇ શકે છે !

આકાશ ઉપર ઉપરથી જોનારને મૌન લાગે છે. પરંતુ એ પણ તેના અનેક વિરોધાભાસો જેવો જ એક આભાસ છે. આકાશ છટાદાર વક્તૃત્વનો ભાગ્યે જ ઉપયોગ કરતું જણાય છે; પરંતુ, વેદના સામમંત્રના જેવો ગંભીર, પવિત્ર અને ભવ્ય સ્વરોચ્ચાર તે સતત કરતું લાગે છે ! કોણે આકાશનો એ ગંભીર, મૌન મંત્રોચ્ચાર નથી સાંભળ્યો ? અને કોને તેની સચોટતાની, ભવ્યતાની, દિવ્યતાની અસર નથી થઈ ? જૂદે જૂદે સમયે જૂદા જૂદા મંત્રોની પુનરુક્તિ તે કરતું હોય છે. સૂર્યની પ્રચંડ નિહારિકામાંથી આપણી નાની સરખી વસુન્ધરાનો જન્મ થયો તે દિવસનો સાક્ષી આકાશ છે ! તેણે વિશ્વજનનીની પ્રસૂતિ-વેદના જોઈ છે.

સૂર્યનારાયણના ઉષ્ણ હૃદયમાંથી સ્થળમાં પ્રસરતી પ્રેમોર્મિઓએ ગ્રહો અને નક્ષત્રોનાં સ્વરૂપો લીધાં તે દૃશ્ય, હે આકાશ ! તેં જોયું છે ! ઓ ! વિશ્વજન્મના આદિ સાક્ષી આકાશ ! એવા અનંત યુગો યુગના જીવન પછી તું શાંત ન હોય તો બીજું કોણ શાંત હોય ? બિચારી નાની સરખી માનવજાતિની અશાંતિ જોઈ તું મૂક હાસ્ય કરે તેમાં શું આશ્ચર્ય ?

અને નાની બાલિકા સમી પૃથ્વી જ્યારે અશાંત થાય, વેદના વા રુદન કરે, દુઃખથી કાતર થાય તથા સુખને માટે અધીર બની જાય ત્યારે તું એને "શાંતિઃ" "શાંતિઃ" "શાંતિઃ" નો મંત્રોચ્ચાર તારા દિવ્ય મૌનવડે ન સંભળાવે તો બીજું કોણ સંભળાવે, વારુ ?

જ્યારે પૃથ્વીના માનવીઓ પોતાની અનંત, જન્મદાત્રી શક્તિને વીસરી કુળ અને ગોત્ર ભૂલી જાય અને તેઓ પરિમિત, સંકુચિત, લઘુ થઈને કાળ અને દિશાનાં, કાર્ય અને કારણનાં, સુખ અને દુઃખનાં, સફળતા અને નિષ્ફળતાનાં, આશા અને નિરાશાનાં બંધનોમાંથી મુક્ત ન થઈ શકે, ત્યારે તેના મસ્તક ઉપર નિબિડ નીલવર્ણનો અનંત પટ વિસ્તારી "અનંત"–"અનંત" નો દિવ્ય મંત્ર–આદિ યુગમાં દર્શન કરેલા કોઈ સત્ય, દિવ્ય મંત્ર જેવો–તું ઉચ્ચારે છે તે યોગ્ય જ છે!

અને પીડિત, શિથિલ, સૌંદર્યના ભાનથી વંચિત થયેલ માનવ સૌંદર્યને સમૂળું વીસરી જાય અને આનંદની કેવળ વિસ્મૃતિમાં જીવન ગાળે ત્યારે પૂર્ણિમાના પૂર્ણચંદ્રને તું તારા કેન્દ્રમાં ધારણ કરી અનુપમ સૌંદર્યનો આવિર્ભાવ અને આનંદના અમૃતની વૃષ્ટિ કરી તેને સૌંદર્ય અને આનંદના દિવ્ય અદ્વૈતના અનુભવરૂપી દિવ્ય લ્હાવો આપે છે!

અને અંધારી અમાવાસ્યાની રાત્રિમાં તારા વિશાળ વિસ્તારમાં વહેતો સ્વર્ગંગાનો પુનિત પ્રવાહ! અનંત વર્ષો પૂર્વે–કદાચ જ્યારે ભગીરથે સગરને તારવાને પ્રથમ ગંગાવતરણ માટે તપસ્યા કરી હશે ત્યારે–આ અંધારી પૃથ્વીના અંધકારને સમૂળો દૂર કરવાને અને મૃત માનવીઓને સજીવન કરી તેમના આત્માનો ઉદ્ધાર કરવા માટે પુનિત જ્યોતિની કોઈ પતિતપાવન સરિતાનો પટ અવતર્યો હશે તેનું અવશેષ સ્મરણચિહ્ન તો સ્વર્ગંગા નહિ હોય? દિવ્ય, પુનિત જ્યોતિનો તે જ્ઞાનપ્રવાહ, રણમાં ગુપ્ત થતી સરસ્વતી સરિતા પેઠે, અજાણી પૃથ્વીના ઘનગર્ભમાં લુપ્ત થયો હોવો જોઈએ. આકાશગંગાના પુનિત જ્યોતિપ્રવાહનો સૂકાઈ ગયેલો માર્ગ જોઈ તે દિવ્યગંગાનાં અને પૃથ્વીના આદિ યુગનાં સ્મરણો અમારી અવચેતનામાંથી આજે પણ જાગૃત થાય છે!

હે અનંત આકાશ! તું અમારાથી નિરાળું છે–વેગળું છે એમ લાગે છે, પરંતુ તે વાસ્તવિક નથી. પૃથ્વીની માટીના પડમાંથી ડોકિયું કરી નીકળતા ઘાસના તણખલામાં જે જીવનપ્રેરણા-

જે ચેતનનો સ્ફુલિંગ—ચેતનાની ઝમક—છે, તેજ પ્રેરણા અને તેજ ઝમક તારા અનંત વિસ્તારમાં અદશ્ય તરંગલીલારૂપે અનંત વર્ણોમાં અને અનેક દિવ્ય જ્યોતિસ્વરૂપે આંદોલન કરી રહેલી છે ! રાત્રિના તારાઓમાં ઝળકતી જ્યોતિના તરંગમાં અને પૃથ્વી ઉપર ધડકતા, સ્પંદન કરતા, માનવહૃદયમાં એક જ ચેતનાનો રણકો સમાનપણે વાગી રહ્યો નથી? વાગી રહ્યો છે અને તાલ-રચી રહ્યો છે! એક સનાતન અનંત જીવનની જ એ નૃત્યલીલા ! અનંત આકાશના જ્યોતિર્મય તરંગથી માંડીને પૃથ્વીની નિર્માલ્ય, તિમિર-મય, જડ જણાતી ધૂળની એકતા, સાતત્ય અને આનંદપુલકિત નૃત્ય ! વિશ્વનો એ અનંત, અદ્‌ભુત અને સુંદર રાસ !

સ્થળથી પેલે પાર અજ્ઞાત–અગમ્ય–કો સતમાંથી વિલસી રહેલું આ બ્રહ્માંડ! અને અનંત સ્થળમાં સ્વેચ્છાએ વિચરતા, વિહરતા, કૂદકી અને ચકરડી ફરતા અનંત સૂર્યો, નક્ષત્રો અને રાશિઓ ! ક્યાંથી તમે છૂટયા ? કોઇ અખંડ નિયમનાં અખંડ પાલન ? કોઈ અનિર્વચનીય આનંદના અમિત ઉલ્લાસ અને સ્વાતંત્ર્ય ! અનંત આકાશ અને તેની વચ્ચે સાંત પૃથ્વી ઉપર સાંત છતાં અનંત માનવ આત્મા ! એ બધાનાં અગમ્ય રહસ્યો બુદ્ધિ વડે કોણ જાણી શકે ?

માનવજાતિ કોઇ લક્ષ્યને સિદ્ધ કરીને " આજ અંતિમ લક્ષ્ય ! આજ પરમધામ ! હવે અહીં અનંત કાળ સુધી નિરાંતે–નિશ્ચિંત–બેસ-વાનું છે " એમ કહી પોતાની યાત્રા સમાપ્ત કરવાનો નિશ્ચય કરે છે. એટલામાં તો હે આકાશ ! તારી અનંત ગહનતામાંથી કોઈ દિવ્ય આકાશ-વાણી પોકારે છે, " આ નહિ ! અહીં નહિ ! હજી પણ આગળ ! "

પાછી પૃથ્વી ઘૂમે છે; માનવજાતિ પ્રયાણ કરે છે; અને માનવનો આત્મા પૂછે છે, "ત્યારે ક્યાં ? કયા લક્ષ્ય પ્રતિ ? અન્ય કયે સ્થળે ?"

તે વખતે તારા અનંત વિસ્તારમાં પ્રસરે છે અનંત શાંતિ-અગાધ મૌન !

# વસુંધરા

કેવી કઠિન! છતાં કેવી મૃદુ! અચેતનતા, અવચેતનતા અને જડતાનો જાણે સ્થૂલ દેહ! પ્રાણવિહોણો કેવળ પદાર્થ! અને છતાં કોઈ અનિર્વચનીય સચેતનતાની મૂર્તિ! હે વસુન્ધરા! માનવ કલ્પનાને સ્વર્ગ મોહક લાગે છે. પરંતુ તું **स्वर्गादपि गरीयसी मानवजननी** છે! માનવને ગર્વ છે તારાં સંતાન થયાનો!

વિશાળ મેદાનમાં અનંત લાગતા તારા વિસ્તારમાં જ્યારે હું લાંબો થઈને તારે ખોળે—માતાને અંકે સૂતેલા બાળક પેઠે—પડું છું ત્યારે મ્હારું સમસ્ત ચૈતન્ય તારા માતૃપ્રેમમાં સ્નાન કરે છે, અને તારા પ્રેમનું પાન કરતાં હું સમાધિમાં મગ્ન થઈ અન્ય સર્વ વીસરું છું. એક માત્ર સંજ્ઞા રહે છે અને તે તારા દિવ્ય પ્રેમના પાનની; અને જાગે છે વચમાં વચમાં બીજી એક સંજ્ઞા, અનંત કો કાલની ક્ષણો સુધી, ને એ કે "હું વસુન્ધરાનો પુત્ર છું."

એ અન્તર્લીન અવસ્થામાં મને લાગે છે કે મારા હૃદયમાં ઉછળતી અનેક ઊર્મિઓ અને આશાઓ માનવજીવનના આદર્શો અને સ્વપ્નાંઓ વગેરે મારાં નથી; પરંતુ હે માતા! તે સર્વ તારી જ અવ્યક્ત અને અગાધ હૃદય ગુફાઓની ગહનતામાં ગુપ્ત થએલી અભીપ્સાઓ, તારા જ દિવ્ય મનોરથો, તારા જ ઉચ્ચ આદર્શો, તારા અપૂર્ણ પ્રયત્નો અને અપૂર્ણ સ્વપ્નાંઓ છે! સંધ્યા પડી છે, ઘરના ઓરડામાં દીપકની ઝબકતી જ્યોત ચારે તરફથી વિદાય થતા અંધકારને ઘરમાં દૂર હાંકે છે, ઘરમાં તેનાથી

ઘેરાઇ જાય છે. અને એ પ્રમાણે જ્યારે તેજ અને તિમિર હુડતત રમે છે ત્યારે પોતાના બાળકને ખોળામાં લઇને લાડ કરતી માતા પુત્રને નિદ્રાવશ કરતા પહેલાં વાતો કરી સંભળાવે છે. તેવી જ રીતે હે પૃથિવી! મને લાગે છે કે તું મારા અંતરમાં તારી અભીપ્સાઓ, તારાં સ્વપ્નાંઓ અને તારા અપ્રાપ્ત આદર્શો અને અસિદ્ધ મનોરથોની વાર્તા મને કરે છે. એ પ્રમાણે હૃદય ખાલી કરી માતા પેઠે તું આનંદનો અનન્ય લ્હાવો લે છે! મારી ખાત્રી છે કે મારી સર્વે ઊર્મિઓ, ગગનચુંબી આદર્શો, દિવ્યતાનાં અમૂલ્ય સ્વપ્નાંઓ, હે માતા! તારા પોતાના પુરાતન–કો વિસ્મૃતિમાં અંતર્લીન થએલા કાળનાં–સ્મરણો છે.

હે પૃથિવી! અનંતકાળની કેટલી અવધિ સુધી તેં તપ કર્યાં હતાં? આ મૃદુતૃણનો એક નમ્ર અંકુર ઉત્પન્ન કરવા માટે અને આ ગુલાબના પુષ્પની સુંદર પાંખડી કરવા માટે અને આ નનેલ ભ્રુકુટી, ધડકતું, માનવ હૃદય, તેમાં સ્પંદન કરતા દિવ્ય ભાવો અને આ ગહન નેત્રો? અને તેની અગમ્ય છતાં સુગમ્ય ભાવની છટા? હે સૂર્યકન્યા! પ્રકાશવન્તા ભગવાન તારા દિવ્ય પિતા સૂર્યદેવની જ્યોતિ તેં તારા દેહમાં ક્યાં અંતર્લીન કરી છે? અનંત વિસ્તારમાં અજ્ઞાત લક્ષ્ય પ્રત્યે ગતિ કરી રહેલ સૂર્યમાળામાં બિરાજી સનાતન કાળથી ગોળ કૂદડી અને રાસ ફરતી તું કયા લક્ષ્ય પ્રત્યે ગતિ કરી રહેલ છે? વિશ્વ-રહસ્યને તારા જડદેહમાં પ્રથમ અંતર્લીન કરીને તેને વ્યક્ત કરવાનો દિવ્ય અભિલાષ તારામાં જાગ્યો છે કે શું? અને તેથી જ શું પ્રથમ જડતાનું ઉત્તરીય ધારણ કરી તારા ચેતનહીન દેહમાંથી પ્રથમ તેં લીલીછમ મૃદુ દૂર્વાની ચમત્કૃતિ પ્રગટ કરી કે શું? આખી સૂર્યમાળા, ગ્રહો, ઉપગ્રહો–સર્વે જોઇ રહ્યા સાનંદ આશ્ચર્યે! શું તેં સૂર્ય પિતાને વચન આપ્યું હતું કે તેનાં સર્વે સ્વપ્નાંઓ તું સિદ્ધ કરશે?

ત્યાર પછી પર્વતોનાં ગગનચુંબી શૃંગો, સમુદ્રનાં અગાધ જલ-રહસ્યો અને નદીઓની સુંદર ગતિમાન હાસ્યતરંગલીલા, જલાશયોના

પુનિત વિસ્તાર તેં પ્રગટ કર્યા ! જીવંત પ્રાણીઓ અને પશુઓનાં પ્રત્યક્ષ આશ્ચર્યો સરજાવ્યાં ! તારા નિર્માલ્ય અને ક્ષુદ્ર દેખાતા દેહમાં તેં હીરા, માણેક અને અમૂલ્ય સુવર્ણરજતનિધિ બતાવ્યા !

અને તેથી યે વધારે અમૂલ્ય હે અન્નપૂર્ણે ! તેં પ્રાણીઓને માટે આપ્યું પ્રાણપોષક અન્ન. અને સૌન્દર્યના દિવ્ય પદાર્થપાઠરૂપ પુષ્પની કળી અને પુષ્પનો સૌરભ તેં માનવને બતાવ્યો ! હે વસુન્ધરે, તારી એ અપાર્થિવ સુંદરતા તારા જડ દેખાતા દેહમાં તું કયાં સંતાડે છે ? આવું ઉદાર, સુંદર, માતૃપ્રેમપૂર્ણ હૃદય ! અને બહારથી આવી કઠિનતા ! શા માટે આવરે છે તારું અનુપમ સૌન્દર્ય ? નમ્રતાના કો દિવ્ય નિયમના પાલન માટે ?

જડતાની તામસિક દશામાં અન્તર્લીન થયલી તારી દિવ્ય શક્યતાને સિદ્ધ કરવા માટે તેં "માનવ" ઉત્પન્ન કર્યો ! અને તેં તારાં સ્વપ્નાંઓ જોનાર માનવજાતિ ખડી કરી ! હે વસુન્ધરે ! તારા અખૂટ સ્મૃતિભંડારમાંથી ઇતિહાસપૂર્વના યુગયુગાંતરોની તારી કથા અમને કહેતી જા ! તારા જન્મનો ઉત્સવદિન તને ખબર છે ? કે નિર્દોષ બાલિકાની પેઠે કેવળ તારા પિતા અને માતાનાં લાડ વિના બીજું કશું તને સાંભરતું નથી ? આ વિશ્વની ઉત્પત્તિ વિષે અગમ્ય આદિ યુગમાં તેં કો આકાશવાણી સાંભળી હોય તો તે અમને કહે ! પાછો હું ભૂલ્યો. માનવ જાતિની ઉત્ક્રાંતિ અને તેના ઇતિહાસમાં વ્યકત થતી દિવ્ય કો પ્રેરણાની—કોઈ અપ્રાપ્ત હેતુની—સ્મૃતિ તારા જડ દેહમાંથી અમારામાં પ્રવેશી વિધવિધ સ્વપ્નાંઓ ઘડતી હું જોઉં છું અને જાણું છું, છતાં શા માટે હું ભૂલ્યો ? જ્યાં સુધી આદિ યુગનું તારું સ્વપ્ન સિદ્ધ થયું નથી ત્યાં સુધી તારી સૃજનજૂની એ કથા તારાં પાર્થિવ બાળકોને શું તું કહ્યા જ કરશે ? તારાં સ્વપ્નાં સિદ્ધ કરવાની સામગ્રીસમી માનવજાતિ, તેની પ્રેમશૃંખલા વડે સંકળાયલી સમાજઘટના, વ્યકિતસમષ્ટિના પરસ્પર આશ્રય અને સ્વતંત્રતા, પ્રત્યક્ષસિદ્ધ દ્વૈતમય જીવનમાં પ્રેમના અદ્વૈતની અદ્‌ભુત ઘટના,

દિવ્યતાનાં સ્વપ્નાં—વગેરે આશ્ચર્યો પ્રગટ થયાં અને ઇતિહાસ ઘડતી માનવ જાતિ આગળ ચાલી. સામ્રાજ્યો, મહાન વ્યક્તિઓ, શોધ-ખોળો, તત્ત્વજ્ઞાન, કળા, સત્તા, મહત્તા, ભવ્યતા, શ્રદ્ધા, જ્ઞાન, ભક્તિ વગેરે અનેક દૃશ્યો રજુ થયાં—તે તારાં કોઈ સ્વપ્નાંને પ્રતાપે તો નહિ હોય ?

હે માતા મૃણ્મયિ ! કેટકેટલી વખત તારે ખોળે વિધવિધ રૂપે અવતર્યો હોઈશ ? કેવો વિરલ એ જન્મપ્રસંગ ? કો સમયે હોઈશ મલય પર્વત ઉપરથી વાતો સુગંધિ અનિલ, તારા ઉત્તરીય સાથે ગેલ કરતા બાળક સમો ! કોઈ સમયે પર્વતના ઉન્નત શિખર ઉપર ઊગેલ પુષ્પની કળી ! તો કોઈ સમયે કેવળ તારાથી સંપૂર્ણ સતુષ્ટ તારાં અનંત પ્રાણીઓમાં કો અજ્ઞાત, નિર્દોષ પ્રાણી ! અને કોઇ વાર તારાં દિવ્ય સ્વપ્નાંઓ જોતો અને જીવનમા તેમને પ્રત્યક્ષ કરવા મથતો કો માનવ બાળ ! અને આજે પાછો તારે ખોળે રાચું છું !

જડતાની મૂર્તિ છતાં તું જડ નથી. તારો આત્મા કોઈ ઊર્ધ્વ-ભૂમિકા પ્રત્યે ઝંખી રહ્યો છે; અને એ ઝંખનાની વ્યાકુળતાને લીધે શું તું ગોળ ગોળ ફરી રહી છે ? અને તારા એ અપ્રાપ્ત લક્ષ્યનું સ્વપ્ન અંતરમાં જોતી તેના પ્રત્યે શું તું સનાતન કાળથી સ્થળના અનંત વિસ્તારમાં પ્રવાસે નીકળી પડી છે ?

જડતાની મૂર્તિ ! તારો દિવ્ય પ્રાણ વૃક્ષની વિલોલ રાજીમાં અને પલ્લવપુષ્પની સુંદરતા, મૃદુતા અને ઉલ્લાસમાં, ફળના દિવ્ય રસસમૃદ્ધ પરિપાકમાં અમે પ્રત્યક્ષ જોઈએ છીએ. અને તારાઓના જ્યોતિર્મય દેહનું રૂપાંતર તારા દેહમાં કેવાં સ્વરૂપો ધારણ કરે તે અમે સાશ્ચર્ય નિહાળીએ છીએ.

અને તારા અનેક ચમત્કારો પ્રતિક્ષણ જોવા છતાં અમને તે ઘટનાઓમાં ચમત્કારનું ભાન નથી થતું એ શું ઓછું આશ્ચર્ય છે ? રાત્રિની ગંભીર શાંતિમાં, નિઃશબ્દ અંધકારના આચ્છાદન નીચે, તારા હૃદયની સુંદરતાને પુષ્પની કળીમાં તું ટંકોટંક ભરીને ઉષાદેવી આવતાં પ્રભાતસૂર્યને તું પ્રથમ અર્ઘ્ય અર્પણ કરે છે.

કેવી સંપૂર્ણ કળા ! કેવો આત્મસ્થ સંતોષ ! કેવો સમર્પણનો દિવ્ય ઉલ્લાસ ! છતાં કેવો શાન્ત, નમ્ર, મધુર અને સુંદર !

તારી મૃત્તિકામાંથી બનેલા માનવને તું તારા હૃદયરસ વડે પોષે છે. અને તારો માતૃપ્રેમ માનવ અંતરમાં કો અનન્ય પ્રેમ પ્રગટાવે છે. તારા પ્રત્યેનો માનવ પ્રેમ તેની અવચેતનામાં કેવો ગુપ્ત, પરંતુ કેવો દૃઢ રહેલો છે ? તારો એક પણ જાયો આ તારા દિવ્ય જ્યોતિર્મય પ્રદેશને અને તારી રમ્ય રાત્રિઓને ત્યાગવાને કદી રાજી થયો સાંભળ્યો છે ?

તારો એ દિવ્ય પ્રેમ તારાં સર્વે સંતાનો પ્રત્યે કેવો સમાન છે ? સૌથી પરિત્યક્ત, ધિક્કારપાત્ર બની સમાજથી બહિષ્કૃત, દુઃખી, પાપી, અપરાધી તારા સંતાનને ખોળે લેતાં તને કદી ઘૃણા થતી કોઈએ જોઈ છે ? સર્વેને તારે ખોળે લઈ મૃદુ હસ્તે માતાની મમતાથી પંપાળી નિદ્રારૂપી તારી સુખદાયી પાંખમા તું લપાવે છે. અને નિરાશ થયલા માનવ જીવનને માતાના વાત્સલ્યથી નિભાવી લઇ તારી સોડમાં તું વિશ્રામ આપે છે.

પરિવર્તિનિ સમુદ્રવસને ! તારા ઉપર વ્યકત થએલ અનંત જીવનની પ્રથમ લહરી ક્યાંથી આવી ?—કહેશે ? અનંત સ્થળના વિસ્તારમાં પ્રસરેલ ચિદાકાશનું કો મોજું શું પ્રથમ તારા ગોળા ઉપર તૂટીને સચેતનતાનાં આંદોલનો તારા જડ દેહમાં પ્રેરતું ગયું ? કે અન્ય કો ગ્રહ વા ઉપગ્રહમાં સંતોષ નહિ મળતાં માળાની શોધમાં નીકળેલ પંખી જેવી જીવનકોકિલા તારે કાંઠે આવીને માળો બાંધીને બેઠી અને તારા ઉપર વાસો કર્યો ? કે પછી તારા પોતાના પ્રેમોર્મિથી ભરપૂર હૃદયમાં અંતર્લીન કો પ્રાણચેતનાને વ્યકત કરી તારો પોતાનો જ તું સાક્ષાત્કાર કરે છે ? તારા જડ; મૃત્તિકામય દેહમાં જેમ તેં સુવર્ણ, રત્ન અને હીરા ઢાંકયાં છે તેમ તારી અવચેતના અને જડતામાં શું તે પ્રાણનાં અમૂલ્ય ચેતન, હૃદયના દિવ્ય ભાવો, માનવના વિચારો અને તત્ત્વચિંતન તેં અવગુપ્ત રાખ્યાં હતાં ?

ઓ જડ દેખાતી સચેતન માતા ! તારું ઉત્તરીય ખસેડ. હું તારો બાળક છું; મને તારા હૃદયના ગુપ્ત પ્રેમરહસ્યનું પાન કરવા દે. મને તારે હૃદયે લઈને ચાંપ. મને પ્રતિક્ષણ એ ભાન જાગવા દે કે " હું તારો પુત્ર છું. " ગમે તેટલું સુંદર અને આકર્ષક હોય તો પણ સ્વર્ગ મારી માતૃભૂમિ નથી. મારો આત્મા ભલે ત્યાંથી આવ્યો હોય, પરંતુ મારી જન્મભૂમિ તો તું જ. જે પ્રાપ્ત કરીશ તે તારે માટે ! આવી પ્રત્યક્ષ પ્રેમમૂર્તિ તને " માયા "–" મિથ્યા " કોણ કહી શકે ?

માનવ આત્મા તારા ઉપરથી ગમે તેટલે ઉંચે ઉડ્ડયનો કરે, પરંતુ તારા પ્રત્યે જ પાછો ફર્યા વિના તે રહી શકતો નથી. તારા પ્રેમનું બંધન એવું દૃઢ છે કે કોઈ તેને તોડી શકતો નથી. અને એ પ્રેમનું પ્રત્યક્ષ સ્વરૂપ ગુરુત્વાકર્ષણ તો નહિ હોય ? ગમે તેટલા ઉંચે જવા છતાં તારા પ્રેમનું ગુરુત્વાકર્ષણ મને પાછો ખેંચી લાવતું હશે ? જ્યારે એવો પ્રશ્ન થાય છે ત્યારે સાંભળુ છું, " તું જ્યાં ઊડીને જવાનો પ્રયત્ન કરે છે ત્યાં નહિ, પરંતુ અહીં તારા સર્વે દિવ્ય પ્રદેશોને લાવઃ સ્વર્ગની ભૂમિકા સ્વર્ગીય હોય તેમાં શું આશ્ચર્ય ? તારી પાર્થિવ ભૂમિકાને દિવ્ય બનાવવાનાં મને સ્વપ્નાં છે ! ઓ પુત્ર, દિવ્ય પ્રદેશ જવાના મોહ છોડી મારે આંગણે સઘળી દિવ્યતા પ્રગટાવ, મારે બારણે સ્વર્ગની ભૂમિકાને પ્રગટાવ, મારાં સંતાનોને દેવ બનાવ. અને ભગવાનને અહીં લઈ આવ અને મારો અને તેનો ચિરવિયોગ મટાડી મને સનાતન વિરહવેદનામાંથી મુક્ત કર ! "

હે માતા વસુન્ધરે ! તારા કરતાં વધારે વાસ્તવિક, તારા કરતાં વધારે સત્ય અને તારા કરતાં વધારે પ્રત્યક્ષ આ વિશ્વમાં બીજું શું છે ? અને તારા દેહથી પણ વધારે પ્રત્યક્ષ તારો ચેતનવંતો આત્મા, તારો દિવ્ય અમૃત રસ, તારા જીવનમાં કાર્ય કરી રહેલ કો દિવ્ય પ્રેરણા અમારામાં કાર્ય કરે છે. છતાં અમે તેને જાણતા નથી એ શું ઓછું આશ્ચર્ય છે ?

હે માત ! મારા પ્રયત્નોમાં સફળતા મળશે તેનો યશ તને છે !

અને જીવનમાં નિષ્ફળ નીવડીશ તો પણ હું જાણું છું કે તું પ્રેમમયી વસુન્ધરા મને નહિ તરછોડે! તું મને અંતિમ આશ્વાસન આપી તારે ખોળે નિવૃત્તિ અને આરામનું અમૂલ્ય દાન કરશે! નિરાશામાં રહેલી અમર આશા તું તારા જીવનમાંથી મને આપશે, અને મારા સર્વે વિજયો અને પરાજયો તારામાં લીન થઈ જશે!

જીવનયાત્રામાં અમને તારું ધૈર્ય, તારી ક્ષમા, તારી સહનશીલતા, તારી નમ્રતા અને ખંત આપ.

તારા શાન્ત અને પ્રાણવિહીન વિસ્તાર ઉપર કોઈ કોઈ સ્થળે જ્વાળામુખીનાં અગ્નિવમન અને ધરતીકંપના ધ્રુજારા થતા જોઉં છું ત્યારે મને લાગે છે કે માનવ જાતિના પાપોના ભાર તળે ચગદાતી તું ગરીબ ગાય પેઠે પાપોને ખંખેરવાને પ્રયત્ન તો નહિ કરતી હોય! તું ક્યાં સુધી આ પાપોનો ભાર વહન કરશે? આજે તારા પર વસતી માનવ જાતિના ભારથી તું ચગદાતી નથી? તો પછી તારી ચેતનાને જાગૃત કર અને પ્રાચીન કાળમાં જેમ નિર્દોષ ગાયનું સ્વરૂપ ધારણ કરી તું સૃજનહાર પાસે સીધેસીધી જતી તેમ આજે કેમ નથી કરતી? જાગૃત કર, ઓ પૃથ્વી, તારો અંતરાત્મા! અને માનવજાતિના પાપભારમાંથી ઉગરવાને ભગવાનને સાદ કર. તારા અંતરાત્માનો સાદ કદી અફળ ગયો નથી.

તું જડ છે, તું સ્થૂલ છે એ દઢ થઈ બેઠેલો વિચાર કેવળ એકતરફી લાગે છે. કારણ કે જ્યારે સ્થૂલ દૃષ્ટિનું આવરણ ખસી જાય છે અને હું પર્વતો, વનસ્પતિ, પત્થર, માટી, પ્રાણીઓ વગેરે પ્રત્યે નિહાળું છું ત્યારે મારા આત્મા અને તેની વચ્ચેનું અંતર દૂર થઈ જાય છે, અને તારાં સર્વવ્યાપી તત્ત્વો સર્વત્ર વ્યાપી રહેલાં જોઉં છું. સર્વમાં એનાં એ મૌલિક તત્ત્વો—એ નો એ અખંડ આત્મા! અને સર્વમાં પ્રાણનાં એનાં એ તત્ત્વો શ્વાસ લઈ વિધવિધ રૂપ ધારણ કરી રહ્યાં છે.

કોઈવાર અંધારી રાતે જ્યારે સમસ્ત પૃથ્વી ભરનિદ્રામાં અચે-

તન હોય છે ત્યારે કાળનાં અને સ્થળનાં બંધનો દષ્ટિ આગળથી સરી પડે છે અને ભૂત અને વર્તમાનને હું એક અખંડ અવિભાજ્ય કાલશૃંખલા–ચિરંજીવી કાલ રૂપે જોઉં છું જેને માનવો ભૂતકાળ કહે છે તેનું ચક્ર મારી સૂક્ષ્મ દષ્ટિ સમક્ષ પસાર થતું–જીવતું જાગતું–જોઉં છું–જાણે નિદ્રિત પૃથ્વીનું સજીવ સ્વપ્નું. તે સમયે મને સમજાય છે કે ભૂતકાળના રહેવાસીઓ ગયા નથી અને આપણે જેને "ભૂતકાળ" ગણીએ છીએ તે તો સનાતન જીવંત–ચિરંજીવીઓનો પ્રદેશ છે. જ્યારે એ દષ્ટિ પ્રાપ્ત થાય છે ત્યારે ધૂળમાં મળેલાં પ્રાચીન સામ્રાજ્યોનાં ખંડેરો, નિર્જન કબરો, સૂકાં જનહીન અરણ્યોને ઠેકાણે સમૃદ્ધ શહેરો, મહાન જીવંત સમાજો, કળા, સાહિત્ય અને જીવનની વિપુલતાથી ભરેલાં સ્થળો બની રહે છે! કોઇવાર તારા મૃણ્મય શ્યામ હૃદયમાં હું એક અદ્ભુત દશ્ય નિહાળું છું ત્યાં આગળ–પૃથ્વીના મધ્યબિંદુમાં–જોઉં છું એક સુંદર સુવર્ણ સિંહાસન અને તેના ઉપર પુષ્પમુકુટ–ધારી અન્નપૂર્ણા–પ્રાણપૂર્ણા–એક દેવી! ચાર હાથ;એકમાં સસ્ય–ધાન્ય; બીજામાં ચકમકતી તલવાર; ત્રીજામાં શ્રી અને સૌન્દર્યનું સૂચક કમલપુષ્પ; ચોથામાં વેદપોથી–જ્ઞાનભંડાર અને સમુદ્રનું નીલવર્ણું લીલી કોરવાળું અંચળ; મુખ ઉપર મૃદુ હાસ્ય અને કો દિવ્ય સ્વપ્નમાં કે કો દિવ્ય સંગીત શ્રવણ કરવામાં લીન થયેલી મુદ્રા!

જ્યારે એ દર્શન કરું છું ત્યારે ક્ષુદ્ર જણાતી પૃથ્વી કેવી મહાન લાગે છે! તે એક મહાવ્યક્તિ છે. અને આપણે જેને ધિક્કારીએ છીએ તે–તેની રજ–કેટલી અમૂલ્ય અને પવિત્ર છે! પૃથ્વીના આદિ-કાળમાં વિસ્તરેલી નિહારિકાની રજકણ જેવી તે ધૂળ કેટલી પવિત્ર છે? એના જડ દેહની આજુબાજુ ચેતનાથી સ્ફુરતી કેટકેટલી સૂક્ષ્મ સુંદરતાઓ આવી રહેલી છે? અને તે પણ સનાતન કાલથી! માનવ કેવળ જડ પૃથ્વી ઉપર જીવન ધારણ કરતો નથી. તે પૃથ્વીની આજુબાજુ રહેલા સુવર્ણ લોકમાં પણ જીવે છે. ત્યાં અક્ષય સૌન્દર્ય સનાતન કાળથી વિરાજે છે અને પૃથ્વી ઉપર પ્રગટ થવા પ્રયત્ન કર્યા જ કરે છે.

એ દર્શન સમયે તો ડગલે ડગલે પૃથ્વીમાં દિવ્યતા ભરેલી જણાય છે. અણુએ અણુમાં એક જ આત્મા વિલસી રહેલો જણાય છે. અને પૃથ્વી આખી જાણે એક વિશાળ મંદિર ! અને તેમાં દેવ સર્વવ્યાપી અને જ્યાં દૃષ્ટિ કરો ત્યાં હાજરાહજુર !

સર્વવ્યાપી વિરાટને માનવ પોતાનાં પરિમિત કરણોથી ગ્રહણ કરવા મથે છે ! પરંતુ તે તો શાશ્વતીની અચિન્ત્ય અનંતતામાં છે ! પરંતુ હે પૃથ્વી ! જ્યારે માનવ તારાં દર્શન કરે છે ત્યારે એ જ અનંત તેને આકાશની ભાવભરી સૌન્દર્યલીલામાં અથવા સન્ધ્યાની સૌમ્ય મૃદુતામાં અથવા તો માનવ હૃદયમાં સંભળાતી કો દિવ્ય વાણી-રૂપે પ્રકટ થાય છે ! અને અનંતનું એવું ભાન જાગ્રત થતાં નરી આંખે દેખાતી પૃથ્વી પવિત્ર બની જતી નથી ? અને માનવ શ્વાસ લે છે તે હવા ? જાણે આનંદની કો દિવ્ય સુરા !

હે વસુન્ધરા ! તને જાણીએ છીએ છતાં કોણ જાણે તારું રહસ્ય અમે જાણતા નથી. શાન્ત, મૌનભરી, ધૈર્ય અને ક્ષમાભરી તારી દૃષ્ટિ અમે જાણીએ છીએ; અમારા હૃદયનો પ્રેમ પ્રત્યુત્તર આપે છે તે ઉપરથી તારો દિવ્ય પ્રેમ અનુભવીયે છીયે; પરંતુ " તું કોણ છે ? હે પૃથ્વી, તારો આત્મા શું હશે ? " તે અમે નથી જાણતા.

ગાઢ રાત્રિના અંધકારનો ઘુંઘટ તાણી નિઃસ્વન, નીરવ આકાશમાં સનસન કરતી–નિર્ભયતાથી વિચરતી કો દિવ્ય અભિસારિકા-સમી તું ગતિ કરે છે; અથવા તો તારી લાડીલી કન્યા ચન્દ્રિકાના હાથમાં હાથ મેળવી જ્યોત્સ્નામયી તું તારી બાલિકા સાથે કૂદડી રમતી ફરે છે અને તારાં બાલ્યકાળનાં સ્મરણો તાજાં કરે છે ત્યારે અમે તને ઓળખી શકતા નથી.

અને સર્વેને ગ્રસવા મથતી હોય તેવી તું કો સમે તારી પુત્રી ચંદ્રિકાના ઉપર મૃત્યુસમી શ્યામ દૃષ્ટિ નાંખી તેને ગ્રાસે છે અથવા તો સૂર્યદેવના પૂર્ણ જ્યોતિઃસ્વરૂપ ઉપર પણ તારી દૃષ્ટિની સર્વગ્રાહી–સર્વગ્રાસી શ્યામ છાયા દેખાય છે ત્યારે મર્ત્ય લોકની મર્ત્યતાનું

અમને ભાન થાય છે અને મૃત્યુલોકનો અર્થ સમજાય છે. પરંતુ તું કોણ છે તે પ્રશ્ન તો અનુત્તર જ રહે છે.

તું કોણ છે ? તારું રહસ્ય શું છે ?–તે સમજાય કે નહિ પરંતુ દૈવી સિદ્ધિ પ્રાપ્ત કરવાનાં તારાં સ્વપ્નાંઓ જરૂર સિદ્ધ થશે! કારણ કે એક તૃણ ઉત્પન્ન કરવા માટે અનંત યુગો ધૈર્યથી તપ કરનાર તારી શ્રદ્ધા સુમેરુ કરતાં પણ વધારે અચળ છે; અને તે અંતે સફળ ન થાય તો બીજું શું ફળે ?

અખૂટ ધૈર્ય ! અડગ શ્રદ્ધા ! અકુંઠિત, સતત પ્રયાસ–એ તારો મુદ્રાલેખ. તારાં અકૃત્રિમ નમ્રતા અને માર્દવ સર્વ મનોરથો સિદ્ધ કરશે જ.

તારી અને તારા ઉપર પડેલી ધૂલિની પવિત્રતાનું જ્યારે મને ભાન થાય છે ત્યારે અજાણ્યે મારાથી બોલાઈ જવાય છે કે—

**समुद्रवसने देवि पर्वतस्तनमण्डले ।**
**विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥**

અને અમારે ભાગ્યે તારાં સ્વપ્નાં જ જોવાનાં હોય તો તારાં સ્વર્ગીય સ્વપ્નાં જ અમને દેખાડ. એ તારું જગતજૂનું–સૃજનજૂનું "માનવનુ પ્રભુત્વ" અમને પ્રતિક્ષણે દેખાડ જેથી તારી ચિર અભીપ્સા અમારા જીવનમાં તૃપ્ત થાય.

# પૃથ્વીનું કેન્દ્ર

પ્રશ્ન થયો, "પૃથ્વીનું કેન્દ્ર ક્યાં ?" અને "તે તે કેવી રીતે શોધી કાઢવું ?" ભૌતિક શાસ્ત્રની પ્રગતિના આપણા જમાનામાં પૃથ્વીનું કેન્દ્ર શોધી કાઢવું શું અશક્ય હશે ? આપણા પ્રગતિમાન યુગમાં અગ્નિ, વાયુ, વરુણ, વિદ્યુત, બાષ્પ વગેરે પ્રગતિના દેવોને આપણે માનવના દાસ કરી મૂક્યા છે; માનવનાશક યંત્રોની ઉપયોગી શોધ કરવામાં પ્રજાઓ રસાકસી કરી રહી છે; ઝેરી હવા, ઝેરી જંતુઓ, તથા જીવનવિનાશક પ્રચંડ કિરણો પણ શોધાઈ ગયાં ! પરંતુ હવામાં લડાયક જહાજો ઉડાવી પૃથ્વીની પ્રદક્ષિણા કરનાર સાહસિક ખલાસીઓને કે હિમાલયના ગૌરીશંકર શિખર ઉપર ઉભા રહેવાના કોડ કરનાર ભૂગોળશાસ્ત્રીઓને પૃથ્વીનું કેન્દ્ર શોધવાના કોડ શા માટે નહિ થયા હોય ?

કેવળ ભૌતિક શાસ્ત્રની અરસિક દૃષ્ટિએ જોતાં પણ એ શોધ મહાન લાગ્યા વિના નહિ રહે. પરંતુ સાહિત્ય અને કળાની દૃષ્ટિએ એ શોધની મહત્તા કોણ માપી શકે તેમ છે ? પૃથ્વીનું કેન્દ્ર ! સંગીન, નક્કર, પૃથ્વીનું કેન્દ્ર ! અને તેની શોધ ! કયો સાહિત્યકાર તે જાણવાને આતુર નહિ થાય ? કયો ભૌતિકશાસ્ત્રવેત્તા તેને માટે પોતાના પ્રાણ અર્પણ કરવા તૈયાર નહિ થાય ?

આર્કીમીડીઝે કહ્યું હતું, "મને ઉચ્ચાલન આપો તો હું આખી પૃથ્વીને ઉંચી કરી આપું !" તેને ખબર ન હતી કે પૃથ્વીનું કેન્દ્ર શોધી કાઢવામાં આવે તો આખી પૃથ્વીને ઉચકવાની મહેનત જ બચી જાય! કેન્દ્ર ઉંચું કયુ કે પૃથ્વી આપોઆપ ઉંચી થવાની! અને કેન્દ્ર તો બિંદુ હોવાથી તેનું વજન હોય જ નહિ. ગણિતશાસ્ત્રનો તો એ સર્વમાન્ય સિદ્ધાંત છે!

ડાર્વિને વાનરમાંથી માનવનો જન્મ સિદ્ધ કરવામાં વર્ષો વીતાડયાં. પરંતુ એ વિકાસ કયા અંતિમ લક્ષ્ય પ્રત્યે જાય છે, કયાંથી શરુ થાય છે તે તેણે જણાવ્યું નહિ. ન્યૂટને ગુરુત્વાકર્ષણ શોધી કાઢી પૃથ્વી આકર્ષણ કરે છે અને આકર્ષણ પામે છે એટલું શીખવ્યું, પરંતુ "કયા કેન્દ્ર પ્રત્યે? શા માટે?" એ પ્રશ્નો અનુત્તર રહે છે. અને સર ઓલીવર લોજે પણ પરમાણુના પણ પરમઅણુરૂપ ઇલેકટ્રોન શોધી તેનું વજન નક્કી કરવામાં વખત ગાળ્યો! પૃથ્વી ભલે એવા પરમાણુઓની બનેલી હોય, પરંતુ "તેના કેન્દ્રમાં શું છે?" એ પ્રશ્નનો ઉત્તર કોઇ ભૌતિકશાસ્ત્રવેત્તા છાતી ઠોકીને આપી શકશે ખરો?

જ્યારથી હુ સમજણો થયો ત્યારથી મને એ શોધ કરવાની લગની લાગી છે. તેનો પ્રથમ પ્રસંગ અસ્પષ્ટપણે બાલ્યાવસ્થામાં આવી રહેલો છે.

મારી દાદીમાએ મને ખાત્રીપૂર્વક કહેલું કે આપણી પૃથ્વીની તળે સપ્ત પાતાળલોક આવી રહેલા છે અને ત્યાં બળી રાજા રાજ્ય કરે છે. કોઇક વાર આપણી પૃથ્વી ઉપરનો પરાક્રમી અર્જુન તેના જાળાંઝાંખરાંવાળા ભોંયરામાં થઇ પાતાળ લોકમાં જઈ પહોંચે તથા ત્યાં પરાક્રમ કરી સુંદર નાગકન્યાને વરી લાવે તે જૂદી વાત છે. વળી સગરના પુત્રો પૃથ્વીને ખોદી કાઢી પાતાળલોકને સપાટી ઉપર લાવી મૂકવામાં ક્ષણિક ફતેહ મેળવે એ સત્યયુગની શક્યતા આપણા કઠણ કળિકાળમાં અશક્ય બની રહેલી છે. એટલે આજકાલના માનવીને માટે એ કામ કાંઈ સહેલું નથી એવી મારી ખાત્રી થયેલી છતાં

મને હમેશાં મારા મનમાં થયા કરતું કે કોઈ અજાણ્યા પર્વતની તળેટીમાં ફરતાં ફરતાં એકાદ શિલા ખસી જાય અને પાતાળમાં જવાનું દ્વાર મારી આગળ ખુલ્લું થઈ પોતાનું મુખ વિકાસે તો? તો ધનુષ્યબાણથી સજ્જ થઈ અંદર જવાનો મેં નિશ્ચય કર્યો હતો. પરંતુ એવો પર્વત કયો?–એ પ્રશ્ન મારા મનમાં અનુત્તર રહ્યો.

તે વખતે હું મુંબાઈમાં ન હતો. અમારે ગામ વડીલોએ ઘરના વાડામાં એક કૂવો બંધાવવા માંડયો. રોજ કડિયા મજૂરો આવે તે જમીન ખોદે તથા ચણતર કરે. મને વિચાર થયો, "છેવટે પર્વતની ગુફા ન જડી તો આપણા વાડામાં જ પાતાળનું દ્વાર તૈયાર થશે." મજૂરો કામ કરતા ત્યારે હું જઈ તેમની જોડે વાતો કરતો. એક વૃદ્ધ મજૂરણે અમારો કૂવો "પાતાળકૂવો" કરવાનો છે તથા તેમાં પાતાળનાં પાણી આવશે એમ મને જણાવ્યું ત્યારથી મારી ઉત્કંઠા અતિશય વધી ગઈ. તે મજૂરણે મને પાતાળના ભેદની કેટલીએ વાતો કહી હતી. કાળેશ્વર મહાદેવનો કૂવો ખોદતાં પાતાળનું ધન સાચવનાર નાગો નીકળ્યા હતા તથા અજ્ઞાત કોઈ પાતાળકુસુમનું મધ પીને મસ્ત થયલા ભમરાઓ ઊડયા હતા તે વાત પણ તેણે મને કહી. વળી કૂવાનું છેક છેવટનું તળીયું ખોદતાં અંદરથી બાણસજ્જિત વહેંતીયાં માણસો નીકળેલાં તે પણ જણાવ્યું!

દરરોજ હું વહેંતીયાં માણસોનું લશ્કર અમારા કૂવામાંથી નીકળવાની આશા રાખી ઉત્કંઠાથી કૂવાના ઉંડાણમાં જોયા કરતો. ઘણી વાર મને થતું, "હવે તો ખૂબ ઉંડું ખોદાઈ ગયું! પૃથ્વી અને પાતાળ લોક વચ્ચેનું છેલ્લું પડ તૂટતું હશે." મજૂર કોદાળી ઉંચી કરી નાંખતો એટલે મારા મનમાં થતું,"એ તુટયું! અને સુંવર્ણમણિમંડિત સુસજ્જીત કોઈ નાગવીર કે વસ્ત્રાભૂષણ તથા પુષ્પમાળ પહેરી ચંદન–અક્ષત–કુંકુમથાળ હાથમાં લઈ કોઈ સુંદર નાગકન્યા હમણાં બહાર પડશે."

છેવટે કૂવામાં પાણી ભરાઈ ગયું! વહેંતીયા માણસોનું લશ્કર

તેમાં જ ડૂબી ગયલું હોવું જોઇએ એવી મેં ધારણા કરી;પરંતુ પાતાળનો ભેદ જાણવાની મારી હોંશ અધુરી રહી ગઈ!

થોડાં વર્ષો પછી અમારે પૂના જવાનો પ્રસંગ આવ્યો. મારા મામાની નોકરી ત્યાં હતી, અને તેમણે રજામાં આખા કુટુંબને ત્યાં જવા માટે આમંત્રણ કર્યું. અમે મુંબાઇથી પૂને જવાને ઉપડયાં. મારી બાએ રસ્તામાં અમારી ગાડી કોરેલા પર્વતમાં થઈને જવાની હોવાથી બારીમાંથી ડોકું કાઢવાની કે હાથ બહાર રાખવાની મના કરી. "કોરેલા પર્વતમાં થઈને ગાડી જવાની છે" એ સાંભળીને હું વિચારમાં પડી ગયો. મને થયું," પર્વતમાં થઇને ગાડી જશે ? "પૃથ્વીનું કેન્દ્ર" નામનુ સ્ટેશન પણ આગળ જતાં આવશે કે શું ?" મારું મન થનગન થનગન થઈ રહ્યું ! મારી બા મને વારતી તો પણ ઘાટકુપર છોડયા પછી હું આતુરતાથી તેની રાહ જોવા લાગ્યો. કલ્યાણ છોડયા પછી કોરી કાઢેલા પર્વતનું શ્યામ ગહ્‌વર દેખાયું. મને થયું, " બસ ! પૃથ્વીનું કેન્દ્ર શોધવાનો માર્ગ મળી ગયો ! ઘણા દિવસની જિજ્ઞાસા તૃપ્ત થવાની." અમારી ગાડી લાંબી સીસોટી વગાડી ટનેલમાં પેઠી; અમે બધાં ઝપાટાબંધ પૃથ્વીના કેન્દ્ર તરફ ગતિ કરી રહ્યાં ! છેવટે ગાડી ઘાટના પર્વતની અલૌકિક શ્રાવણ-શોભાવાળા પ્રદેશમાં બહાર પડી; અને મુંબાઈનું જગત છોડીને કોઈ બીજા જ લોકમાં આવ્યાની મારી ખાત્રી થઈ!

મેં તો ધાર્યું હતું કે પર્વતનુ કાણું છેવટ સુધી સાંકડું રહેશે, અને પૃથ્વીના કેન્દ્ર પ્રત્યે જતાં નહિ મળે પાણીનું બિંદુ કે નહિ હોય સૂર્યનું કિરણ. પરંતુ, અહીં તો કેવી વનશ્રી-એકલી શોભી રહી હતી ! પર્વતને ગળે પુષ્પહાર જેવાં અનેક ઝરણાંઓ, પવનમાં ડોલી રહેલાં અનેક કદલીવૃક્ષો, બેસુમાર પુષ્પો જ્યાં ને ત્યાં નજરે પડતાં. મને થયું, " આહ ! જો આખો રસ્તો આવો જ હોય તો શા માટે પૃથ્વીનું કેન્દ્ર ન શોધવું ? "

રિવર્સિંગ સ્ટેશને આવ્યા પછી મને અસંતોષ થવા માંડયો, અને પૂને ઉતર્યા ત્યારે મારું મોઢું ઉતરી ગયું હતું ! ગાડી શા માટે વધારે

ઊંડી ન પેઠી અને જરા ઊંડી જઈને પાછી બહાર પૃથ્વી ઉપર શા માટે ચાલી આવી તે મને સમજાયું નહિ.

થોડાંક વર્ષોમાં હું મેટ્રિકમાં આવ્યો. અમને ખરાસની એસ્ટ્રોનોમી શીખવવામાં આવતી. તેમાં "પૃથ્વી એ ધૂળ, માટી, રેતી, પાણી વગેરેનો એક ઢગલો છે" એવું અમને શીખવવામાં આવ્યું. પરંતુ મારા મનમાં એ બોધ ઉતર્યો નહિ. હું કાંઈ હવે નહાનો ન હતો! મારી ઉમ્મર મોટી થઈ હતી અને ભૌતિકશાસ્ત્રના વાદો દિવસે દિવસે બદલાતા રહે છે એ વાતની મને ખબર હતી. એટલે મેં તો એમ જ માન્યું કે ખગોળશાસ્ત્રની એ ખોટી માન્યતા થોડા સમય પછી જરૂર દૂર થઈ જશે.

મને પ્રશ્ન થતો કે—આ સુંદર પૃથ્વી! અને તેના હૃદયમાંથી સ્વર્ગ પ્રત્યે ઉડતી અભિલાષા જેવા ગગનચુંબી પર્વતોવાળી પૃથ્વી! અનેક સરિતાઓમાં સતત કળ કળ હાસ્ય કરતી પૃથ્વી! સમુદ્રમાં સતત તાલબદ્ધ એકસૂરું ગાન કરી અહીંનો સૂર દેવલોકમાં પહોંચાડવા મથતી આપણી પૃથ્વી! તેનું કેન્દ્ર શું આવું ક્ષુદ્ર હશે? રંગબેરંગી, વિધવિધ સુગંધવાળાં પુષ્પોથી સુશોભિત, વૃક્ષો જોડે વિંટાતી સુંદર લતાઓવાળી, કોમળ હરિયાળનું પટકુળ પહેરનારી આપણી વસુંધરાના કેન્દ્રમાં માત્ર પથરા જ છે! નહિ! નહિ! કદી બને નહિ.

અને એના કેન્દ્રમાં માત્ર પથરા જ હોય તો વૃક્ષને પુષ્પમાં અને પુષ્પને ફળમાં પરિપાક પામવાને તેના કેન્દ્રમાંથી કોણ પ્રેરે છે? માનવને તેની માનવતાથી અસંતુષ્ટ કરી મૂકી દેવત્વ પ્રત્યે હાથ પ્રસારવા તે શા માટે પ્રેરે છે?

મને તો ઊલટું એમ થતું કે પૃથ્વીના કેન્દ્રમાં કૂર્મની પીઠ ઉપર એક સુવર્ણ સિંહાસન આવી રહેલું છે અને તેના ઉપર અપૂર્વ સુંદરતા, સૌમ્યતા તથા મૃદુતાની મૂર્તિસમી દેવી બિરાજે છે! તેનાં નેત્રોમાં છાઈ છે અગાધ શાંતિઃ તેની મુદ્રા છે અતુલ ક્ષમાનો જાણે

ભંડાર ! તે દેવી સ્નેહમયી, સ્થિર, ધ્રુવ, પુરાતન, સર્વદુઃખસહિષ્ણુ ભગવતી વસુંધરા અન્નપૂર્ણા છે.

મેટ્રિકમાં અમને જ્વાળામુખી પર્વત તથા ધરતીકપની સમજૂતિ પણ આપવામાં આવી હતી. કે પૃથ્વીના હૃદયમાં લાવાનો અગ્નિ સદા તપે છે તથા તેની અચેતન શાંત સપાટી ઉપર પણ કોઈક વાર ભૂકંપનાં રોમાંચ થઈ ઊઠે છે. પણ તે સમજુતિ અપાઈ ત્યારે મારી ખાત્રી થઈ કે મારો વિચાર ખરો છે. કોઈક વાર તેની શાંત અચેતન સપાટીની નિષ્ઠુરતા દૂર થઈ જઈ ધરતીના હૃદયમાં ઉકળતો શોકાગ્નિ બહાર વહી જઈ તેને તેમાં ન્હવડાવે છે ! તથા પુરાણમાં વર્ણવેલી "ગાય" ની પેઠે કોઈક વાર પોતાની ચામડી હલાવી તે પાપને ખંખેરી નાંખવાનો પ્રયત્ન કરે છે ત્યારે ધરતીકંપનો અનુભવ માનવોને થાય છે.

એક વાર પોર્ટુગલમાં ધરતીકંપ થયાના સમાચાર છાપામાં વાંચ્યા; ત્યારથી મને ખબર પડી કે પૃથ્વી આપણને ધારણ કરે છે એ પણ તેની મહેરબાની છે. **त्वं च धारय मां देवि।** એ ચરણ ત્યાર પછી હું બરાબર સમજ્યો.

મેટ્રિક પસાર કરી કોલેજમાં ગયા પછી મને ઘણી વાર વિચાર આવતો કે અમેરિકા તો ઘણાં મહાન સાહસો ખેડવામા પહેલો નંબરે આવે છે સુધરેલા દેશોએ ઉત્તર ધ્રુવની શોધ કરવા માટે શોધકોનાં લશ્કરો મોકલી કેટલાએ પૈસા બગાડયા, ત્યારે પૃથ્વીનું કેન્દ્ર શોધવાનો પ્રયત્ન તેઓ કેમ નહિ કરતા હોય ? મોટા થયા પછી એવો પ્રયત્ન કરવા નહિ ચૂકવાનો મેં નિશ્ચય કર્યો.

× × × ×

વર્ષો વીતી ગયાં. જીવનની ક્રૂર જરુરિયાતોને તાબે થઈ મારે છેવટે નોકરી લેવી પડી. હૃદયના પ્રિય વિષયને દૂર મૂકવો પડયો. પરંતુ, ખરી રીતે મારા હૃદયમાથી તે વિચાર દૂર થયો નહીં. જરા

નિરાંતનો સમય મળતા પૃથ્વીનું કેન્દ્ર શોધવાના વિચારો જૂના પરિચિત મિત્રોની પેઠે આવતા. હું પાવાગઢ મુસાફરીએ ગયો હોઉં કે લગ્નપ્રસંગે બહાર ગામ ગયો હોઉં, સાંજે બાગમાં ફરવા ગયો હોઉં કે શાંત ચાંદનીમાં દૂરથી આવતા સગીતનું શ્રવણ કરતો હોઉં—પરંતુ એ પ્રશ્ન મારા મનમાં ઊઠયા વિના રહેતો નહિ

પૃથ્વીના કેન્દ્રની શોધ વગર મને જીવન નકામું લાગતું.

× × × ×

મારા ધંધા બહારના બીજા માણસો મને મળતા તેમને હું એ પ્રશ્ન કોઈક વાર પૂછતો. પરંતુ તેમાંના કેટલાક કાંઈક ઉત્તર આપતા, કેટલાક એ પ્રશ્નની નિરર્થકતા મને સમજાવવા યત્ન કરતા, કોઈક કોઈકને તો મારું મગજ ખસી ગયાની પણ શંકા થતી !

એક દિવસ માધવબાગ પાસે ભજનમંડળીમાં ગયો હતો. ત્યાં બીજે ગામથી એક ભજનિક આવ્યો હતો. તે ઘણો પવિત્ર માણસ ગણાતો હતો. ભજન થઈ ગયા પછી હું તેને મળ્યો અને પૂછ્યું, “મારે તમને એક પ્રશ્ન પૂછવો છે.” તેણે કહ્યું, “કાલે સવારે મારે ઉતારે મળજો ”

બીજે દિવસે સવારે અમે બે એકાંતમાં મળ્યા. તેણે શાંત મધુર સ્વરે કહ્યું, “બોલો શું પૂછવું છે ?”

મે કહ્યું, ‘મારે પૃથ્વીનું કેન્દ્ર શોધવું છે; તમે મને તેમાં મદદ કરી શકશો ?’

તે બોલી ઊઠયો, “પૃથ્વીનું કેન્દ્ર! એ શોધવું કાંઈ સહેલ નથી. વર્ષોનાં વર્ષો સુધી મહેનત કરી ત્યારે મને એ જડયું છે.”

તેનાં વૃદ્ધ નેત્રો સતેજ થયાં. હું તો એકપગે થઈ રહ્યો. “તમારામાં ખરેખરી જિજ્ઞાસા છે એટલે હું તમને તે બતાવીશ” કહી તેણે પોતાનો હાથ છાતી ઉપર મૂકયો અને કહ્યું, “આ રહ્યું પૃથ્વીનું કેન્દ્ર.” હું કાંઈ પણ સમજ્યા વગર આજુબાજુ જોવા

લાગ્યો. કશું જણાયું નહિ ત્યારે મેં આશ્ચર્યચકિત થઈ તેના મુખ તરફ જોયું. તે મારી ગભરામણ સમજ્યો.

તેણે ફરીને હાથ ઉપાડી છાતી ઉપર મૂકતાં પોતાની દૃષ્ટિ નીચી કરી કહ્યું, "આ રહ્યું પૃથ્વીનું કેન્દ્ર !"

આશ્ચર્યચકિત થઈ અશ્રદ્ધાળુ અવાજે હું બોલી ઊઠયો, "શું કહો છો, ?" તેણે ઠંડે પેટે ચાલુ રાખ્યું, "ખરુ કહું છું."

થોડી વાર અમે બન્ને મૌન રહ્યા. સ્થૂલ પૃથ્વીનું કેન્દ્ર શોધવાની મને લગની લાગી હતી; એટલે હું તો તેની શોધ જાણીને અવાક થઈ ગયો ! મારી શોધ–પાતાળના સપ્તલોક, અન્નપૂર્ણા, લાવારસ વગેરે અનેક પ્રશ્નોના ઉકેલ કરવા માટેની મારી શોધ છોડવાનું મને ગમ્યુ નહિ. હું તો વિસ્મિત નેત્રે એકીટસે તેના તરફ દિઙ્મૂઢ જેવો બની જોઈ જ રહ્યો હતો.

ણે કહ્યું, "માનવનું હૃદય તે જ પૃથ્વીનું કેન્દ્ર છે."

હું તો ટગર ટગર જોઈ જ રહ્યો. તેણે ચાલુ રાખ્યું, "માનવનું હૃદય તે જ પૃથ્વીનું કેન્દ્ર ! આ અચેતન જણાતી પૃથ્વીમાંથી જીવન ઉત્પન્ન થયુ છે અને તેના વડે પોષાઈ રહ્યું છે. જીવનમાંથી ઉત્પન્ન થયાં મન અને બુદ્ધિ, અને મન તથા બુદ્ધિનું કેન્દ્ર માનવના અંતરમાં છે. પૃથ્વીનું કેન્દ્ર પોતાનામાં લઈને માનવ પ્રગટ થયો છે. સમજ્યો ?"

હું તો વિચારમાં ગરકાવ થઈ ગયો હતો.

તેણે બોલવાનું ચાલું રાખ્યું, "હું ખરું કહું છું. પૃથ્વીના કેન્દ્રને સ્થૂલ, જડ, અચેતનતાના અજ્ઞાનમાંથી મુક્ત કરી માનવે તેને સૂક્ષ્મ, સચેતન અને જ્ઞાનથી આલોકિત પોતાના અંતરમાં સ્થાપન કરી તેની ઊર્ધ્વ ગતિ કરી છે. પૃથ્વીના અંતરમાં બળતા લાવા રસને તેણે પોતાના સંતપ્ત હૃદયરસમાં પરિણત કર્યો છે."

હું તેને કશું કહ્યા વગર વિચારગ્રસ્ત ચહેરે પાછો ફર્યો. થોડા દિવસ પછી મને તેનું કહેતું સત્ય લાગવા માંડયું, અને મેં જાણે નવી શોધ કરી હોય તેવું આશ્ચર્ય મને પોતાને થવા માંડયું. "બસ,

બરાબર છે! એ જ બરાબર છે! છેવટે પૃથ્વીનું કેન્દ્ર પ્રાપ્ત થયું; અને તે પણ દૂર નહિ, પરંતુ મારા પોતાના જ અંતરમાં!"

પરંતુ બહુ દિવસ થયા નહિ એટલામાં મારા મનમાં પાછો અસંતોષ થવા માંડ્યો. મને માનવનું અંતર કાંઈ નાનું સરખું ન લાગ્યું. એને કેન્દ્ર કેવી રીતે કહી શકાય તે વિષે પણ મને શંકા થવા લાગી માનવનું અંતર તો છે અગાધ, અનંત, અપરિમેય; તેમાં અનંત ક્રિયાઓ ચાલુ છે. તેમાં કેન્દ્રભૂત કઈ?

વળી પાછા અસંતોષના દિવસો મારે નસીબે શરુ થયા. જીવનના શોકપૂર્ણ પ્રસંગોમાં ભાગ પડાવવા મારે કોઈ પ્રિય સખી પણ હતી નહીં. એકલો ઘરમાં રહી ઊલટો હું વધારે ગમગીન થતો. એક દિવસ થાક્યોપાક્યો હું બાગમાં ફરવા ગયો. ત્યાં આગળ કુમારિકાઓનું એક ટોળું આવ્યું હતું તેમાંની એક લાવણ્યમયીની સુંદરતાએ મને મુગ્ધ કરી દીધો. હું મારો સમગ્ર શોક વીસરી તેના રૂપનું અવલોકન કરવામાં અજાણ્યે ગુંથાઈ ગયો. શું રૂપ! કેવો મધુર કોકિલકંઠ! માથે કાળા છૂટા વાળ, કપાળ જાણે હાથીદાંતની દિવાલ; પાંપણો જાણે કમળની પાંખડીઓ, નેત્રના તારા જાણે શ્યામ વાદળમાં ઝબકતી વીજળી! અને દાંત જાણે દાડમની કળી!

પગથી તે માથા સુધીની દેહલતા જાણે મૂર્તિમંતી એક રાગિણી! જાણે એક સર્વાંગસુંદર કાવ્ય! અને યૌવનનો સૌરભ એવો ખીલેલો કે નંદનનું પારિજાત પણ તેની આગળ હારી જાય.

તેના નેત્રને પલકારે અંતરમાં જ્વાલામુખી ભભુકતો અનુભવ્યો; હૃદયમાં ધરતીકંપ થયો! અને મને લાગ્યું કે માનવ જીવનનું કેન્દ્ર મને પ્રાપ્ત થયું છે! મારા મનમાં કેવળ સૌંદર્યની પ્રતિમા સ્થાપન કરીને તે કુમારિકા તો કોઈ ઉર્વશી પેઠે ક્યારની એ અંતર્ધ્યાન થઈ ગઈ. પરંતુ ત્યારપછી જ્યારે જ્યારે હું યુવતીને જોતો ત્યારે તેની લાવણ્યભરી છટામાં મને પૃથ્વીનું કેન્દ્ર જણાતું નિબિડ સ્નેહના

લાગ્યો. કશું જણાયું નહિ ત્યારે મેં આશ્ચર્યચકિત થઈ તેના મુખ તરફ જોયું. તે મારી ગભરામણ સમજ્યો.

તેણે ફરીને હાથ ઉપાડી છાતી ઉપર મૂકતાં પોતાની દૃષ્ટિ નીચી કરી કહ્યું, “આ રહ્યું પૃથ્વીનું કેન્દ્ર !”

આશ્ચર્યચકિત થઈ અશ્રદ્ધાળુ અવાજે હું બોલી ઊઠયો, “શું કહો છો, ?” તેણે ઠંડે પેટે ચાલુ રાખ્યું, “ખરુ કહું છું.”

થોડી વાર અમે બન્ને મૌન રહ્યા. સ્થૂલ પૃથ્વીનું કેન્દ્ર શોધવાની મને લગની લાગી હતી; એટલે હું તો તેની શોધ જાણીને અવાક થઈ ગયો ! મારી શોધ–પાતાળના સપ્તલોક, અન્નપૂર્ણા, લાવારસ વગેરે અનેક પ્રશ્નોના ઉકેલ કરવા માટેની મારી શોધ છોડવાનું મને ગમ્યુ નહિ. હું તો વિસ્મિત નેત્રે એકીટસે તેના તરફ દિઙ્મૂઢ જેવો બની જોઈ જ રહ્યો હતો.

ણે કહ્યું, “માનવનું હૃદય તે જ પૃથ્વીનું કેન્દ્ર છે.”

હું તો ટગર ટગર જોઈ જ રહ્યો. તેણે ચાલુ રાખ્યું, “માનવનું હૃદય તે જ પૃથ્વીનુ કેન્દ્ર ! આ અચેતન જણાતી પૃથ્વીમાંથી જીવન ઉત્પન્ન થયું છે અને તેના વડે પોષાઈ રહ્યું છે. જીવનમાંથી ઉત્પન્ન થયાં મન અને બુદ્ધિ, અને મન તથા બુદ્ધિનું કેન્દ્ર માનવના અંતરમાં છે. પૃથ્વીનું કેન્દ્ર પોતાનામાં લઈને માનવ પ્રગટ થયો છે. સમજ્યો ?”

હુ તો વિચારમાં ગરકાવ થઈ ગયો હતો.

તેણે બોલવાનું ચાલું રાખ્યું, “ હું ખરુ કહું છું. પૃથ્વીના કેન્દ્રને સ્થૂલ, જડ, અચેતનતાના અજ્ઞાનમાંથી મુક્ત કરી માનવે તેને સૂક્ષ્મ, સચેતન અને જ્ઞાનથી આલોકિત પોતાના અંતરમાં સ્થાપન કરી તેની ઊર્ધ્વ ગતિ કરી છે. પૃથ્વીના અંતરમાં બળતા લાવા રસને તેણે પોતાના સંતપ્ત હૃદયરસમાં પરિણત કર્યો છે.”

હું તેને કશું કહ્યા વગર વિચારગ્રસ્ત ચહેરે પાછો ફર્યો. થોડા દિવસ પછી મને તેનું કહેવું સત્ય લાગવા માંડયું, અને મેં જાણે નવી શોધ કરી હોય તેવું આશ્ચર્ય મને પોતાને થવા માંડયું. “ બસ,

બરાબર છે! એજ બરાબર છે! છેવટે પૃથ્વીનું કેન્દ્ર પ્રાપ્ત થયું; અને તે પણ દૂર નહિ, પરંતુ મારા પોતાના જ અંતરમાં!"

પરંતુ બહુ દિવસ થયા નહિ એટલામાં મારા મનમાં પાછો અસંતોષ થવા માંડ્યો મને માનવનું અંતર કાંઈ નાનું સરખું ન લાગ્યું. એને કેન્દ્ર કેવી રીતે કહી શકાય તે વિષે પણ મને શંકા થવા લાગી માનવનું અંતર તો છે અગાધ, અનંત, અપરિમેય; તેમાં અનંત ક્રિયાઓ ચાલુ છે. તેમાં કેન્દ્રભૂત કઈ?

વળી પાછા અસંતોષના દિવસો મારે નસીબે શરૂ થયા. જીવનના શોકપૂર્ણ પ્રસંગોમાં ભાગ પડાવવા મારે કોઈ પ્રિય સખી પણ હતી નહી. એકલો ઘરમાં રહી ઊલટો હું વધારે ગમગીન થતો. એક દિવસ થાક્યોપાક્યો હું બાગમાં ફરવા ગયો. ત્યાં આગળ કુમારિકાઓનું એક ટોળું આવ્યું હતું તેમાંની એક લાવણ્યમયીની સુંદરતાએ મને મુગ્ધ કરી દીધો. હું મારો સમગ્ર શોક વીસરી તેના રૂપનું અવલોકન કરવામાં અજાણ્યે ગુંથાઈ ગયો. શું રૂપ! કેવો મધુર કોકિલકંઠ! માથે કાળા છૂટા વાળ, કપાળ જાણે હાથીદાંતની દિવાલ; પાંપણો જાણે કમળની પાંખડીઓ, નેત્રના તારા જાણે શ્યામ વાદળમાં ઝબકતી વીજળી! અને દાંત જાણે દાડમની કળી!

પગથી તે માથા સુધીની દેહલતા જાણે મૂર્તિમયી એક રાગિણી! જાણે એક સર્વાંગસુંદર કાવ્ય! અને યૌવનનો સૌરભ એવો ખીલેલો કે નંદનનું પારિજાત પણ તેની આગળ હારી જાય.

તેના નેત્રને પલકારે અંતરમાં જ્વાલામુખી ભભુકતો અનુભવ્યો; હૃદયમાં ધરતીકંપ થયો! અને મને લાગ્યું કે માનવ જીવનનું કેન્દ્ર મને પ્રાપ્ત થયું છે! મારા મનમાં કેવળ સૌંદર્યની પ્રતિમા સ્થાપન કરીને તે કુમારિકા તો કોઇ ઉર્વશી પેઠે કયારની એ અંતર્ધ્યાન થઈ ગઈ. પરંતુ ત્યારપછી જ્યારે જ્યારે હું યુવતીને જોતો ત્યારે તેની લાવણ્યભરી છટામાં મને પૃથ્વીનું કેન્દ્ર જણાતું. નિબિડ સ્નેહના

રક્ત પ્રણયરસથી ઉછળતું સુંદરીનું હૈયું માનવના જીવનનું કેન્દ્ર હતું એ હું કદી પણ વીસરી શકતો નહી.

એને માટે પૃથ્વી સમસ્તનો પ્રાણ આક્રંદ કરી રહ્યો છે, પછાડા મારી રહ્યો છે, ભાંગફોડ કરી રહ્યો છે. એ કેન્દ્ર નથી પ્રાપ્ત થયું ત્યાં સુધી તે નથી અનુભવી શકતો શાંતિ કે અમરતા. એ કેન્દ્રને માટે નરપતિઓનાં મણિમંડિત શિર ઝૂકે છે અને તેમના ગર્વભર્યા શિરપેચ લલનાના પગથી ધૂળમાં રગદોળાય છે! તેના એક કટાક્ષ માટે ધરણી કંપી ઉઠે એવા કાંડો થયા છે.

વળી, એ હૈયામાં વસતો નિર્મળ, શ્વેત, કલ્યાણ રસ માતૃરૂપે આખા જગતનું પોષણ કરી રહ્યો છે. મને મનમાં થયું, "બસ! એ જ બરાબર! કોણ ના કહી શકશે કે એ પૃથ્વીનું કેન્દ્ર નથી?" ત્યારથી મારા મનમાં ઠસી ગયું કે માનવ જીવનનું કેન્દ્ર – સમસ્ત પૃથ્વીનું કેન્દ્ર – તે જ સુંદરી.

કોઇક વાર પેલા ભર્જનિકને મારી નવી શોધની સચ્ચાઈ વિષે ખાત્રી કરાવવાનું મન તો થતુ, પરંતુ તેનો પત્તો કેવી રીતે મેળવવો?

× × × ×

એક દિવસ ઓફિસમાંથી ઘેર આવી છાપાં વાંચવા બેઠો. તેમાં જર્મની અને ઈંગ્લાંડ વચ્ચે લઢાઇ જાહેર થયાના સમાચાર વાંચી હું જરા ચમક્યો. હું ઊંડા વિચારમાં પડી ગયો. દિવસ પર દિવસ ગયા અને વિશ્વસંહારક હત્યાકાંડમાં જગતની લગભગ બધી અને પોતાની જાતને સુધરેલી ગણનાર તો એકેએક પ્રજાએ ઝોકાવ્યું! સમસ્ત વિશ્વમાં યુદ્ધના વ્યાધિનો વાવર થયો! હું છાપાં વાંચીને તાજુબ થતો કે "આ બધા શા માટે ખુનામરકી કરી રહ્યા છે? સિપાહીઓને તો એકબીજા જોડે વેર નથી, છતાં તેઓ શામાટે લોહીતરસ્યા થઈ જતા હશે?" વાચી વાંચીને મને થયું કે આ બધા પછાડા સત્તા માટે, રાજકીય ગૌરવ માટે, પ્રજાકીય લોભને તૃપ્ત કરવા માટે, મહત્ત્વાકાંક્ષાની ભૂખ ભાગવા માટે છે.

મને પ્રાચીન રોમનો ઇતિહાસ યાદ આવ્યો. બળવાન પ્રજાઓએ પૃથ્વીનું કેન્દ્ર પોતાને કબજે કરી પોતાના પાટનગરમાં તેને ચિરકાળ માટે સ્થાપન કરવા પ્રયત્ન કરેલા તે પણ મને યાદ આવ્યા !

તો પછી શું પૃથ્વીનું કેન્દ્ર સત્તા સમજવું? જેના હાથમાં સત્તા હોય છે તેને વસુંધરા નમે છે.

પરંતુ, શકા થતી કે સત્તાને શા માટે કેન્દ્ર ગણવી ? એ સત્તાની દોરી કોના હાથમાં છે ? બળવાન પ્રજાઓમાં પણ સત્તા ધનિકોના જ હાથમાં છે ને ? અમેરિકાના કરોડાધિપતિઓ રાજકીય પક્ષોને મરજી પ્રમાણે રાજ્યાસને બેસાડે છે ને ઉઠાડે છે. ઇંગ્લાંડના મૂડીવાળાઓ ધારે ત્યારે યુદ્ધ કે સુલેહ કરાવી શકે છે. સર્વત્ર પ્રકટ કે અપ્રકટ ધનવાનોની સત્તા પ્રવર્તે છે.

" ત્યારે શું પૃથ્વીનું કેન્દ્ર એટલે પૈસો ? " મારી પોતાની શોધથી મને જ આશ્ચર્ય થયું ? હું એકલો એકલો ખડખડાટ હસી પડયો. શું પૃથ્વીનું કેન્દ્ર એટલે બીજું કાંઇ નહિ પરંતુ ગોળમટોળ, ચકચકતો, ખણખણાટ કરતો રૂપિયો ? **अखंडं मंडलाकारं**-તે એ જ ? મને વિચાર થતો કે એ રૂપિયો એટલે પ્રકૃતિની સુંદરતાથી વિભૂષિત કોઈ અસાધારણ પદાર્થ નથી; એ તો માનવે પોતે ઉત્પન્ન કરેલી એક વસ્તુ છે. કેવું આશ્ચર્ય ? દરરોજ સવારે મિલમાં મજૂરી કરવાને પગ ઘસતા મજૂરથી માંડીને મોટરમાં દોડધામ કરી રહેલા લક્ષાધિપતિ અને ક્ષુદ્ર પોલીસથી માંડીને ગવર્નર જનરલ સુધીના સર્વે અધિકારીઓ એ કેન્દ્રની આજુબાજુ ગોળ ગોળ ફરતા મને જણાયા. પુરાણોમાં લખ્યા પ્રમાણે આપણા દેવતાઓ પણ કયાં સુમેરુ નામના સુવર્ણ પર્વતની આજુબાજુ આનંદથી કૂદકી ફરતા નહોતા ?

મેં મારા ગજવામાંથી એક રૂપિયો કાઢીને કયાં સુધી તેના પ્રત્યે જોયા કર્યું. આજે તેની મહત્તા મને કાંઈ ઓર જ લાગતી હતી.

સમસ્ત પૃથ્વી એ જ કેન્દ્રની શોધ કરી રહી છે એ મેં સ્પષ્ટ જોયું. ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા, ઇટલી, જાપાન–સર્વે દેશ-દેશાંતરમાં યુદ્ધનો હુંકાર વ્યાપી ગયો તે એ કેન્દ્રને પ્રાપ્ત કરવા માટે; અને યુદ્ધનો દાવાનળ પૃથ્વીમાં પ્રગટી ઉઠયો તે પણ એ ગોળમટોળ નગદેશ્વર માટે !

સ્ત્રીઓના હાથની વરમાળ સુવર્ણના ભારથી નમેલી ગરદનોમાં જઈને પડતી નથી ? અને રાજલક્ષ્મી પણ ધનવાનને વરમાળા આરોપતી નથી ? તો પછી મારા ગજવામાંનો રૂપિયો આખી પૃથ્વીનું કેન્દ્ર નથી એમ શા ઉપરથી ?

આવા જૂદા જૂદા વિરોધી વિચારોમાં તણાતો હું કશા છેવટના નિર્ણય ઉપર આવી શકયો નહિ અને મારા મનને સંતોષી શકયો નહિ.

આજે મને જણાય છે કે પૃથ્વીના કેન્દ્રની શોધ કરનાર હું એકલો નથી મને તો આખી પૃથ્વી આજે તેના કેન્દ્રની શોધ કરતી જણાય છે એકેએક પ્રાણી, એકેએક માનવ, એકએક પ્રજા પોતાનું કેન્દ્ર ખોળી રહેલી જણાય છે તે કેન્દ્ર એક નથી, ધ્રુવ પણ નથી; અનેક કેન્દ્રો છે અને તે વિકારી છે.

કોઇક વાર મને થાય છે કે પૃથ્વીનું કેન્દ્ર જ નથી. દરેક વર્તુલનું કેન્દ્ર હોવું જ જોઇએ એ માનવની પોતાની કલ્પના માત્ર તો નહિ હોય ?

વળી દરેક કેન્દ્ર શોધાયા પછી ખોટું પડતું હોવાથી મારી અશ્રદ્ધા કોઇક વાર ઘણી વધી પણ જાય છે; પરંતુ ઊંડી શ્રદ્ધા મને કહે છે કે–કેન્દ્ર તો હોવું જોઇએ. **येन ज्ञातेन सर्वमिदं विज्ञातं भवति**–" જે જાણવાથી આ સઘળું સારી રીતે જાણવામાં આવે " તે ક્યાં છે ? તેને કેવી રીતે પ્રાપ્ત કરવું ?

પૃથ્વી તરફ જોતાં મને હમેશાં લાગે છે કે તેણે હજી પોતાનું

કેન્દ્ર શોધી કાઢ્યું નથી. તારાઓથી જડિત અંનત આકાશની નીરવ શૂન્યતામાં તે પોતાનું કેન્દ્ર શોધતી રખડે છે. ચાકે ચઢેલા ભમરડામાંથી ઉડતા "ઘુંમ" અવાજની પેઠે પૃથ્વીના ઘૂમવામાંથી ધ્વનિ ઊઠે છે, "કેન્દ્ર ક્યાં છે? કેન્દ્ર ક્યાં છે?" વૃક્ષો આકાશ તરફ ઉંચે જાય છે તથા પૃથ્વીમાં પોતાનાં મૂળ ઉંડાં નાંખે છે તે પણ કેન્દ્ર શોધવા માટે. અને રાતદિવસ માનવ ભીષણ, રાક્ષસી પ્રવૃત્તિ શા માટે કરી રહ્યો છે? આ વિશાળ નગરીની અવિરત અશાંતિ, સતત ક્ષોભ, વેદના અને ઉદ્વેગ શા માટે? કારણ કે માનવ પોતાનું કેન્દ્ર ખોળી રહ્યો છે. માનવદ્વારા પૃથ્વી પોતાનું કેન્દ્ર ખોળી રહી છે! સમગ્ર પૃથ્વીના કેન્દ્ર—માનવમાંથી પ્રશ્ન ઉઠે છે, "કેન્દ્ર ક્યાં છે? કેન્દ્ર ક્યાં છે?"

# સત્યયુગની ભ્રમણા

મહાત્મા ગાંધીજીની ચળવળે જોર પકડયા પછી રસિકના મનમાં ભારતીય સંસ્કૃતિનું અભિમાન તથા ભારતના પુનર્જન્મની આશાઓ વધારે બળવાન થઈ હતી. તેની ખાત્રી થઈ હતી કે હિંદમાં ચાલી રહેલી મહાન ચળવળ ઐહિક સુખસમૃદ્ધિનાં સાધનો વહેંચી લેવા માટે થતી નથી. અંગ્રેજો પાસેથી વધારે પગારવાળી નોકરીઓ પડાવવા માટે પણ નથી. એ ચળવળ તો છે સંસ્કૃતિઓના પરસ્પર સંઘર્ષનું પરિણામ. એક બાજુ બળવાન સમૃદ્ધ ભાતિક સંસ્કૃતિ, બીજી બાજુ છે જીર્ણ, જર્જરિત છતાં જીવન ટકાવી રહેતી આર્ય સંસ્કૃતિ. પ્રશ્ન એ નથી કે "હિંદ સ્વતંત્ર થશે કે નહિ?" પ્રશ્ન તો એ છે કે "આર્ય સંસ્કૃતિ ટકશે કે કેમ?"

પરંતુ એ મહાન પ્રશ્ન ઉપર વિચાર કરતાં રસિક કશા પણ નિર્ણય ઉપર આવી શકતો નહિ. તેને પ્રશ્ન થતો, "વગર પરવાને પશ્ચિમની સંસ્કૃતિનાં કેટલાંક તત્ત્વો આપણા જીવનમાં આપોઆપ આવ્યાં; તેવી જ રીતે શું આપણી સંસ્કૃતિનાં તત્ત્વો પણ આપોઆપ જ આવશે?" આવા વિકટ પ્રશ્નનો ઉકલ કોણ કરી શકે? પરિણામે રસિકમાં જે થાય તે જોયા કરવાની તટસ્થ છતાં અશક્તિભરેલી વૃત્તિ દાખલ થઈ. તેને એ વૃત્તિમાં સલામતી દેખાતી.

પાશ્ચાત્ય સંસ્કૃતિની સર્વોત્કૃષ્ટતા વિષે તેને શંકા થવા લાગી હતી, પરંતુ આપણી આર્યસંસ્કૃતિનુ જીવનકેન્દ્ર તેને જડતું નહિ. ભારતીય

સંસ્કૃતિનાં મૌલિક તત્ત્વો જાણવાની તેને ભારે ઉત્કંઠા હતી, પરંતુ એ સમુદ્ર જેવા ગહન વિષયમાં ક્યાંથી શરુઆત કરવી, કોને પૂછવું, શું કરવું વગેરેની તેને ખબર ન હતી. સેવા, ધર્મ, સમાજઘટના, રાજકીય કાર્ય, સાહિત્ય, આત્મસિદ્ધિ વગેરે અનેક કાર્યક્ષેત્રો વિષે અનેક તરંગો તેના મનોરાજ્યમાં ભટકતા, અતિથિ પેઠે આવીને ગૌણ-સ્થાને ગોઠવાઈ જતા, અથવા તો વિસ્મૃતિની વૈતરણીમાં લુપ્ત થઈ જતા..

રસિક જોડે પ્રણયથી વરેલી તેની પત્ની કુમુદિની પણ સ્વદેશા-ભિમાની હતી તેને મહાસભાની ચળવળ ગમતી, પરંતુ તેનું દૃષ્ટિબિંદુ જૂદું હતું. યૂરોપની રાજકીય સ્વતંત્રતા, ત્યાંની સમાજઘટના, ત્યાંની છૂટ, પ્રચંડ જીવનસાગરની ઊર્મિઓનું સતત ઝોલે ચઢવું વગેરે તેને ગમતું. ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવી તેને મન પોતાની અશક્તિ કબૂલ કરવા જેવું લાગતુ હિંદ માટે તે સ્વરાજ ચાહતી ત્યારે ઈંગ્લાંડ કે ફ્રાન્સ જેવું હિંદ તેના મનમાં ખડું થતું

( ૨ )

અમદાવાદથી વિરમગામ જતી ગાડીમાં બેઠેલાં દંપતી–રસિક–કુમુદિનીના મનમાં પ્રશ્ન થઇ રહ્યો હતો, “આજે ગાડીમાં અસાધારણ ભીડ કેમ છે?” બને જણે અનેક કલ્પિત કારણોની નોંધ ખલાસ કરી. મનનું સમાધાન કરવા માટે રસિકે જૂની ઢબના એક જાડા વાણીઆને પૂછ્યું, “શેઠ, આજે ગાડીમાં આટલી બધી ભીડ શેને લીધે છે?”

“એ તો માણેકઠારીનો મેળો છે ને? તેથી.” કુમુદિનીએ નાક ચઢાવ્યું. રસિક વિચારમાં પડી ગયો.

દ્વારિકામાં માણેકઠારીનો મેળો! સમસ્ત દેશના હૃદયમાં જાણે અજ્ઞાત આકર્ષણ થઈ રહેલું જણાયુ! પુરાણમાં સાંભળીએ છીએ કે શ્રીકૃષ્ણની મોરલીનું દિવ્ય ગાન શ્રવણ કરતાં સાંભળનાર મંત્રમુગ્ધ થઇ જતાં. ગોપિકાઓ ગૃહકાર્ય છોડી ચાલી નીકળતી. ગોપબાલો શૂન્યમનસ્ક થઈ તેના પ્રત્યે આકર્ષાઈ જતા. શું તેનું તે જ દૃશ્ય

આજે દષ્ટિસમક્ષ પ્રગટ થઈ રહ્યું છે ? શહેરે શહેરે, ગામડે ગામડે, ધનિક અને નિર્ધન, સ્ત્રી તથા પુરુષ, બાળક, યુવાન કે વૃદ્ધ—સર્વના હૃદયમાં આજે અવનવો આનંદઉત્સવ પ્રગટ થઈ રહ્યો લાગે છે. સર્વેને કોઇ અજ્ઞાન વાંસળીનો કામણગારો સૂર સાદ કરી રહ્યો લાગે છે ! સમસ્ત દેશના આત્માને આટલે દૂરથી આટલા બળપૂર્વક એ કોની દિવ્ય મોરલીનો નાદ સાદ કરી રહ્યો છે ? રસિકના મનમાં પ્રશ્ન અનુત્તર રહ્યો.

આશ્ચર્ય એ છે કે કોઈ જાણતું નથી, કોઈ સમજી શકતું નથી; છતાં સર્વે મન્ત્રમુગ્ધ પેઠે આકર્ષાઇ રહ્યાં છે !

ગાડીમાં ઉતારુઓ માય નહીં ! વીરમગામથી રેલ્વે કંપનીને બીજી સ્પેશ્યલો જોડવાની ફરજ પડી. સદ્‌ભાગ્યે રસિક અને કુમુદિનીવાળા ડબ્બામાં દશ માણસોથી વધારે ભરાયાં ન હતાં દરેક સ્ટેશનથી ટોળેટોળાં ચઢતાં. તેઓ વઢવાણ આવી પહોંચ્યાં કુમુદિનીએ "સૌરાષ્ટ્ર" સ્ટેશન ઉપરથી વેચાતું લીધું, અને 'રામરાજ્ય'ના મથાળાવાળો મહાત્મા ગાંધીનો અગ્રલેખ વાંચવામાં તે પરોવાઇ.

એક નવા વટેમાર્ગુએ રસિકને બરડે હાથ થાબડી પૂછ્યું, "મિ. મહેતા ! ક્યાં જાઓ છો ?"

રસિક ચમક્યો. તેણે પાછું જોઈ નવા આવનારને આવકાર આપ્યો, "અહો ! મણિશંકર ભટ્ટ ! ક્યાં જાઓ છો ? અહીં ક્યાંથી ? બેસો ને."

તેણે બેઠક લેતાં ઉત્તર આપ્યો, "રાજકોટ જાઉં છું. પોલિટિકલ એજન્ટ સાહેબની ઓફિસમાં કામચલાઉ ડેપ્યુટી નિમાયો છું. તમે ક્યાં જાઓ છો ?"

'હું તો દ્વારિકા જાઉં છુ." રસિકે ઉત્તર વાળ્યો.

"કેમ જાત્રા કરવા ?"

"ના. વડોદરા રાજ્યના કોમર્સ ડિપાર્ટમેન્ટ તરફથી દ્વારિકાના

દરિયામાં માછલાંની પેદાશ વધારવા માટે નવું ખાતું ખોલવામાં આવ્યું છે. હું ફિશરી એક્સપર્ટ નિમાયો છું."

"બંને કોલેજમિત્રો કેટલીક વાર સુધી માન રહ્યા. કુમુદિનીએ રસિકનું ધ્યાન અગ્રલેખ પ્રત્યે દોરી જણાવ્યું, "મહાત્મા ગાંધીજીની ચળવળથી આપણા દેશને ઘણો લાભ થયો છે એ કબૂલ. પરંતુ 'રામરાજ્ય' જેવા લેખોમાં જણાઇ આવતી તેમની પ્રાચીનપ્રિયતા તથા ભૂતકાળ ઉન્નતિને શિખરે પહોંચ્યો હતો એવી ગર્ભિત પ્રગતિ-ઘાતક માન્યતા આપણા દેશને ઘણી જ નુકસાનકારક છે."

"પરંતુ પોતાના દેશના ભૂતકાળનું ગૌરવ તો પ્રત્યેક પ્રાણવાન પ્રજાને હોવું જોઇએ" રસિકે ગાંધીજીનો બચાવ કર્યો.

"ભૂતકાળનું ગૌરવ રાખવાની કોણ ના કહે છે? પરંતુ 'ભૂત-કાળ વર્તમાન કરતાં ચઢીઆતો હતો' એવી માન્યતાને લીધે લોકોની દૃષ્ટિ આગળ ભવિષ્ય ઉપર જવાને બદલે ઊલટી પાછળ ને પાછળ ભૂતકાળ પ્રત્યે જ વળ્યા કરવાની. એના કરતાં તો યૂરોપમાં એમ મનાતું કે "સત્યયુગ ભવિષ્યમાં આવનાર છે" એ સૂત્ર મને વધારે પ્રગતિપોષક લાગે છે."

"વારુ, 'રામરાજ્ય' શું ખોટું હતું?" મણિશંકરે ચર્ચામાં ભાગ લેવા માંડ્યો. "આજકાલ બધા સ્વતંત્રતાની વાતો કરી રહ્યા છો ખરા, પરંતુ રાજ્ય ચલાવવું એ શી ચીજ છે તેની તમને કશી ખબર નથી જો ખબર હોય તો પ્રજાસત્તાક રાજ્યની બેજવાબદાર બહુ-મતીના માનવતાના છાંટાવિનાના, વ્યક્તિત્વહીન અને યાંત્રિક જુલમ કરતાં 'રામરાજ્ય'ને હજારગણું વધારે પસંદ કરો."

બીજા મુસાફરો પણ ચર્ચા સાંભળવા લાગ્યા.

"પરંતુ વંશપરંપરાનો રામ લાવવો ક્યાંથી?" રસિકે મુશ્કેલી જણાવી.

કુમુદિની મણિશંકરની દલીલથી છેડાઈ હતી. તેણે કહ્યું, "હું તો એમ માનું છું કે રામ, યુધિષ્ઠિર, હરિશ્ચંદ્ર તથા નળ જેવા પુરુષોને

આજે દૃષ્ટિસમક્ષ પ્રગટ થઈ રહ્યું છે? શહેરે શહેરે, ગામડે ગામડે-ધનિક અને નિર્ધન, સ્ત્રી તથા પુરુષ, બાળક, યુવાન કે વૃદ્ધ–સર્વના હૃદયમાં આજે અવનવો આનંદઉત્સવ પ્રગટ થઈ રહ્યો લાગે છે સર્વેને કોઇ અજ્ઞાન વાંસળીનો કામણગારો સૂર સાદ કરી રહ્યો લાગે છે! સમસ્ત દેશના આત્માને આટલે દૂરથી આટલા બળપૂર્વક એ કોની દિવ્ય મોરલીનો નાદ સાદ કરી રહ્યો છે? રસિકના મનમાં પ્રશ્ન અનુત્તર રહ્યો.

આશ્ચર્ય એ છે કે કોઈ જાણતું નથી, કોઈ સમજી શકતું નથી; છતાં સર્વે મંત્રમુગ્ધ પેઠે આકર્ષાઇ રહ્યાં છે!

ગાડીમાં ઉતારુઓ માય નહીં! વીરમગામથી રેલ્વે કંપનીને બીજી સ્પેશ્યલો જોડવાની ફરજ પડી. સદ્‌ભાગ્યે રસિક અને કુમુદિની-વાળા ડબ્બામાં દશ માણસોથી વધારે ભરાયાં ન હતાં. દરેક સ્ટેશનથી ટોળેટોળાં ચઢતાં. તેઓ વઢવાણ આવી પહોંચ્યાં કુમુદિનીએ "સૌરાષ્ટ્ર" સ્ટેશન ઉપરથી વેચાતું લીધું, અને 'રામરાજ્ય'ના મથાળાવાળો મહાત્મા ગાંધીનો અગ્રલેખ વાચવામાં તે પરોવાઇ.

એક નવા વટેમાર્ગુએ રસિકને બરડે હાથ થાબડી પૂછ્યું, "મિ. મહેતા! ક્યાં જાઓ છો?"

રસિક ચમક્યો. તેણે પાછું જોઈ નવા આવનારને આવકાર આપ્યો, "અહો! મણિશંકર ભટ્ટ! ક્યાં જાઓ છો? અહીં ક્યાંથી? બેસો ને."

તેણે બેઠક લેતાં ઉત્તર આપ્યો, "રાજકોટ જાઉં છું. પોલિટિકલ એજન્ટ સાહેબની ઓફિસમાં કામચલાઉ ડેપ્યુટી નિમાયો છું. તમે ક્યાં જાઓ છો?"

'હું તો દ્વારિકા જાઉં છું" રસિકે ઉત્તર વાળ્યો.

"કેમ જાત્રા કરવા?"

"ના. વડોદરા રાજ્યના કોમર્સ ડિપાર્ટમેન્ટ તરફથી દ્વારિકાન

આજના જેટલો બલકે તેથી પણ વધારે સુધરેલો હોવો જોઇએ. દમયંતીએ ફરીને સ્વયંવર કર્યો તેજ બતાવે છે કે તે વખતે રાજકન્યાઓ પુનર્લગ્ન કરતી."

બીજા ઉતારુઓ ખડખડાટ હસી પડયા.

મણિશંકરે પોતાની દલીલનું સમર્થન કરતાં જણાવ્યું, "સત્યવૃત્તિ પાલન કરવા માટે આજકાલ પત્નીઓ ખુલ્લા બજારમાં વેચાતી નથી એ ખરુ છે; પરંતુ આજકાલ પત્નીઓ વેચાતી જ નથી એમ તો હું માનતો નથી." મણિશંકર ખુલ્લેખુલ્લી પોતાની દલીલ એક સ્ત્રીના આગળ મૂકતાં ખંચાયો ને મૂગો રહ્યો.

કુમુદિની તેને એમ જતો કરે એવી નહોતી. "શું તમે એમ માનો છો કે આજકાલ સ્ત્રીઓ વેચાય છે?" તેણે અશ્રદ્ધાની પરિસીમા બતાવતું હાસ્ય કરી પૂછ્યું. 'તમે પણ ...

મણિશંકરને પણ તેની દલીલથી જરા ઝાટકો લાગ્યો. તેણે કહ્યું, "હું કબૂલ કરું છું કે આજકાલ સ્ત્રીઓને વેચવાની પદ્ધતિમાં સુધારો થયેલો છે! કાશ્મીરના કુલદીપક હરિસિંગ અને મિસિસ રોબિન્સન તથા કર્નલ ડેનીસ્મીસ્ટનના જાહેરમાં આવેલા બનાવો તથા એવાં બીજાં કેટલાએ જાણીતાં અને અજાણ્યાં ઉદાહરણો જોતાં તમને મારું કથન બરાબર સમજાશે."

અત્યાર સુધી રસિક મૂંગો બેઠો હતો; તેણે કહ્યું; "નળરાજાને તો તું અન્યાય કરે છે! દમયંતીનો ત્યાગ કળિના કર્તુકને લીધે તેણે કર્યો હતો. નળાખ્યાનની કરુણ કથાનુ રહસ્ય તુ વીસરી ગઈ લાગે છે. છેવટે નળરાજાએ કળિને દૂર કરવામાં ફતેહ મેળવી હતી."

કુમુદિની નાનપણથી જ જરા સ્વચ્છંદી સ્વભાવની તો હતી જ. તેમાં સુધરેલાં માતપિતાને ત્યાંના સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલી હોવાથી કેટલાક વિચારો તો તેને મન અબાધિત સત્ય જેવા થઇ ગયા હતા. એ સત્યનો અસ્વીકાર થતો જોઈ તે ગુસ્સે થઇ ગઇ. તેણે કહ્યું, "આપણી આવી આવી માન્યતાઓને લીધે જ બીજા દેશો

આજના જેટલો બલકે તેથી પણ વધારે સુધરેલો હોવો જોઇએ. દમયંતીએ ફરીને સ્વયંવર કર્યો તેજ બતાવે છે કે તે વખતે રાજકન્યાઓ પુનર્લગ્ન કરતી."

બીજા ઉતારુઓ ખડખડાટ હસી પડયા.

મણિશંકરે પોતાની દલીલનું સમર્થન કરતાં જણાવ્યું, "સત્યવૃત્તિ પાલન કરવા માટે આજકાલ પત્નીઓ ખુલ્લા બજારમાં વેચાતી નથી એ ખરું છે; પરંતુ આજકાલ પત્નીઓ વેચાતીજ નથી એમ તો હું માનતો નથી," મણિશકર ખુલ્લેખુલ્લી પોતાની દલીલ એક સ્ત્રીના આગળ મૂકતાં ખંચાયો ને મૂંગો રહ્યો.

કુમુદિની તેને એમ જતો કરે એવી નહોતી. "શું તમે એમ માનો છો કે આજકાલ સ્ત્રીઓ વેચાય છે?" તેણે અશ્રદ્ધાની પરિસીમા બતાવતું હાસ્ય કરી પૂછ્યું. 'તમે પણ ...

મણિશંકરને પણ તેની દલીલથી જરા ઝાટકો લાગ્યો. તેણે કહ્યું, "હું કબૂલ કરું છું કે આજકાલ સ્ત્રીઓને વેચવાની પદ્ધતિમાં સુધારો થયેલો છે! કાશ્મીરના કુલદીપક હરિસિંગ અને મિસિસ રોબિન્સન તથા કર્નલ ડેનીસ્મીસ્ટનના જાહેરમાં આવેલા બનાવો તથા એવાં બીજાં કેટલાએ જાણીતાં અને અજાણ્યાં ઉદાહરણો જોતાં તમને મારું કથન બરાબર સમજાશે."

અત્યાર સુધી રસિક મૂંગો બેઠો હતો; તેણે કહ્યું; "નળરાજાને તો તું અન્યાય કરે છે! દમયંતીનો ત્યાગ કળિના કર્તુકને લીધે તેણે કર્યો હતો. નળાખ્યાનની કરુણ કથાનું રહસ્ય તું વીસરી ગઈ લાગે છે. છેવટે નળરાજાએ કળિને દૂર કરવામાં ફતેહ મેળવી હતી."

કુમુદિની નાનપણથીજ જરા સ્વચ્છંદી સ્વભાવની તો હતી જ. તેમાં સુધરેલાં માતપિતાને ત્યાંના સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલી હોવાથી કેટલાક વિચારો તો તેને મન અબાધિત સત્ય જેવા થઇ ગયા હતા. એ સત્યનો અસ્વીકાર થતો જોઈ ને ગુસ્સે થઇ ગઇ. તેણે કહ્યું, "આપણી આવી આવી માન્યતાઓને લીધે જ બીજા દેશો

જ્યારે પ્રગતિ કરી રહ્યા છે ત્યારે આપણે જંગલી રહ્યા છીએ." તેણે પોતાના સત્યોમાંથી શસ્ત્રો ફેંકવા માંડ્યાં, "તેઓ આજકાલ હવાઇ વિમાનોમાં ઊડી રહ્યા છે તથા હજારો માઇલ દૂરથી વાતચીત કરી રહ્યા છે ત્યારે આપણે ફરીથી 'રામરાજ્ય'નો સત્યયુગ પ્રગટાવવો છે!"

"હવામાં તો પક્ષીઓ પણ ઊડી શકે છે" મણિશંકરે હસતાં હસતાં રદિયો આપ્યો. "તેથી તે કાંઈ માનવ કરતાં ચઢીઆતાં છે એવું કોઇ માનતું નથી. આજકાલ તો આફ્રિકાના હબસીઓ અને અફઘાનો પણ વિમાનોમાં ઊડે છે, એટલે તેઓ સુધરી ગયા તેમ માનતાં હો તો કોણ જાણે? જૂના બળદના ગાડાના હાંકનાર કરતાં આજકાલના તમારા મોટર હાંકનાર શોફરમાં માનવતા વિશેષ છે એમ તમે શા ઉપરથી માનો છો? રામના સમયમાં મોટરકાર ન હતી માટે તેનું રાજ્ય હાલનાં રાજ્યબંધારણો કરતાં ઉતરતું હતું એવી તમારી માન્યતા હોય તો તમે જાણો!"

મણિશંકરની દલીલથી સંસ્કૃતિનાં મૌલિક તત્ત્વો કયાં એ પ્રશ્ન ત્રણેના મનમાં ઉપસ્થિત થઈ રહ્યો. થોડી વારે રસિકે કહ્યું, "હું તો એમ માનું છુ કે પ્રકૃતિનાં બળો ઉપર માત્ર કાબુ મેળવ્યાથી જે પ્રગતિ થાય છે તે માનવની સત્યતાની એક બાજુ છે. માનવતાની ખરી કિમત તેના ઉપરથી અંકાતી નથી ખરી કિમત તો તેનો તે કેવા ઉપયોગ કરે છે તેના ઉપર રહેલી છે. 'જીવનમાં કેટલી માનવતા પ્રગટાવી છે?' તે ઉપરથી સંસ્કૃતિની કિંમત અંકાય છે."

કુમુદિનીએ કહ્યું, "મારી ધારણા તો એવી છે કે સત્યયુગ ભૂતકાળમાં થયો નથી, પરંતુ ભવિષ્યમાં થવાનો છે; અર્થાત્ આપણે હજી પ્રગતિ કરવાની છે. મારી કલ્પના પ્રમાણે તે ભાવિ સત્યયુગમાં સંપૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્ય, સંપૂર્ણ પ્રજાસ્વાતંત્ર્ય, અને સંપૂર્ણ સમાનતા સર્વત્ર પ્રગટેલી હશે."

રસિક સત્યયુગનું ચિત્ર પોતાના મનમાં ખડું કરવા લાગ્યો.

મણિશંકરે કવિત્વહીન અવાજે ઉત્તર વાળ્યો, “તમને પોતાને જ વિચાર કરતાં તમારા આદર્શયુગની કલ્પના કેવળ અશક્ય અને આત્મવિરોધી જણાયા વિના રહેશે નહીં.”

“કેવી રીતે?” રસિકે પ્રશ્ન કર્યો.

“વ્યક્તિ સંપૂર્ણ સ્વતંત્ર થાય તો પ્રજાસ્વાતંત્ર્ય જોખમમાં આવી પડવાનું. અરે! પ્રજાનું અસ્તિત્વ પણ જોખમમાં આવી પડે. વળી પ્રજા સંપૂર્ણ રીતે સ્વતંત્ર થાય એટલે વ્યક્તિની સ્વતંત્રતા ઓછી થવાની જ; અને સંપૂર્ણ સમાનતા તો મારી દૃષ્ટિએ કેવળ અસંભવિત નહિ પરંતુ અનિષ્ટ છે. એ ત્રણે સિદ્ધ થતાં જગત જ નહિ હોય; કારણ કે તેનું પ્રયોજન–નિદાન નાશ પામ્યું હશે.”

“મારા અને તમારા વિચારોમાં આસમાન જમીન જેટલો ફેર છે” કુમુદિની બોલી ઊઠી. “એટલે વાત કરવી નકામી છે.”

રસિક ચમક્યો. મણિશંકરે શાંત મુદ્રા ધારણ કરી. કુમુદિનીએ પોતાનું કથન ચાલુ રાખ્યું, “તમારા વિચારો ભદ્રંભદ્રીય છે. તમે ‘જૂનું એટલું સોનું’ માનો છો!”

“અને તમે નિજનું એટલું નિંદો છો!” મણિશંકરે ઉત્તર વાળ્યો. “આપણો મેળ ક્યાંથી બેસે?”

રાજકોટનું સ્ટેશન આવી પહોંચ્યું. બધાં પોતપોતાનાં પોટલાં સંભાળવા લાગ્યાં.

દ્વારિકાની ગાડીમાં જાત્રાળુઓની પુષ્કળ ભીડ હતી. સગવડ ખાતર રસિકે સેકન્ડ ક્લાસની ટિકિટ ખરીદી. તેમની સાથેના મુસાફરમાં હતો ખાનદાન કુટુંબનો હોય એવો એક સુંદર યુવાન. માથાથી ખભા સુધી લાંબા વાળ સુંદર રીતે હોળેલા છે; તેજસ્વી રક્તવર્ણ ઉંચા કપાળમાં વૈષ્ણવ તિલક શોભી રહ્યું છે; નેત્રોને છેડે તોફાની

હાસ્ય ફરકી રહ્યું છેઃ અને પોપચાં ઉપર વૃંદાવનની પીળી માટીનું ગોપીચંદનનું લેપન છે; કાને ગોળ કુંડળ શોભી રહેલાં છે; તેની મુદ્રા નિર્દોષ, નમ્ર અને સરળ જણાતી.

રસિક–કુમુદિની બને તેના પ્રત્યે આકર્ષાયાં. તેઓ પ્રશ્ન કરે તે પહેલાં જ તેણે પૂછ્યું, "ક્યાં જશો ? દ્વારિકાં ?" વગર ઓળખાણે પણ પરિચિત મીઠે અવાજે હસતે મોઢે તેણે પ્રશ્ન કર્યો.

"જાત્રા ઉપર ?" તેણે બીજો પ્રશ્ન કર્યો.

"ના રે !" જાણે પોતાના ઉપર મૂકાતું આળ દૂર કરતી હોય તેવે અવાજે કુમુદિની બોલી, "અહીં તો કોઈ જાત્રાબાત્રામાં માનતું નથી."

"એમ ! તમે મહાન દેખાઓ છો !" પેલા યુવાને હાજર-જવાબીથી ઉત્તર આપી વાત ચલાવી, "શ્રી કૃષ્ણની દ્વારિકામાં શરદ પૂર્ણિમાને દિવસે જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તમારું હૃદય હર્ષથી ઉભરાતું નથી એ કાંઇ જેવી તેવી વાત ન કહેવાય ? તમે નારદનું 'દ્વારિકામાહાત્મ્ય' સાંભળ્યું છે ? બધા તો એમ માને છે કે શરદ પૂર્ણિમાને દિવસે મધ્યરાત્રે ખરેખરા શ્રદ્ધાળુ ભક્તને સમુદ્રની શાંત સપાટી ઉપર સુવર્ણની દ્વારિકાનાં આજે પણ દર્શન થાય છે; પણ ઘણાંખરાં ઊંઘી જ જવાનાં. કોઇ ભાગ્યશાળી..."

"એવાં નવરા પહોરનાં ગપ્પાં સાંભળવામાં વખત ગુમાવવો નથી તો" કુમુદિનીએ વચમાં જ તેનું વાક્ય કાપી નાખ્યું.

તેની એવી વર્તણુકથી જરા પણ ક્ષુબ્ધ થયા વિના શાંતિથી તેણે પોતાનું કથન આગળ ચલાવ્યું, "પરંતુ અજાણ્યે પણ તમે બને–સજોડે પૂર્ણિમાના પર્વને દિવસે દ્વારિકા આવ્યાં છો. એટલે દ્વારિકામાહાત્મ્ય તો તમારે સાંભળવું પડશે" તેમને માહાત્મ્ય સંભળાવવાનો નિશ્ચય, સંકલ્પ અને અબાધિત નિયમ તેણે જાહેર કર્યો.

"અમને સાંભળવાનો વખત નથી તો" કુમુદિનીએ તેની ધૃષ્ટતાથી ચકિત થઇ ટોળમાં સસ્મિત ઉત્તર વાળ્યો.

નિશ્ચલતાને આજ્ઞાર્થમાં ફેરવતાં તે યુવાન બોલ્યો, "વખત હોય કે ન હોય, સાંભળ્યા વિના તમારો છૂટકો નથી; નારદ ઋષિનું એવું વચન છે." તેના મુખ ઉપર હાસ્ય ફરકી રહ્યું.

કુમુદિની તેની આવી વિચિત્ર જણાતી મક્કમતાથી કંટાળી ગઈ, "ઊંઘી ગયો નારદ! મને જો હમણાં મળે તો એની ચોટી પકડીને પૂછું કે બોલ દ્વારિકામાં શી મહત્તા છે!" તેણે પોતાનો કંટાળો હસીને જાહેર કર્યો.

"એમ! તમારી ખાત્રી છે કે નારદ પોતાને સ્વરૂપે હમણાં તમારી સામે હોય તો તમે તેને પૂછવાની હિંમત કરી શકો?"

"અલબત્ત" કુમુદિનીએ પોતાની હિંમત બતાવી.

"તમે તો બહુ જબરાં દેખાઓ છો!" તેણે કુમુદિનીનાં વખાણ કર્યા.

તેના મુખ ઉપર સ્વાભિમાનની રેખાઓ ઉત્તેજિત થઈ.

"દ્વારિકામાં તમે ક્યા ઉતરવાનાં છો? બીજું કોઇ સ્થાન ન હોય તો...' તેના બોલવામાં અતિથિસત્કાર કરવાની ઉત્સુકતા હતી.

"હજી કશું નક્કી નથી" કુમુદિનીએ ઉત્તર વાળ્યો.

"આપણે દ્વારિકામાં રાત રહી સવારે આમરડા જઇએ તો કેમ?" રસિકે પોગ્રામ ગોઠવવા તજવીજ કરી.

"દ્વારિકામાં આપણે શું કામ છે?" કુમુદિનીએ પ્રત્યુત્તર વાળ્યો. પૂનમની ચાંદનીમાં આપણે પગે ચાલીને રાત્રે આમરડા જઇ પહોંચીએ તો કેમ?"

રસિકે પોતાનો આગ્રહ જવા દઈ કુમુદિનીનું કહેવું કબૂલ રાખ્યું.

( ૪ )

આજે દ્વારિકાનું દૃશ્ય અપૂર્વ છે! આજે તે જનસમૂહથી ભરેલું નાનું તળાવ ન હતું; તે તળાવનો થયો હતો વિસ્તૃત, જનમંડળથી ઉછળતો-ઉલ્લાસતો મહાસાગર. નાની સરખી ગોમતી નદી આ

મેદનીને સ્નાન કરાવતાં સૂકાઈ તો નહીં જાય એવી શંકા મનમાં થાય છે.

જગતમંદિરની ગગનચુંબી પતાકાઓ દૂરદૂર સુધી દેખાઇને દ્વારિકાધીશનો વિજય ફરકાવી રહી છે.

અજ્ઞાત, કામણગારી મોરલીનો ધ્વનિ આજે સર્વને જીવનના કેન્દ્રરૂપ જગતમંદિર પ્રત્યે આકર્ષી રહ્યો છે. ચારે બાજુ જનમેદની સિવાય બીજું કશું નજરે પડતું નથી; અને મોરલીનો સૂર જનમંડળના હૃદયમાં સંભળાય છે. કોનો વિજયોત્સવ, કયા બનાવની જયંતી તેઓ ઉજવી રહ્યાં છે તેનું ભાન કોઈને પણ નથી, છતાં પણ હૃદયમાં આવો અપૂર્વ ઉત્સાહ કેમ પ્રગટી રહ્યો હશે ?

જગતમંદિર જીવનના સ્વીકારનું સૂચક થઈ રહ્યું છે ! " આ તેજ દ્વારિકા છે જ્યાં શ્રીકૃષ્ણચંદ્ર રાજ્ય કરી રહ્યા છે " એ વિચારમાત્રથી લોકોનો આત્મા પવિત્રતામાં સ્નાન કરી રહ્યો હતો. અહીં શ્રીકૃષ્ણ ભગવાને સત્યયુગ પ્રવર્તાવ્યો હતો ! તેમના પદથી લાંછિત થયેલી પૃથ્વી માનવસમૂહને મન પુનિત છે સ્થાને સ્થાને—સર્વત્ર " દ્વારિકાધીશની જય "નો જયધ્વનિ સંભળાય છે. આજે પણ શ્રીકૃષ્ણની અદૃશ્ય આણ પ્રવર્તે છે.

જનમેદિનીનો કોલાહલ પણ ઘણે દૂરથી સંભળાતો. ભજનમંડળીઓની ભાવપ્રેરક અને હૃદયોન્માદક ધૂન, એકતારાનું ચિંતનપ્રેરક જ્ઞાન તથા કથાવાર્તા, દર્શન, પ્રાર્થના વગેરે પ્રસંગે થતો અવાજ—સઘળું મળીને એકસૂરો અવાજ થઈ રહ્યો હતો. રસિક અને કુમુદિની ગામમાં થઈ આમરડા તરફ જતાં હતાં.

એક નાની સરખી ભજનમંડળીમાં બેઠેલા ભાવિકો મંજીરા અને કરતાલ સાથે જોસભેર ધૂન ઝીલી રહ્યા હતાઃ -" ધન ધન ગંગાબાઇની વાળી કે સવાવાલ થયા વનમાળી. " દંપતી આગળ ચાલતાં હતાં. થોડેક દૂર ગોળ વર્તુલાકારમા મોટી મેદની જામી હતી. તેની વચ્ચે

હાથમાં કરતાલ લઈ એક ગામડીઆ જેવો દેખાતો માણસ તે મંડળી પાસે ભજન ગવરાવતો હતો. તેને કંઠે પુષ્પમાળ હતી. ફેંટામાંથી પણ પુષ્પનો તોરો લટકતો હતો. કાનમાં તેણે ડમરાની મંજરીઓ પહેરેલી હતી. તેણે લલકાર્યું:–

**“ આખા લીમડામાં એક ડાળ મીઠું રે–રણછોડ રંગીલા !”**

આખી મંડળીએ ઝીલ્યું:–‘ આખા લીમડામાં એક ડાળ મીઠું રે —રણછોડ રંગીલા ! ”

રસિકનું મન ઊંડા વિચારમાં ગરકાવ થઈ અજાણ્યે જ એ ટેકનો અર્થ શોધવા લાગ્યું. કલહ, દુઃખ, શોક વગેરેથી ભરેલા કટુ લીમડા જેવા સંસારમાં શું મીઠું ડાળ હશે ? હોય તો તે મીઠું ડાળ કયું ? તેને સમજણ પડી નહિ; પરંતુ વગર સમજ્યે તેના મનમાં ને મનમાં એ લીટી ઘુંટાવા લાગી.

બન્ને જણ દ્વારિકાથી દૂર નીકળી ગયાં, ત્યાં પણ ‘ રણછોડ-રાયની જે ’–‘ દ્વારિકાધીશની જય ’ ના જયનાદ તેમને કાને અથડાયા કરતા. રસિક એ જયનાદનો અર્થ વિચારી રહ્યો. તેના હૃદયમાં થતો પ્રતિધ્વનિ જોતાં જ તેનું હૃદય યુગયુગાંતરો વટાવી ઊંડું ઉતરી ગયું, અને ભવિષ્યની અદૃષ્ટ પરિસીમાઓ વટાવી સુવર્ણ સ્વપ્નાંઓ ઘડી રહ્યું.

બન્ને જણ ધીમે ધીમે શાંત શીતળ ચાંદનીમાં ગતિ કરી રહ્યાં. ખીલતી ચાંદનીની માદક અસર બન્ને ઉપર થવા માંડી. શાંત સમુદ્ર ઉપર ચંદ્ર રમતો રમતો હીરાઓ વેરી રહ્યો. પરંતુ સમુદ્ર તરફથી આવતો મધુર અનિલ થોડીક વારમાં જોસભેર ફુંકાવા લાગ્યો. પાંચ–દશ મિનિટમાં તેણે વાવાઝોડાનું સ્વરૂપ પ્રગટ કર્યું. ચાંદનીની શાંતિ ફરીને વિજયી નીવડશે એવી આશામાં બંને જણ આગળ ચાલ્યાં. પવનને લીધે સમુદ્ર પણ તોફાને ચઢ્યો. ફરીને દેવ–દાનવો મંથન કરી રહ્યા હોય એવો ભાસ થવા લાગ્યો. મરુતગણે તેમાં સામેલ થઈ સમુદ્રની સપાટી ઉપર ‘ સાતતાળી ’ રમવા માંડી.

મોજાંઓ ઉંચાં નીચાં થઈ ભીષણ ગર્જના કરવા લાગ્યાં. અધુરામાં પૂરું ભરતીનો સમય થયેલો હોવાથી ખડક જેવાં પ્રચંડ મોજાંઓ ઝપાટાભેર કિનારા ઉપર ધસારો કરતાં જણાવા લાગ્યાં. કોઈ અનંત–અપરિમિત, મૂર્તિમંત–સજીવ પ્રલયદૂત પેઠે સમુદ્ર પૃથ્વી ઉપર ધસી આવતો હતો. એવામાં કોણ જાણે ક્યાંથી આકાશમાં વાદળાંઓ ભેગાં થવા લાગ્યાં. દિવ્ય ચાંદની પણ અદૃશ્ય થઈ. વાદળાંઓ અંધકાર પ્રસારવા લાગ્યાં

બન્નેના હૃદયમાં નિરુત્સાહનો અંધકાર વ્યાપી ગયો ! કુમુદિની મનમાં ને મનમાં પસ્તાતી હતી ! રસિક નિરાશ અને ચિંતનશીલ હતો. કોઈ બોલતું ન હતુ. છેવટે અમાનુષી શાંતિનો ભંગ કરી રસિક બોલ્યો, " કુમુદ ! પાછા વળવા વિષે તારો શો અભિપ્રાય છે ? આ બાજુ આપણે તદ્દન એકલાં છીએ. બધા આજે દ્વારિકામાં એકત્ર થયા છે. "

" પરંતુ પાછા જઈએ એટલું જો આગળ જઈશું તો પણ આપણને સરખી જ મુશ્કેલી નડશે અને આપણને કદાચ વિશ્રામસ્થાન પણ મળશે " કુમુદે ઉત્તર વાળ્યો. રસિકને તેના કહેવામાં સત્ય જણાયું. વાવાઝોડાથી આમ તેમ ખેંચાવા છતાં બન્નેએ આગળ ચાલવું જારી રાખ્યું.

છેક મધ્યરાત્રિએ એક ડક્કો તેમની નજરે પડ્યો ! તે ડક્કાથી જરા દૂર માછીઓની ઝુંપડીઓની કાળી હાર દેખાતી હતી. બન્ને ત્યાં જઈને ડક્કા ઉપરની જૂની ઢબની એક લાકડાની ઓરડી–કૅબિનમા બેઠા; અને તોફાન શમે ત્યાં સુધી ત્યાં જ આશ્રય લેવાનો તેમણે વિચાર કર્યો.

એટલામાં તો આકાશમા મેઘરાજાનાં દુંદુભિ વાગવા માંડયાં. વાદળાંની ગર્જનાઓ સાથે વીજળીના ચમકાર ઝબકવા માંડયા. નિર્જન આકાશની અમાનુષી શાંતિનો ભંગ કરતો એ ધ્વનિ શૂન્ય-

તામાં ક્યાં જઈ વિલય પામતો હશે તેની કલ્પના કોઈ કરી શકે એમ ન હતું. રાક્ષસે પ્રસારેલી અંધકારમયી માયામાં રહી દાનવ જોડે યુદ્ધ કરતા કોઇ દેવના પંથને ઉજાળવાને શું વિદ્યુત ચમકી રહી હતી? કોણ જાણે? વાવાઝોડા સાથે મૂશળધાર વરસાદ વરસવા લાગ્યો. બારે મેઘ સામટા છૂટીને પૃથ્વીનો પ્રલય કરવાને મથતા હોય એવું દંપતીને લાગ્યું. બન્ને જણ ચિંતાતુર દૃષ્ટિએ કૅબિનમાં રહ્યાં રહ્યાં પ્રકૃતિનું ઉન્મત્ત તોફાન જોઈ રહ્યાં.

વાવાઝોડાને પ્રતાપે માછીઓની છાપરીઓ ઊડી ગઇ! વૃક્ષો ઉખડીને રસ્તા ઉપર પડવા લાગ્યાં. ડક્કો ડામાડોળ થઈ રહ્યો, અને કૅબિન પણ પડું પડું થવા લાગી!

પરિશ્રમને લીધે બંને ક્લાંત થયા હતાં. કુમુદિની રસિકના ખભા ઉપર માથું મૂકી માર્ગનો પરિશ્રમ અને મનની વ્યથા વીસારવા પ્રયત્ન કરવા લાગી. થોડી વારે બને પ્રકૃતિના તોફાનના ડોલનને લીધે નિદ્રાવશ થયાં.

બંનેએ સમુદ્રનું પાણી ચઢતું જોયુ. જે માર્ગે ડક્કા ઉપર તેઓ આવ્યાં હતાં તે માર્ગે પાણી ભરાઈ ગયું! ડક્કો પણ ડૂબ્યો. કેવળ તેમની કૅબિન પાણી ઉપર જણાવા લાગી! તેઓ ચમકીને જાગી ઊઠયાં. બહાર પ્રકૃતિનું તોફાન ચાલુ હતુ. ફરી પાછાં બને નિદ્રાવશ થયાં.

પાણીની ભરતી વધવા લાગી બંનેને પ્રલયજળની ભરતી સાંભરી. પાસે આવી રહેલો અંત બને જણ મૂંગે મોઢે વિચારી રહ્યાં. રસિકે ડક્કા ઉપર જઈને કિનારે જવાનો માર્ગ શોધવા માંડયો! ડક્કાનાં પાટીઆં ઉખડી ગયાં હતાં. ગભરાયેલે ચહેરે તે પાછો કૅબિનમાં આવ્યો. કુમુદ પણ છૂટવાનો માર્ગ શોધવા હાંફળી ફાંફળી પ્રયત્ન કરતી હતી! બને જણથી ઊંઘમાં બૂમ પાડી દેવાઈ. પાછાં બંને ઊંઘી ગયાં.

રસિકે કહ્યું, "કુમુદ, શું કરીશું? આપણે તો ખરેખરાં સપડાયાં છીએ!"

બંનેની ચિંતાતુર દૃષ્ટિ કૅબિનના બારણામાંથી દ્વારિકાની દીપમાળની ટોચ ઉપરના દીવા ઉપર પડી. તેમના હૃદયમાં આશાનાં કિરણો પ્રગટયાં. પૂર્ણિમાની રાત્રિનું તેમને સ્મરણ થયું. "દ્વારિકાધીશની જય" સંભળાઈ. રસિકના મનમાં ધ્વનિ થયો–"આખા લીમડામાં એક ડાળ મીઠું રે – રણછોડ રંગીલા!"

થોડી વારે દૂર અંધકારમાંથી એક સ્ટીમ લોંચ આવીને કૅબિન પાસે હાજર થઈ! તેમાંથી અવાજ આવ્યો, "ચાલો, આ જળ-પ્રલયમાંથી બચવું હોય તો આવી જાઓ."

તે અવાજ કોનો હતો, શા માટે, અને ક્યાં તે સ્ટીમ લોંચ જતી હતી–વગેરે પ્રશ્નો થયા નહિ. રસિકે ફક્ત પ્રશ્ન કર્યો, "આવા તોફાની સમુદ્રમાં જવાશે કેમ કરીને?" "આવવું હોય તો ચાલો! ન આવવુ હોય તો તમારી મરજી"–અવાજમા મક્કમતા હતી.

જળપ્રલયના અનિવાર્ય મૃત્યુ કરતાં બંનેએ પોતાનું પ્રારબ્ધ અજમાવી લેવાનો નિશ્ચય એક ક્ષણથી પણ થોડા સમયમાં કરી લીધો, અને પ્રત્યુત્તર આપ્યા વિના જ તેઓ સ્ટીમ લોંચમાં ચઢી ગયાં!

ગાઢ અંધકાર અને પ્રચંડ તોફાનમાં તે બોટ આગળ ચાલી. બંનેના હૃદયમાં ચિંતા લેશમાત્ર ઓછી થઈ ન હતી. "આવા તોફાનમાં જીવતાં રહેવાશે કે કેમ?" એ એક જ પ્રશ્ન તેમના હૃદયમાં હતો, એટલામાં એકાએક એન્જીન બંધ પડયું! બોટ અટકી. તેઓની લોંચ મોજાંઓ વચ્ચે ઝોલાં ખાવા લાગતાં બંનેને અંત-કાળની ક્ષણના છેલ્લા વિચારો આવે તે પહેલાં તો સમુદ્રના એક ભીષણ મોજાએ માયાળુ થઇને તેને પાણીથી ભરી દીધી!

બોટ નીચે બેઠી–તેઓ ડૂબી ગયાં! ક્ષણ વાર મૃત્યુની પેલે પાર જઈ રહ્યા; પરંતુ થોડી વાર પછી પાણીની સપાટી નીચે પણ ડૂબતી બોટમા તેઓએ પોતાની જાતને બેઠેલી અનુભવી. જાણે બંને સબમરીનમાં બેઠાં બેઠાં સમુદ્ર તળીએ જવા લાગ્યાં!

(૫)

કલાકોના કલાકો, દિવસો પર દિવસો, વર્ષો તથા યુગો જાણે એ પ્રમાણે ઉતરતાં વીતી ગયાં. એટલામાં તેમની બોટ ઓચિંતી જાણે કોઈ નક્કર પદાર્થ સાથે અથડાઈ હોય તેવા અવાજ સાથે અટકી !

રસિકે ચમકીને ઊંચું જોયું. શોકમગ્ન કુમુદ પ્રત્યે વળી તેણે કહ્યું, "કુમુદ ! સુંદર નગરી છે ! આખું શહેર સુવર્ણનું છે ! જો તો ખરી !"

"ખરેખર સુવર્ણનું ?" કુમુદ પ્રશ્ન કરતાં ચકિત થઈ બોલી, "હા, ખરેખર ! આ તો સુવર્ણની જ દ્વારિકાં !"–પોતે જ ઉત્તર આપ્યો.

આ તો દ્વારિકાં ! શ્રીકૃષ્ણચંદ્રની કૌમુદી ઉજાળતી હતી તે જ દ્વારિકાં ! આપણાં ધન્ય ભાગ્ય કે આપણને તે જોવાનો લાભ મળે છે !"

નગરમાં પ્રવેશ કરતાં તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વિશાળ રાજમાર્ગ ધ્વજપતાકાથી અલંકૃત થઈ રહ્યો છે ! માર્ગમાં ગુલાબજળ તથા ચંદનના પાણીનું સિંચન થયું છે. અંતરે અંતરે સુગંધી, રંગબેરંગી પુષ્પના છોડ શોભી રહ્યા છે. લીલી હરિયાળી-વાળાં સુંદર મેદાનો પણ નગરની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં છે. ઉપવનો અને વિહારભવનો, ઉદ્યાનમંડળો તથા ઠામઠામ ફુવારાઓ સમૃદ્ધિ, સુખાકારી અને આનંદનાં સાધનોની સાક્ષી પૂરી રહ્યાં છે ! નગર વચ્ચે વિશાળ, સુંદર સરોવર ખીલેલાં કમળો વડે શોભી રહ્યું છે. તેનું પાણી ગોમતી નદીમાંથી તાજુ કરવામાં આવે છે. પ્રત્યેક ગૃહ આગળ કદલીવૃક્ષના સ્તંભો તથા અશોકનાં તોરણો લટકી રહ્યાં છે ! ધનિકોનાં ભવન આગળ અબીલગુલાલના સાથીઆ વિધવિધ ભાતમાં પૂર્યા છે. પ્રત્યેક ગૃહદ્વાર આગળ પુષ્પમાળાઓ લટકી રહી છે. અગરબત્તીના ધૂપ સર્વત્ર થઈ રહ્યા છે.

રસિકે કુમુદને કહ્યું, "કુમુદ! અહીં સર્વ પદાર્થો આપણી પૃથ્વી જેવા જ છે; છતાં તેઓમાં આપણને ન સમજાય તેવી દિવ્યતા કેમ લાગતી હશે? અહી ઉદ્યાન તથા હરિયાળીવાળાં મેદાનો છે, પરંતુ તેમાંનું એકે એક પુષ્પ સચેતન, સુંદર વિચારનું જાણે મૂર્ત સ્વરૂપ લાગે છે. જાણે સર્વત્ર શ્રીકૃષ્ણ છવાઇ રહ્યા છે! અહીંની હરિયાળી પણ શ્રીકૃષ્ણના પદસ્પર્શથી પૃથ્વી રોમાંચિત થયેલી હોય એમ લાગે છે. વૃક્ષો જાણે શ્રીકૃષ્ણના ધ્યાનમાં સમાધિસ્થ થઇ રહ્યાં છે. પક્ષીઓનો કલરવ કૃષ્ણપ્રેમના ઉન્મત્ત ગાન જેવો લાગે છે. આ સર્વ ભવનો પણ હીરારત્નથી જડિત જ્યોતિના મહેલ જેવાં દેખાય છે."

કુમુદે પ્રત્યુત્તર કરતાં જણાવ્યું, "એટલું જ નહિ પરંતુ આ નગરીમાં વાતો વાયુ રંગબેરંગી જ્યોતિથી ભરેલો તમને નથી જણાતો? વાયુમાં આવી રંગીનતા હશે એ તો મારી કલ્પનામાં પણ ન હતું! અને અહીંના લોકો આપણી પૃથ્વીના મર્ત્ય માનવી જેવા દેખાતા નથી: જાણે તેઓ કોઇ દિવ્ય જ્યોતિનાં સંતાનો હોય તેમ તેમનાં શરીર તારાઓના અપાર્થિવ દિવ્ય તેજોમય પદાર્થ વડે નિર્માણ થયેલાં લાગે છે"

આજે નગરજનોમાં અસાધારણ ઉત્સાહ વ્યાપી રહેલો જણાતો હતો. નગર વચ્ચે ચાર રસ્તાઓ ભેગા થતા હતા, ત્યાં આગળના વિજયસ્તંભ આગળ લોકોનાં ટોળેટોળા આનંદ-ઉલટભેર આવજા કરતાં જણાયા. રસિકે એક નાગરિકને પૂછયું, "આજે આ આનંદ. સંગીત. નૃત્ય વગેરે કયા ઉત્સવ માટે થઇ રહ્યા છે?"

"અમારે ત્યા નિત્ય ઉત્સવ જ હોય છે. આજે તો રુક્મિણીહરણ કરી આવેલા શ્રીકૃષ્ણચંદ્ર પૂર્ણિમા હોવાથી રુક્મિણી સાથે નગરપ્રવેશ કરવાના છે. લોકો નવવધૂને જોવાને ઉત્સુક છે એટલે તમને અસાધારણતા લાગતી હશે.'.

“ આજે દંપતીને પુરજનો વધાવવાના છે ? ” રસિકે પ્રશ્ન કર્યો.

“ હા. ” નાગરિક ચાલતો થયો.

આખી વ્યવસ્થામાં કોઈ સ્થળે તેમને પહેરેગીરો કે ચોકીદારો જણાયા નહિ તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો એટલામાં સામેથી સ્ત્રીઓનું ટોળુ આવતું તેમની દૃષ્ટિએ પડ્યુ–જાણે દ્વારિકાનું સૌંદર્ય-ધન ! દ્વારિકાની રસિકતાની રક્ષક દેવી સમી કલાની નિર્માત્રી–વિધાત્રી સતી નારીઓને નિરખી રસિક અને કુમુદિની દ્વારિકાના નાગરિક જીવન પર મુગ્ધ થઈ ગયાં ચાલમાં શી છટા અને સ્વતંત્રતા ! કુમુદ પણ આશ્ચર્ય પામી.

તરલિકાના હાથમા સુવર્ણની ઝારીઓ અને લવંગિકાની પાસે પુષ્પના નાજુક કરંડિયા હતા. ત્રિવેણિકા પાસે અક્ષતપાત્ર અને ચદન કુંકુમ હતાં. માલવિકાએ ગુલાબજળ અને અગરનાં પાત્રો લીધાં હતાં. મધુરિકા પાસે ધૂપ અને દીપકની સામગ્રી તૈયાર હતી

સુંદર વસ્ત્રાભૂષણો સજીને જતી તે સુંદરીઓના મુખ ઉપર આનંદ પ્રગટી રહ્યો હતો. ખુલ્લા માથામાં પાડેલા સેંથાઓના પ્રકાર તેમના સ્વભાવની વિવિધતા પ્રગટ કરતા હતા પગથી તે માથા સુધી સુદરતા, રસિકતા, સ્વતત્રતા વગેરેનો જાણે સોહાગ પ્રકટી રહ્યો !

રસિક અને કુમુદ બંને તેમને જોઈને આનદ પામ્યાં ! એવામાં સામેથી એક તેજસ્વી બ્રાહ્મણને તેમણે આવતો જોયો. બ્રહ્મતેજથી દેદીપ્યમાન તેનું મુખ હતું. હાથમાં તેણે તંબુરો ધારણ કર્યો હતો. કર્ણ આગળ તેનો રવ શ્રવણ કરવામાં એકાગ્ર થઈ મુખેથી અસ્પષ્ટ ગણગણાટ કરતો તે આવતો હતો.

તેના નેત્રોમા ત્રિભુવનને તુચ્છકારે એવી દિવ્ય મસ્તી–ધૂન હતી. શરીરે તેણે પુષ્પની માળાઓ ધારણ કરી હતી. રસિકે તેને પોતાના મનમાં તરવરી રહેલા અનેક પ્રશ્નો પૂછી જોવાનો વિચાર કર્યો.

“ મહારાજ ! આપને કાંઈક પૂછવું છે, જરા ઉભા રહેશો ? ” રસિકે કહ્યું.

"જરા શા માટે?" તેણે નિશ્ચિંતપણે સ્મિત કરતાં જણાવ્યું. "તમે થાકો ત્યાં સુધી!"

"નાગરિક જીવનની આ પૂર્ણતા દ્વારિકામાં શી રીતે પ્રગટ થઈ?" રસિકે પ્રશ્ન કર્યો.

"કેમ! તમને એમાં આશ્ચર્ય જેવું શું લાગે છે?" તેણે પ્રતિપ્રશ્ન કર્યો.

"અમે પૃથ્વીલોકમાં ભારે પ્રગતિ કરી છે, છતાં ત્યાં આવું જીવન પ્રગટ થતું નથી."

"તમે પ્રગતિ કરી છે?" તેણે પ્રશ્ન કર્યો. "કામનાઓની રેલમાં તણાતા, ઇન્દ્રિયસુખો માટે પછાડા મારતા તમારા જમાનાએ 'પ્રગતિ' કરી છે એમ તમે માનો છો?" રસિક અનુત્તર રહ્યો.

"દ્વારિકાધીશની જય" એ જયધ્વનિનો મર્મ શો છે? કુમુદિનીએ પ્રશ્ન પૂછ્યો.

"પૃથ્વીમાં પ્રગટેલા સત્યયુગનો વિજય થાય એવી અભિલાષા તે પ્રગટ કરે છે. માનવતામા પ્રગટેલી પ્રભુતાને તે આવાહન છે," તેણે ઉત્તર આપ્યો.

"અહી સઘળું પૃથ્વીના જેવું દેખાય છે, છતાં જાણે જૂદું હોય એવું કેમ લાગે છે?" રસિકે બીજો પ્રશ્ન કર્યો.

"કારણ કે સમગ્ર પ્રકૃતિ તેના પ્રભુ શ્રીકૃષ્ણની દાસીરૂપે રહે છે. જુઓ ને, આજે શ્રીકૃણ આવવાના હોવાથી સર્વત્ર કેવી શાંતિ અને કેવો આનંદ તે પ્રગટ કરી રહી છે?"

"અહી સુખમાં મણા નથી. સમૃદ્ધિની ખોટ નથી. દંપતી પરસ્પર પ્રેમમગ્ન હોવાથી અનીતિ નથી. લોકો સંતોષી છે, એટલે ચોરી નથી સ્વેચ્છાપૂર્વક શ્રીકૃષ્ણનું રાજ્ય સ્વીકારેલું હોવાથી પ્રજા સુખી છે. સર્વ સમજુ હોવાથી ફરિયાદો નહિ હોય. પ્રકૃતિ ઉપર વિજય મેળવેલો હોવાથી અહીં વ્યાધિ નથી. સર્વત્ર સ્વચ્છતા દેખાય છે." કુમુદે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"વળી તમારા સુધરેલા જમાના પેઠે અહીં પણ તમને સંપૂર્ણ સ્ત્રીસ્વાતંત્ર્ય જણાશે," તેણે તોફાની આંખો નચાવતાં કહ્યું, "આજે જ શિશુપાલ અને રુકમીના પાશમાંથી શ્રીકૃષ્ણને શરણે આવેલી રુક્મિણીના સ્વયંવરની પૂર્ણાહુતિ છે. અમારા કૃષ્ણચંદ્ર તો ભાગ્યાના બેલી છે ને!"

તે કુમુદિની તરફ ફર્યો અને પૂછ્યું, "કેમ તમને એવી છૂટ ગમે કે નહિ?"

કુમુદિની તેનું કટાક્ષ પૂરેપૂરું સમજી શકે તે પહેલાં તેણે જ બોલવાનું જારી રાખ્યું, 'તમે અહીની બાહ્ય સમૃદ્ધિથી અંજાઈ ગયાં. અહીં પ્રથમ આવનારને એવું જ થાય છે. પરંતુ દ્વારિકાની મહત્તા એમાં સમાઈ નથી. શ્રીકૃષ્ણ ભગવાને પૃથ્વી ઉપર આ સર્વે મહત્તા પ્રગટાવી હતી. હજી પણ વૈકુંઠ લોકને પૃથ્વી પર પ્રગટાવવાની તેમને ઘણી હોંસ છે."

"પરંતુ વૈકુંઠ લોક તો પૃથ્વીથી પર છે! એ લોકમાં તો પૂર્ણતા હોય છે જ. તો પછી તેને પૃથ્વી ઉપર પ્રગટાવવાની શી જરુર?" રસિકે પ્રશ્ન કર્યો.

"અમે વૈકુંઠવાસીઓ જીવનની અનંત શક્યતામાં માનીએ છીએ. એક નાના બીજમાં અનંત બીજસૃષ્ટિ તિરોભૂત છે. અપૂર્ણ જીવનમાં પણ સંપૂર્ણ સત્યયુગ તિરોભૂત છે. અમે માનીએ છીએ પૃથ્વી ઉપરના વૈકુંઠમાં, અને નહિ કે પૃથ્વીથી અપ્રાપ્ય એવા ગોલોકમાં." તે બ્રાહ્મણે વધુ ખુલાસો કર્યો, "જો સત્યયુગ પૃથ્વી ઉપર પ્રગટાવી શકાય નહીં તો તે સત્યયુગ જ નથી."

"પરંતુ સમૃદ્ધિ એ સત્યયુગનું કારણ નથી એમ તમે જણાવો છો, તો પછી તેનું મૂળ શેમાં રહેલું છે?"

"તેનું ળ? સત્યયુગનું મૂળ આપણી બહાર નથી, પરંતુ આપણી અંદર ચૈતન્યમાં છે. માનવના અતરમાં સમગ્ર વિશ્વને પ્રકાશિત કરનાર આત્મજ્યોતિ પ્રકાશે છે. આપણી પ્રકૃતિ છે તે જ્યો-

તિની પ્રતિકૃતિમાત્ર–કેવળ તેની કિંકરી. અંતરમાં એ જ્યોતિ જેવું જીવન પ્રગટાવે છે તેવુ જીવન આપણી આજુબાજુ આપોઆપ વિશ્વપ્રકૃતિ પ્રગટાવે છે." તેણે સત્યયુગનું રહસ્ય સમજાવવા માંડયું

"આપણામાં એવી જ્યોતિ છે તેની શી ખાત્રી? અમને એ વિષે શકા રહ્યા જ કરે છે!" કુમુદે પૂછયું

"એને જ અમે નાસ્તિકતા કહીએ છીએ. માનવમાં રહેલી અપ્રગટ પ્રભુતાનો ઇન્કાર કરવો એ નાસ્તિકતાનું લક્ષણ છે. જ્યારે જ્યારે પ્રજાનો અતરાત્મા થાકે છે, ત્યારે એ અશ્રદ્ધા બળવાન થાય છે. આત્માની જ્યોતિ છે તેની પ્રથમ ખાત્રી તો એ છે કે આપણે બધાં જીવન ધારણ કરી રહ્યાં છીએ. નહિ તો..."

"ત્યારે આપણે એને જાણી શકતાં કેમ નથી?" રસિકે પ્રશ્ન કર્યો.

"તમે માનો છો કે 'હુ' એટલે માત્ર હાડકાં, માંસ અને ચામડી. માણસ એટલે પૃથ્વી, પાણી અને હવા. તમે માનો છો તેવાં થઈ રહો છો. તમારી અર્વાચીન પૃથ્વી તરફ નજર તો કરો. ત્યાં નથી અંતરની આશાને અવલબન; બધું છે યાંત્રિક અને શુષ્ક. કોઈ ઇષ્ટ સ્થાન નથી. કોઈ માણસ એવો નથી કે જેવા થવાની તમને હોંસ થાય. ત્યાં નથી સત્યયુગનાં સ્વપ્નાંઓ–"

"પરંતુ તમે માનો છો તેમ અમે પણ પ્રભુમાં માનીએ છીએ" રસિકે ઉત્તર આપ્યો

"તમે! તમે પ્રભુને માનતા નથી. તમે માનો છો ઇન્દ્રિયગ્રાહ્ય જગતને જ. જેટલુ ઇન્દ્રિયગ્રાહ્ય છે તેટલું જ તમારે મન સાચુ છે. નાસ્તિકતાનો એ પણ એક પ્રકાર છે! તમે પ્રભુને માનતા નથી. તમે માનો છો કુબેરભંડારીને! તમે પૂજો છો પશુબળને"

"અમે તો પ્રભુને માનતા નથી, પરંતુ તમે?" કુમુદે પ્રશ્ન કર્યો.

"અમે તેને કેવળ વાચાથી પૂજી તહેવારનો દિવસ ગાળવાના એક સાધન તરીકે રાખતા નથી. ઉપરચોટિયા ભક્તિનો ડોળ કરી

અમે સંતોષ પામતા નથી. અમે જીવન સર્વસ્વમાં પ્રભુને પ્રગટાવવાને મથીએ છીએ; અને આંતર તથા બાહ્ય જીવન પ્રભુથી સંચલિત કરવાનો આદર્શ ધરાવીએ છીએ. અમારો પ્રભુ ગેરહાજર નથી. અમે તેને શ્રીકૃષ્ણમાં પ્રત્યક્ષ અનુભવતા અને આજે પણ અનુભવીએ છીએ. અંતરમાં અમે ભગવાનને પ્રાપ્ત કર્યા છે, અને બાહ્ય જીવનમાં તેનો આવિર્ભાવ કરીએ છીએ." તેણે પોતાનું કથન ચાલુ રાખ્યું:

"અને પરિણામે આંતરજીવનની સંપૂર્ણ સ્વતંત્રતા અમારા જીવનમાં પ્રગટ થઇ; સર્વે મનુષ્યો પોતપોતાનું સ્થાન જાણતા હોવાને લીધે સંપૂર્ણ સમાનતા સધાઇ; રાજા પ્રજાએ પોતે સ્વેચ્છાથી સ્વીકારેલો હોવાથી સંપૂર્ણ પ્રજાસ્વાતંત્ર્ય છે, અને અમારા જીવનમાં એકતા, સંવાદ અને સૌંદર્યનો ફાલ આવ્યો–ઘેરઘેર આનંદ પ્રગટી રહ્યો." તેનું તેજસ્વી મુખ વધારે તેજસ્વી બન્યું. રસિક અને કુમુદિની ઊંડા વિચારમાં ગરકાવ થઇ ગયા.

"અમારી પૃથ્વી ઉપર એવો સત્યયુગ કયારે આવશે ?" રસિકે જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો; તેમાં ઊંડી આશા છુપાયેલી હતી.

"સત્યયુગ પ્રગટાવવાનો આધાર તમારા ઉપર છે," તેણે બન્નેને ઉદ્દેશીને કહ્યું.

"અમારા ઉપર ?" એક સામટાં બને બોલી ઊઠયાં.

"હા ! તમારા એટલે પૃથ્વીનાં માનવો ઉપર !"

"મહારાજ ! શાસ્ત્રોમાં જણાવ્યુ છે, "**ऊर्ध्वमूलं अधःशाखं अश्वत्थं प्राहुरव्ययम्।** સંસારવૃક્ષનું મૂળ–ઇશ્વર તે ઊર્ધ્વ છે–પૃથ્વીથી પર છે. તેને સંસાર જેવી અધોગામી ભૂમિકામા પ્રગટ કરી શકાય ખરો ?"

"વળી પાછા તમે અમારું સૂત્ર ભૂલી ગયા ?" તેણે રસિકને એકદમ બોલતો અટકાવી કહ્યું, "સત્યયુગ પૃથ્વી સિવાય બીજે પ્રગટ થઈ શકે તેમ જ નથી ! જીવનનું મૂળ ઊર્ધ્વ છે, પરંતુ તેનાં શાખા–

તિની પ્રતિકૃતિમાત્ર–કેવળ તેની કિંકરી. અંતરમાં એ જ્યોતિ જેવું જીવન પ્રગટાવે છે તેવું જીવન આપણી આજુબાજુ આપોઆપ વિશ્વપ્રકૃતિ પ્રગટાવે છે.” તેણે સત્યયુગનું રહસ્ય સમજાવવા માંડયું

“આપણામાં એવી જ્યોતિ છે તેની શી ખાત્રી? અમને એ વિષે શકા રહ્યા જ કરે છે!” કુમુદે પૂછ્યું.

“એને જ અમે નાસ્તિકતા કહીએ છીએ. માનવમાં રહેલી અપ્રગટ પ્રભુતાનો ઇન્કાર કરવો એ નાસ્તિકતાનું લક્ષણ છે. જ્યારે જ્યારે પ્રજાનો અતરાત્મા થાકે છે, ત્યારે એ અશ્રદ્ધા બળવાન થાય છે. આત્માની જ્યોતિ છે તેની પ્રથમ ખાત્રી તો એ છે કે આપણે બધા જીવન ધારણ કરી રહ્યાં છીએ. નહિ તો...”

“ત્યારે આપણે એને જાણી શકતાં કેમ નથી?” રસિકે પ્રશ્ન કર્યો.

“તમે માનો છો કે ‘હું’ એટલે માત્ર હાડકાં, માંસ અને ચામડી. માણસ એટલે પૃથ્વી, પાણી અને હવા. તમે માનો છો તેવાં થઈ રહો છો. તમારી અર્વાચીન પૃથ્વી તરફ નજર તો કરો. ત્યાં નથી અંતરની આશાને અવલંબન; બધું છે યાંત્રિક અને શુષ્ક. કોઈ ઈષ્ટ સ્થાન નથી. કોઈ માણસ એવો નથી કે જેવા થવાની તમને હોંસ થાય ત્યાં નથી સત્યયુગનાં સ્વપ્નાંઓ–”

“પરંતુ તમે માનો છો તેમ અમે પણ પ્રભુમાં માનીએ છીએ” રસિકે ઉત્તર આપ્યો

“તમે! તમે પ્રભુને માનતા નથી. તમે માનો છો ઇન્દ્રિયગ્રાહ્ય જગતને જ. જેટલું ઇન્દ્રિયગ્રાહ્ય છે તેટલું જ તમારે મન સાચું છે. નાસ્તિકતાનો એ પણ એક પ્રકાર છે! તમે પ્રભુને માનતા નથી. તમે માનો છો કુબેરભંડારીને! તમે પૂજો છો પશુબળને ”

‘અમે તો પ્રભુને માનતા નથી, પરંતુ તમે?” કુમુદે પ્રશ્ન કર્યો.

“અમે તેને કેવળ વાચાથી પૂજી તહેવારનો દિવસ ગાળવાના એક સાધન તરીકે રાખતા નથી. ઉપરચોટિયા ભક્તિનો ડોળ કરી

અમે સંતોષ પામતા નથી. અમે જીવન સર્વસ્વમાં પ્રભુને પ્રગટાવવાને મથીએ છીએ; અને આંતર તથા બાહ્ય જીવન પ્રભુથી સંચલિત કરવાનો આદર્શ ધરાવીએ છીએ. અમારો પ્રભુ ગેરહાજર નથી. અમે તેને શ્રીકૃષ્ણમાં પ્રત્યક્ષ અનુભવતા અને આજે પણ અનુભવીએ છીએ. અંતરમાં અમે ભગવાનને પ્રાપ્ત કર્યા છે, અને બાહ્ય જીવનમાં તેનો આવિર્ભાવ કરીએ છીએ." તેણે પોતાનું કથન ચાલુ રાખ્યું:

"અને પરિણામે આંતરજીવનની સંપૂર્ણ સ્વતંત્રતા અમારા જીવનમાં પ્રગટ થઇ; સર્વે મનુષ્યો પોતપોતાનું સ્થાન જાણતા હોવાને લીધે સંપૂર્ણ સમાનતા સધાઇ; રાજા પ્રજાએ પોતે સ્વેચ્છાથી સ્વીકારેલો હોવાથી સંપૂર્ણ પ્રજાસ્વાતંત્ર્ય છે, અને અમારા જીવનમાં એકતા, સંવાદ અને સૌંદર્યનો ફાલ આવ્યો–ઘેરઘેર આનંદ પ્રગટી રહ્યો." તેનું તેજસ્વી મુખ વધારે તેજસ્વી બન્યું. રસિક અને કુમુદિની ઊંડા વિચારમાં ગરકાવ થઇ ગયાં.

"અમારી પૃથ્વી ઉપર એવો સત્યયુગ ક્યારે આવશે ?" રસિકે જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો; તેમાં ઊંડી આશા છુપાયેલી હતી.

"સત્યયુગ પ્રગટાવવાનો આધાર તમારા ઉપર છે," તેણે બન્નેને ઉદ્દેશીને કહ્યું.

' અમારા ઉપર ?" એક સામટાં બંને બોલી ઊઠ્યાં.

"હા ! તમારા એટલે પૃથ્વીનાં માનવો ઉપર !"

" મહારાજ ! શાસ્ત્રોમાં જણાવ્યું છે, "**ऊर्ध्वमूलं अधःशाखं अश्वत्थं प्राहुरव्ययम्।** સંસારવૃક્ષનું મૂળ–ઇશ્વર તે ઊર્ધ્વ છે–પૃથ્વીથી પર છે. તેને સંસાર જેવી અધોગામી ભૂમિકામાં પ્રગટ કરી શકાય ખરો ?"

"વળી પાછા તમે અમારું સૂત્ર ભૂલી ગયા ?" તેણે રસિકને એકદમ બોલતો અટકાવી કહ્યું, "સત્યયુગ પૃથ્વી સિવાય બીજે પ્રગટ થઈ શકે તેમ જ નથી ! જીવનનું મૂળ ઊર્ધ્વ છે, પરંતુ તેનાં શાખા–

પલ્લવ તથા પુષ્પફળનો ફાલ તો પૃથ્વીમાંથી જ હોય. એ મૂળમાંથી પોષણ લઈ સંસારવૃક્ષને સમૃદ્ધ કરો.

"પૃથ્વીનાં માનવો કેવી રીતે સત્યયુગ લાવવામાં તમને મદદ કરી શકે?" રસિકે પ્રશ્ન કર્યો.

"પ્રત્યેક માણસ પોતાના જ અંતરમાં ચાલી રહેલા આધ્યાત્મિક નિયમનું પાલન આપોઆપ કરે તો સત્યયુગ પાસે આવે."

"ધારો કે તમે પાછો ફરીથી સત્યયુગ પ્રગટાવો તો આ નગરીમાં છે તેવો જ યુગ તમે પ્રવર્તાવશો?" કુમુદે પ્રશ્ન કર્યો.

"આધ્યાત્મિક એકતા, દિવ્ય સ્વતંત્રતા, અંતરની સમાનતા, સૌંદર્ય અને આનંદ–એ અમારાં મૌલિક તત્ત્વો છે. જીવનનાં સર્વાંગોનો સ્વીકાર અને પ્રભુતાનો જીવનમાં આવિર્ભાવ એ હેતુ છે. જ્યારે ફરીથી પૃથ્વી ઉપર એવો સત્યયુગ પ્રગટાવવાની જરુર પડશે ત્યારે શું અમારો કૃષ્ણચંદ્ર એવો દરિદ્ર છે કે એક વાર જેવો પ્રગટાવ્યો હતો તેવો જ સત્યયુગ તે ફરી પ્રગટાવશે!"

દ્વારિકાના પુરદ્વાર આગળથી ડંકાનિશાનો ગડગડવાનો અવાજ આવવા લાગ્યો. રસિકકુમુદને કેટલો સમય વીત્યો હતો તેનું ભાન રહ્યું ન હતું તેમણે શ્રીકૃષ્ણ–રુક્મિણીની સ્વારી આવવાનો સમય જાણી તે બ્રાહ્મણથી જલદીથી છૂટા પડવાનો વિચાર કર્યો.

રસિકે કહ્યું, "મહારાજ! હવે એક બે પ્રશ્નો જ પૂછવા છે! દ્વારિકાનો અમારે માટે શો ઉપયોગ?"

"ઉપયોગ? આટલે સુધી આવ્યાં તોપણ તમારા ક્ષુદ્ર મનમાંથી ઉપયોગ ખસતો નથી."

"જેવાં છે તેવાં અમારા મનમાં એ પ્રશ્ન થાય છે" કુમુદે ઉમેર્યું.

"**દ્વારિકા માનવજાતની આશા છે; ભાવીની આગાહી** છે," તેણે સ્પષ્ટ ઉત્તર આપ્યો.

"મહારાજ! આપનું નામ શું? પહેલેથી પૂછવાનુ ભૂલી ગયો," રસિકે પૂછ્યુ

"મારું નામ? મને બધા પાગલ નારદ કહે છે," કહી તે ચાલતો થયો. જતાં જતાં તેણે પૂછ્યું, "તમે બંને કાલે આગગાડીમાંથી ઉતર્યાં, ખરું?"

પ્રશ્નનો ઉત્તર સાંભળ્યા પહેલાં તો તે ચાલતો થયો. રસિક અને કુમુદને પોતાની જોડે મુસાફરી કરનાર મુસાફર એટલી વખતે સાંભર્યો! નારદ અને તે મુસાફરની મુદ્રામાં સરખાપણું યાદ આવતાં બંને જણ આશ્ચર્યચકિત થયાં!

× × × ×

સવારના ત્રણ વાગી ગયા છે. તોફાન તદ્દન શમી ગયું છે, અને માછી લોકો ડક્કાને થાંભલે બાંધેલાં હોડકાં છોડવા માટે આવ્યા. તેમના અવાજથી કૅબિનમાં નિદ્રાવશ થયેલાં દંપતી જાગી ઉઠ્યાં, અને શ્રીકૃષ્ણનો નગરપ્રવેશ જોવાનો રહી ગયો તેથી ખિન્ન થયાં. માછીઓએ તેમને આવી જગોમાં ફરીથી નહિ સૂવાની સલાહ આપી. એક વૃદ્ધ માછી બોલ્યો, "જૂની દ્વારિકાનો 'નારદઘાટ' અહીં હતો. પૂર્ણિમાની રાત્રે અહીં કોઈ સૂઈ શકતું નથી. સૂએ છે તેને બ્હીક લાગે છે. ફરીને નારદઘાટ ઉપર રાત કાઢશો નહિ."

બંને જણ વિચારમાં પડી ગયાં. પાંચ મિનિટ પછી રસિક બોલ્યો, "કુમુદ! જોયું નારદનું કારસ્તાન!"

કુમુદે કહ્યું, "મને પણ એમ લાગે છે."

1

# ફૂલ

ફૂલ જેને ન ગમે એવો માણસ હશે ખરો? ખરાબ ગણાતા માણસો પણ–ગુનેહગારો, જુલ્મગારો, અસંસ્કારી માણસો–સઘળા ફૂલને ચહાય છે

રાત્રિની મધુર શાંતિમાં પૃથ્વીનો રસ ચૂસાય છે અને પ્રભાતમાં ઉષાદેવી પૂર્વનાં સુવર્ણદ્વારો ખોલે તે પહેલાં તો નાનાંમોટાં ફૂલો સ્મિત કરતી કળીઓ વિકસાવી પ્રફુલ્લ થઇ ઊઠે છે. ખીલેલાં પુષ્પમાં માનવને પૂર્ણતા પ્રત્યક્ષ સિદ્ધ થયેલી જણાય છે. તેથી તો કદાચ તે તેને ચહાતો નહિ હોય? જીવન એટલે અપૂર્ણતા જીવન એટલે ધમપાછાડા, અશાંતિ, અપરિમેય આદર્શ અને અપૂર્ણ સિદ્ધિનુ કરુણ દૃશ્ય. રોજ પ્રભાતમાં ઊઠતાં માનવને પોતે પુષ્પ પેઠે જીવનની પરમ જ્યોતિ પ્રત્યે પ્રફુલ્લતાથી વિકાસ કરી રહ્યો છે એવું ભાગ્યે લાગે છે. પરંતુ તેની આજુબાજુ! આ રહ્યું એક પુષ્પ–શાંત અને મૃદુ; સ્મિત કરતુ અને ઉલ્લાસતું; સાહજિક વૃદ્ધિ, ઉત્તરોત્તર વિકાસ તથા ક્રમાગત પૂર્ણતા પ્રાપ્ત કરતુ! માનવને લાગે છે, 'અહા! આ પુષ્પની પેઠે મારું અંતર પણ કોઇ દિવ્ય પરમ જ્યોતિ પ્રત્યે ઉઘડે તો? પુષ્પ પેઠે જ શાંત, મૂક, અપ્રયત્ન અને આનંદભર્યો વિકાસ સધાય અને અંતે જીવનની કોઈ અપૂર્વ સાર્થકતા પ્રાપ્ત થાય તો કેવુ સારું?"

એક નાનું નજીવું સરખું ફૂલ પણ કેટલું ગહન રહસ્યમય

બની જાય છે તેનો વિચાર આપણને વિસ્મય પમાડે છે. પ્રથમ બીજ, તેમાંથી અંકુર. તેમાંથી છોડ. કળી તથા પુષ્પ, અને તેને અંતે ફળ. આખો ક્રમવિકાસનો મહાન વિશ્વનિયમ પુષ્પરૂપી એ નાની સરખી ઘટનામાં સમાઇ રહેલો છે. બીજ કેવું જડ દેખાય છે? જાણે અજ્ઞાનના–અચેતનાના અંધકારમાં લુપ્ત પડેલું સૌંદર્ય. બીજમાં રહેલી સઘળી ઉત્તમતા તિરોભૂત–છુપાયલી–ઢંકાયલી–અપ્રકટ હોય છે. જમીનમાં વવાયા પછી ને અનુકૂળ સંજોગો પ્રાપ્ત કરી જીવનનો ઉલ્લાસ પ્રગટાવવા મથે છે ત્યારે પુષ્પ જન્મે છે. બીજમાં છુપાઈ રહેલી પરમ સાર્થકતા એ જ ફૂલ અપ્રકટ પૂર્ણતાનું પ્રગટવું એનું નામ આવિર્ભાવ. માનવ પુષ્પને ચાહે છે ત્યારે પોતાનામાં હજી સુધી અપ્રકટ રહેલ કોઈ પૂર્ણતામાં કોઈ પરમ સાર્થકતામાં પોતાની શ્રદ્ધા તે દર્શાવે છે.

પુષ્પના વિકાસનો યથાર્થ ખ્યાલ લાવવા પ્રયત્ન કરીશું તો આપણને આશ્ચર્ય થયા વિના નહિ રહે એક નાનું શું ફૂલ ખીલે તેને માટે કેટકેટલી સામગ્રીનો, સંજોગોનો અને સાનુકૂળતાનો સુભાર ભેગો થયો જોઇએ એ કદી વિચાર્યું છે? પૃથ્વી, પાણી, તેજ અને વાયુનાં તત્ત્વો ચોક્કસ પ્રમાણમાં એકત્ર થઈને કાર્ય કરે તો જ ફૂલનો વિકાસ શક્ય બને. જમીન, વરસાદ, સૂર્યનું તેજ ને હવા એ સર્વેનો અપૂર્વ મેળ જામે ત્યારે જ ફૂલ ખીલે આખા વિશ્વમાં સંવાદનો જે મહાન નિયમ કાર્ય કરી રહેલો છે તેનું સંગીત આપણે પુષ્પના વિકાસમાં સાંભળી શકીએ છીએ; અને ત્યાર પછી ધારીએ તો કોઇ પણ વસ્તુના કેવળ બહારના દેખાવથી છેતરાતાં પણ આપણે સહેલાઈથી અટકી શકીએ

ઉપરનો વિચાર કરતાં આપણને જણાય છે કે ક્ષુદ્ર, ગંદી, લાગતી પૃથ્વીના જ અંતરમાં પુષ્પના સુંદર પરિમલનાં તત્ત્વો ને ફળના વિધવિધ સ્વાદની સામગ્રી, જગતનાં સૌરભ અને પુષ્ટિ રહેલાં છે. આપણી સ્થૂલ ઇન્દ્રિયો આપણને પાર્થિવ જગતનું વાસ્તવિક જ્ઞાન

આપતી નથી ને આપણને છેતરે છે, અને સજ્ઞાન પ્રયત્ન ન કરીએ તો ઇન્દ્રિયો તો આપણને અયથાદર્શન કરાવે છે.

ડૉ. જગદીશચંદ્ર બોઝે સિદ્ધ કર્યું છે કે છોડમાં પ્રવાહી જીવન-રસની ગતિનું કારણ તેનામાં રહેલી જીવનશક્તિ છે. છોડનું હૃદય ધબકે છે, તે પાંદડાં વડે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે તથા સૂર્યના તેજનું પૃથક્કરણ કરી તેમાંથી ઇન્દ્રધનુષ્યના જેટલા—અરે તેથી પણ વધારે—રંગનાં ફૂલોને તે પ્રગટાવે છે તથા પાદડામાં લીલા રંગનો જીવનપ્રદ સંચય કરે છે.

જેને છોડવાઓ અને વૃક્ષો સજીવ નહિ લાગ્યા હોય એવો માનવી મને લાગે છે કે ભાગ્યે જ મળશે. પુષ્પો સ્મિત કરે છે, તેઓ અભિમાનથી—કોઇ વાર ગૌરવથી ડોક ઊંચી કરે છે, નમ્રતાથી લચી રહે છે, મધુરતાભર્યો દ્રવે છે. આનંદથી હીંચે છે, ગ્લાનિથી સૂકાય છે, શોકથી કરમાય છે, જીવનશક્તિ જતાં ખરી પડે છે!

પુષ્પોની નરી નિર્દોષતા પણ માનવને આકર્ષે છે. પરંતુ એ નિર્દોષતામાં અશક્તિ કે સામર્થ્યનો અભાવ મુદ્દલે નથી. તેના પરિ-મલના પ્રસારમાં ઉદ્ધતાઈ કે અભિમાન પણ નથી હોતુ પુષ્પ સુગંધ વહેવડાવે છે કારણ કે તેને માટે તે સહજ છે—કહો અનિવાર્ય છે. માનવને લાગે છે, ' મારુ જીવન પણ . એવું આનંદભર્યું ને માધુર્યદાન કરવામાં ક્રમેક્રમે વિકાસ સાધતું ગતિ કરે તો કેવું સારું ? '

આ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ કે પુષ્પો માનવને માટે અર્થભર્યાં સૂચકો (યાને પ્રતીકો) થઈ રહે છે અને તેથી જ જીવનના મહા પ્રસંગોમાં—લગ્ન, ધાર્મિક ક્રિયા, પૂજા, જન્મ, યુદ્ધ કે મૃત્યુના પ્રસંગોએ—માનવી પુષ્પનો ઉપયોગ કરે છે. પુષ્પોનો ઉપયોગ ભગવાનની પૂજામાં થાય છે, કારણકે પૃથ્વીની બીજી કૃત્રિમ સમૃદ્ધિ—સુવર્ણ, રત્ન, મણિ વગેરે કરતાં માનવને એક પુષ્પ વધારે સમૃદ્ધ, અર્થભર્યું અને અમૂલ્ય લાગે છે. જીવનના ક્રમવિકાસનું અને તેની પરમ સાર્થકતાનું તે પ્રત્યક્ષ સ્વરૂપ છે. ભગવાનને પુષ્પાં-

જલિ અર્પણ કરીને માનવ પોતાના અંતરાત્માને પરમ જ્યોતિ પ્રત્યે ખુલ્લો કરવાની અભિલાષા અજાણ્યે પ્રગટ કરે છે. આપણી પાસે વિવિધ રૂપ અને રંગમાં સજ્જ થઈને આવનાર પુષ્પ કેવળ અર્થહીન છે એમ કોણ કહી શકશે? જો આપણે તેની સાથે એકતા સાધી શકીએ તો, મને લાગે છે કે, પ્રત્યેક પુષ્પ આપણને તેનો પોતાનો વિશિષ્ટ અર્થ, તેનો પોતાનો સંદેશ આપી શકે છે. તે આપણને પોતાનો આંતર ધર્મ સમજાવે છે. રાત્રિની ગાઢ શાંતિમાં પ્રસરતી મોગરાની લૂમોની સુવાસથી પવિત્રતાનો ખ્યાલ કોને નહિ આવ્યો હોય? યા તો હારશૃંગારની ઉત્કટ સુગંધથી કોણે દિવ્ય જીવન પ્રત્યેની તીવ્ર અભીપ્સાનો ભાવ નહિ અનુભવ્યો હોય? કેટલાંક પુષ્પોમાં ઉદાત્તતા તો કેટલાંકમાં અન્ય ભાવ પ્રકટ થતો કેટલીયે વાર જણાય છે. આ રીતે જોતાં પુષ્પ એ દેવની ભાષા છે.

દરેક પ્રજા પુષ્પ પ્રત્યે જૂદું જૂદુ વલણ ધરાવે છે. જાપાનની પ્રજાએ પુષ્પ પ્રત્યેનું વલણ રસવૃત્તિ કેળવી કેળવીને એવું તો ઉન્નત અને ભાવભર્યું બનાવ્યું છે કે પુષ્પની કાળજી લેવામાં તથા ઘરના ઉત્તમોત્તમ ઓરડાને પુષ્પ વડે સુશોભિત કરવાની રસવૃત્તિમાં તેઓ બીજી બધી પ્રજાઓ કરતાં ચઢિયાતા છે. કરમાએલાં પુષ્પોના વિસર્જનમાં પણ તેમની સુકુમાર નાજુક વૃત્તિ પરદેશીને મુગ્ધ કરે છે. પ્રાચીન બૌદ્ધ સાધકો અને મહાત્માઓ ઘણી વાર પોતાના ખંડમાં કેવળ પુષ્પોની વિશિષ્ટ રચના વડે પોતાના અતિથિઓને કે શિષ્યોને વગર બોલ્યે બોધ આપતા!

કેવળ શોખને–વિલાસને ખાતર પુષ્પોનો ઉપયોગ કરવો એ જડવાદનુ પરિણામ છે. આપણા ગુજરાતમાં હિંદના બીજા કેટલાક પ્રાંતો જેવો પુષ્પોનો શોખ નથી એ શોચનીય છે. પુષ્પોની કાળજી, બાગકામનો શોખ, પુષ્પો માટે સ્વાભાવિક મૃદુતાભરી લાગણી અને સંભાળ વગેરે આપણી વ્યાપારી વૃત્તિવાળી પ્રજામાંથી ઘસાઈ ગયાં છે.

આપણા ઘરની શોભામાં, શહેરોની રચનામાં, ગામડાંના જીવનમાં વૃક્ષોને, પુષ્પના છોડોને કે પુષ્પોને સ્થાન નથી એ અફસોસની વાત છે. આપણા લોકો વનસ્પતિસૃષ્ટિના જીવંત સંસર્ગમાં આવતા જ નથી, અને આવવાનો પ્રયત્ન પણ કરતા નથી. બીજનું આરોપણ, તેનું સંગોપન, સંવર્ધન, અંકુરિત થવું, તેમાંથી પ્રત્યક્ષ આશ્ચર્ય પેઠે અંકુરનું વધવું અને અંતે અનેક રાસાયનિક ફેરફારોને અંતે પુષ્પનું પ્રગટ થવું–આ આખી ઘટનાની પરંપરા માનવને આનંદ આપનારું સાધન હોઈ તેને કાંઈ ઓછું જ્ઞાન આપનારું નથી નીવડતું ! બાળકો પ્રત્યે હોય છે તેવું વાત્સલ્ય છોડવા પ્રત્યે અનુભવનારની રસવૃત્તિ જે કોમળતા શીખે છે તે બીજા કૃત્રિમ પ્રયત્નો વડે ભાગ્યે સાધી શકાય. ઊગતા જુવાનો બાગકામના શોખને ખીલવે એ ઘણું ઇષ્ટ છે

# રા ધા

માનવ શરીરધારી પ્રભુપ્રેમની અમર મૂર્તિ! દિવ્ય વિરહવ્યથા! આર્યહૃદયમાં તારું સ્થાન અનોખું જ છે નાસ્તિકો ભલે ન માને, પાશ્ચાત્ય સસ્કારમાં રંગાએલા ચોખલીઆ ( Puritans ) ભલે તારા પ્રત્યે સૂગાય અને તારી અવગણના કરે, તથા પોતાને " વૈષ્ણવ " ગણાવતા ભક્તો ભલે ક્ષુદ્ર વાસનાઓને સંતોષવા માટે તારા પવિત્ર નામનો આશ્રય લઈ અનાચારની પરબો માંડે–પરંતુ માનવઘડયાં સર્વ ધોરણોનો સદેહે ભંગ કરનાર તારો આત્મા આજે હજારો વર્ષો પછી એવી વિડંબનાઓની ઓછી જ પરવા કરવાનો છે.

વેદજૂની ગાર્ગીથી માંડીને પુરાણકાળની સતીઓની પુનિત સરિતા ભારતવર્ષે જોઈ છે. સર્જકશિરોમણિ કવિ કાલિદાસની વલ્કલધારિણી અને તેથી " અધિક મનોજ્ઞા " શકુંતલાની " અવ્યાજ–મનોહર " મૂર્તિ ભારતના સાહિત્યમાં આજ સુધી અજોડ છે. " પરિ-પાંડુ, દુર્બલ કપોલ વડે સુંદર, " " વિલોલ કબરી " થી સુશોભિત મુખવાળી, " કરુણાની સાક્ષાત મૂર્તિ " સમી સીતા આજે પણ ભવ-ભૂતિને કાલિદાસની સમકોટિમાં બેસવાનો હક્ક આપે છે. શકુંતલા અને સીતાની એ મૂર્તિઓ રસિક જનને અનન્ય રસની લહાણ આપીને સમગ્ર જીવનને કોઈ ઉચ્ચ આદર્શની દિવ્ય જ્યોતિ વડે પરિપ્લાવિત કરી મૂકે છે. ભારતના સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યોમાં ઘણીએ સૌંદર્યમૂર્તિઓ મળે છે; અને જીવનના પ્રવાહમાં પણ અનેક

પ્રતિકૃતિઓ ઉદ્દ્ભવી જીવનમાં આશાનાં કિરણો રેલી ગઈ છે. વસંતસેનાઓ, માલતીઓ. માલવિકાઓ, ઉર્વશીઓ, પદ્મિનીઓ, અહલ્યાબાઈઓ, નૂરજહાંનો, ચાંદબીબીઓ વગેરે અનેકાનેક છે. પણ રાધા! –રાધાની જોડમાં બેસાડી શકાય, રાધાની સામી તુલામાં મૂકી શકાય તેવી એક પણ નથી. એ તુલામાં તો વ્રજકિશોર શ્રીકૃષ્ણચંદ્ર જ શોભે! મીરાં થઈઃ રાધાની જ બીજી આવૃત્તિ સમી. પણ એ તો હતી રાધાનુ જ સ્વરૂપ! પોતાનો દિવ્ય પ્રણય મૌનમાં સેવી ગએલ રાધા કવિતા–સગીતમાં પોતાનો આત્મા ઠાલવવા જાણે પાછી ન પ્રગટી હોય!

"મુખડાની માયા લાગી રે! મોહન પ્યારા! મુખડાની......" એ સુંદર કવિતા કોના મુખમાં મૂકવી? રાધાના કે મીરાના? બન્નેના; કારણ કે બે એક છે.

તે માનવ જીવનમાં એક નવીન ધર્મ જીવી બતાવ્યો. કામનાઓના તુમુલ ઘુમરાણથી ભરેલો, અશાંત, સુખદુઃખ–હર્ષશોકની બેવડી છાયાઓવાળો પશુધર્મ; સંઘજીવનનો, સમાજહિતનો–સમુદાયના કલ્યાણનો અર્ધપશુ–અર્ધમાનવ ધર્મ, નીતિઅનીતિનાં વિકારી–ક્ષર, માનવ બુદ્ધિથી નિયત ધોરણોવાળો નીતિધર્મ–એ સર્વને વટાવીને "અંતરાત્માના દિવ્ય સાદને શ્રવણ કરી તેને અનુસરવાનો" પરમ ધર્મ તેં માનવને બતાવ્યો! રાધિકા! તેં માનવને શીખવ્યું અંતરાત્માનો સાદ સુણતાં; તેં શીખવ્યું કનૈયાની એ હૃદય–બંસરી સુણતાં; સુણતાં અને સુણીને તેની પાછળ ઘેલાં થતાં; ઘેલા થઈ જનસમાજના "શિષ્ટાચાર" નું બલિદાન આપતાં, નીતિના શુષ્ક ધોરણોને તિલાંજલિ આપતાં, અને દિવ્ય સૌંદર્યનું પાન કરતાં.

કાલિંદીના શ્યામ જલપ્રવાહની બાજુમાં આવેલી કોઈ વૃક્ષરાજિમા પુલકિત દેહે, કંપિતવક્ષે, કૃષ્ણપ્રતીક્ષા કરતી કરતી બાહ્ય જગતનું ભાન ભૂલી કેવલ કૃષ્ણમય થઈ જઈ સમાધિમાં મગ્ન તને કોઈ વૃક્ષ નીચે સાયંકાલે એકલી પૃથ્વી પર પડેલી જોઉં છું. આત્માની

પ્રિયતમ સખી રાધિકા, તને એ દિવ્ય કલા કોણે શીખવી? પ્રગટ પુરુષોત્તમને જ્યારે પ્રખર જ્ઞાનીઓએ પણ પિછાન્યો ન હતો ત્યારે ગોવાળોમાં ગૌ ચારતા તેને કઈ કલા વડે, કઈ મંત્રસિદ્ધિ વડે, કયા જાદુ વડે તેં ઓળખી કાઢ્યો?

તેં તેને ઓળખ્યો પુરુષોત્તમ તરીકે. ઓળખ્યો એટલુ જ નહિ પરંતુ તેના ઉપર તારું સર્વસ્વ વારી ગઈ! તન, ધન, મન, લોક-લાજ, નીતિના કાયદા–બધું જ! ભગવાનને ચહાવાનો માનવ આત્માનો સનાતન હક્ક તેં નિર્ભયપણે આચરી બતાવ્યો. તું માનવ આત્માની પ્રેમ–સમર્પણમૂર્તિ બની રહી શુષ્ક તર્કવાદ વડે જે સાધ્ય નથી તે અહંતાનો દુષ્કર વિલય: દિવ્ય પ્રેમભાવમા સમસ્ત ચૈતન્યનું પીગળી જવું; ક્ષુદ્ર માનુષી કામનાઓનો એ તીવ્ર, ઐકાંતિક ત્યાગ–ભલભલા પંડિતો. ત્યાગીઓ અને કીર્તિના લોલુપ, મહાન ગણાતા પુરુષોને પણ દુઃસાધ્ય–તેં પ્રભુપ્રેમના દિવ્ય રસાયન વડે સહજમાં સિદ્ધ કર્યો અહંતારહિત, કામનાવિજયી દિવ્ય પ્રણયમૂર્તિ!

કૃષ્ણપ્રણયમાં મત્ત થએલી તેં નરનારીઓને આત્મલગ્નનો રાહ બતાવ્યો તારા દિવ્ય પ્રેમમાં તું ભાનસાન ભૂલી ગઈ; કુટુંબ, સખીજનો, લોકાચાર વગેરેની મર્યાદાઓ એ પ્રણયરેલ આગળ ધસડાઈ ગઈ. તું વહી દિવ્ય પ્રણયના પૂરનાં મોજાઓની ટોચે ભાગવત પ્રેમની વિજયપતાકા ફરકાવતી અનંત શાશ્વતીમાં. તેં બતાવી પ્રભુ-પ્રેમની અબાધિત, અકુંઠિત શક્તિ; આત્મસમર્પણના દિવ્યમંત્રની સિદ્ધિ. રાધા! તારા પ્રેમમાં નથી બુદ્ધિના તર્કવાદો કે વ્યાપારી હિસાબો, નથી આપલેની ગણના કે અહંકારના દાવાઓ, કામનાના ઝંઝાવાતો કે ક્ષુદ્ર વાસનાનાં રમણો કેવલ જલે છે એક સ્થિર જ્યોત–અગ્નિની શિખા સમી પ્રખર અને પાવક,[1] પ્રેમપાત્રમાં સમાઈ જવાની, પ્રિયતમને મન, પ્રાણ અને શરીર સમર્પણ કરવાની, તેની દિવ્ય સુંદરતા–તેની મધુરતા ઉપર વારી જઈને જાતને ફના કરવાની તાલાવલીની.

---

૧ પાવક એટલે "પાવન કરનાર" એ અર્થમાં.

"પ્રેમની, પ્રેમની, પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની!" એ અનુભવસિદ્ધ વચનો દિવ્ય પ્રણયિની મીરાંને લાગુ પડે છે તે પ્રથમ તો તને પડે છે. પરંતુ, કેવળ તને જ એ દિવ્ય પ્રેમની કટારી વાગી નથી. મીરાને, નરસૈયાને, ચૈતન્યને, તુકારામને, જીસસને, રામકૃષ્ણને—નાના મોટા જેને જેને વાગી તે જન્મભરના ભુરકાઈ ગયા, જીવનભર દિવ્ય પ્રણયસ્વરૂપની ખોજ કરતા થઇ ગયા! તેમણે રાજ્યો મૂક્યાં, ઘરબાર છોડયાં, સંન્યાસો સેવ્યા, ગરીબાઇનાં અને બીજાં અનેક દુઃખો વેઠયાં, પણ એ લઢણ લાગી તે સદાની લાગી જ રહી.

કહે છે, "માનવ આત્માની એ તો સનાતન ભ્રમણા માત્ર છે!"—"ઘણાં નિર્દોષ જનોએ દિવ્ય પ્રણયના મૃગજળની પાછળ પડીને જિંદગી બરબાદ કરી છે."—"કોઇએ કશો સાર કાઢયો જાણ્યો છે?" કબુલ, પણ ત્યારે માનવને તેની ઇન્દ્રિયોને સંતોષવામાં તો આનંદ મળવો જોઇએ કે નહિ? એ હાડકાંને ચાવીને પોતાના જ મુખમાંથી થતા રક્તસ્રાવથી સંતુષ્ટ, ભ્રમિત શ્વાન જેવું, કાદવમાં મેળવેલા મધના આસ્વાદ જેવુ મધુરું છતાં ઘણાકર, હોઠે પહોચતું છતાં સદા સરી જઈ કદી તૃષા ન છિપાવનારું, હાથમાં દેખાતું છતાં ન પકડાતું અને અંતમાં મ્લાનતા, ખિન્નતા, નિરાશા, આત્મજુગુપ્સા, અસંતોષ, નિષ્ફળતા, નિરુપાયતા, ગુલામીની લાગણીઓનો વારસો મૂકી જનારુ, ઇન્દ્રિયોના સુખોપભોગથી ભરેલુ જીવન માનવને સદા સુખી રાખી શકતું હોત તો કેવું સારું? પણ કમનસીબે તેમ નથી જ બનતું. એ પાશવ જીવનમાં માનવ કદી સદાને માટે સંતુષ્ટ રહી શકતો નથી. (રહી શકતો હોત તો કેવું સારુ?) જેઓ એ જીવનમા સંતુષ્ટ રહી શકે છે તેઓ એક દષ્ટિએ સુખી છે. પણ એ સુખ ચાર દહાડાનું ચાંદરણું જ હોય છે એવા માનવોને એક વાર પણ થવા દો માનવની પરિમિતતાનું ભાન, એક વાર પણ લાગવા દો કે "પશુજીવનથી ઉચ્ચ, પ્રકાશમય જીવન શકય છે," એક વાર સુણવા દો માનવથી પર રહેલા પ્રણયીની બસરીનો મધુર સાદ! પછી જુઓ આપોઆપ તે અશાંત થઈ ઊઠે છે કે નહિ? પછી તે નીતિનાં

ધોરણો રચશે, સમાજના ધારાઓ ઘડવા મથશે, સનાતન સત્યોની શોધ કરવા લાગી જશે. અને જ્યારે તેનો અંતરાત્મા સાચે જ જાગ્રત થઈ જશે ત્યારે એ સઘળા સ્વનિર્મીત ધર્મોને ગોટો કરી, પોટલું બાંધી દૂર ફેંકી દેશે અને રાધાની પેઠે જઈ પડશે અશરણશરણને ચરણે–એ દિવ્ય પ્રણયીને ચરણે. રાધાએ બતાવ્યો તે એ જ રાહ

તેથી જ આજે કોઈ વિજયી, ચિરંજીવી સ્મારક સ્થૂલ સ્વરૂપમાં જગત સમક્ષ નથી છતાં "રાધા–કૃષ્ણ" નું સ્થાન માનવહૃદયમાં સદાને માટે કોરાઇ રહેલું છે. રાધા! તારી સ્થૂલ જીવનલીલા તેં કેવે પ્રકારે વિસ્તારી હશે તેનો લેશ પણ ઇતિહાસ આજે ઉપલબ્ધ નથી. પરંતુ તેથી શું? વૃષભાનુદુલારી! સમસ્ત હિંદની સંસ્કૃત–પ્રાકૃત ભાષાઓમાં કવિતાની જે અદ્‌ભુત પ્રેરણા તે જગાવી તેનાં સર્જનો બાદ કરતાં હિમાલયથી કન્યાકુમારી સુધીનાં સર્વે સાહિત્યો દરિદ્ર બનવાનાં. રંગબેરંગી પિંછીઓના ચમત્કારોમાંથી તારાં રૂપસર્જનો બાદ કરતા રૂપસૃષ્ટિને કારમી ખોટ પડવાની. અને તારા સ્થૂલ જીવનની ઘટનાઓ જાણ્યે શો વિશેષ લાભ? તારું વાસ્તવિક જીવન એટલે કૃષ્ણપ્રેમના દિવ્ય મંત્રનુ જીવન્ત ભાષ્ય, દિવ્ય પ્રણયનુ અવિરત ગુંજતું સંગીત–કાવ્ય, સતત વિકારી રંગોની લલિત લીલાભર્યું ચિત્ર. તું એટલે કૃષ્ણપ્રેમની માનવસ્વરૂપ સ્થાપત્યમૂર્તિ.

જ્યારે તારા જીવનના એ રહસ્યનો ખ્યાલ આવે છે ત્યારે ક્ષુદ્ર માનવ જીવનની ક્ષુદ્રતાનું યથાર્થ ભાન કોઈ વાર જાગે છે. શું આ પાશવ વાસનાઓની ઘટમાળ તે જીવન? આ સ્વાર્થ, નીચ દ્વેષ, આ પરિમિત સુખદુઃખો, આ પશુજીવન, આ અનિવાર્ય શારીરિક ધર્મો? જીવન એટલે શ્વસનમાત્ર? કુટુંબપોષણ? દરિદ્ર સંતોષ યા અશાંતિમય ક્રિયાશીલતા? નિષ્ક્રિય જડતા યા તો કામનાના અને અહંતાના ધસપછાડા? અને નિષ્ફલ પાંડિત્ય તથા બુદ્ધિનાં જાળાં ગૂંથવાં? દુન્યવી "પ્રેમ" ના કહેવાતા સંબંધો એવા જ–અપૂર્ણ, ક્ષુદ્ર, દુઃખની શ્યામ છાયાની વીથિકા પર જ આલેખાયલા. ત્યારે શું દિવ્ય પ્રેમ અપ્રાપ્ય જ? અને માનવ આત્મા કેવલ જ અસહાય,

નિર્જીવ અને પ્રકૃતિવશ ? અંધ કવિ સૂરદાસની એક ટુક યાદ આવે છે. માનવની લઘુતા અનુભવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરતો તેનો આત્મા પોકારી ઊઠે છે—"રાધે ! રાધે ! શ્રીવરપ્યારી ! શ્રીવૃષભાનુદુલારી !"

શરણ તક આયો તુમ્હારી–"

( હે રાધા ! હવે તારે શરણે આવ્યો છું ) પ્રભુ આગળ પહોંચવા માટે રાધાનું શરણ શોધતા એ સૂરદાસના કથનમાં કેવું મહાન સત્ય રહેલું છે ? કારણ કે, રાધાનો એ દિવ્ય પ્રેમ પ્રાપ્ત થતાં પ્રભુ-સામીપ્ય સહજ થઈ પડે છે. હિંદીમાં કહેવત છે, " કનૈયા બિન ગાના ક્યા ? " રાધાએ જગતના લોકોને શીખવ્યું, " કનૈયા બિન ચહાના ક્યા ?

પ્રભુપ્રેમની તને લાગેલી લગની સદાયે આનંદનું જ સાધન હતી એવું નથી. એક ક્ષણ પણ પ્રિયતમની વિસ્મૃતિ થતાં તું અસહ્ય વિરહવેદના અનુભવતી, અને તારા અંતરમાં કરુણ રસની પરિસીમા જામેલી જણાતી. તારા એ સ્વરૂપનું દર્શન કરનારને પ્રભુ પ્રત્યે કેવો ઉત્કટ પ્રેમ હોવો જોઈએ તેનું ભાન થાય છે. " ક્યાં છે મારા હૃદયનો સ્વામી ? ક્યારે તે મને મળશે ? હા કૃષ્ણ ! હે કૃષ્ણ ! " એવી પ્રબળ લાગણીઓની અગ્નિશિખામાં જ શું તારી માનવ પ્રકૃતિની સર્વે અશુદ્ધિઓ બળીને ભસ્મ થઈ શુદ્ધ કાંચનસમો કેવળ દિવ્ય પ્રેમ અવશેષ રહ્યો ? તું પ્રકૃતિના પદાર્થોમાં–આકાશ, પુષ્પ વગેરેમાં કૃષ્ણનું સામ્ય જોતાં જ તેના સ્મરણમાં લીન થઈ જતી અને એ સ્મરણ તારા અંતરમાં વિરહાગ્નિ પ્રગટાવતું. સતત અશ્રુની ધારા, ઉષ્ણ નિઃશ્વાસો, શૂન્ય દૃષ્ટિ, નિશ્ચેષ્ટ ચેતના, કૃષ્ણના સ્મરણમાં સમસ્ત–ચૈતન્યનો વિલય, મૂર્છા વગેરે તારી વિરહવ્યથાનાં વિધવિધ સ્વરૂપો કરુણમધુર રસથી ભરપૂર છે

દુન્યવી સંબંધોમાં પણ સતત ઝંખના કર્યા વિના ક્યાં પ્રેમ-પાત્રની મહેર થાય છે ? અને પ્રભુપ્રાપ્તિની દિવ્ય તૃષા આગળ જગતના સંબધોની એ ઝંખના સૂર્ય આગળ આગિયા સમી

નથી લાગતી ? માનવો સુખી દાંપત્યમાં અનુભવે છે તે આનંદ–પ્રેમપાત્રને સંપૂર્ણ સમર્પણ કરી અનુભવાતો આત્મવિસ્મૃતિનો પરમ આનંદ પણ રાધા અને કૃષ્ણના, ભક્ત અને ભગવાનના દિવ્ય મિલનના આનંદની આગળ શી વિસાતમાં ? અને જીવનમાં જો વિરહવેદના સહન કરવાનું જ સરજાયલું હોય-નિર્માણ થયું હોય, તો ક્ષુદ્ર વાસનાના માર્યા કોઈ દુન્યવી પ્રેમપાત્રને–આશકમાશુકને માટે ઝૂરવા કરતાં તો રાધા ! તારી દિવ્ય વિરહવેદના અમને પ્રાપ્ત થજો; પરમપૂર્ણતાસ્વરૂપ જગન્નાથ ! તો તો તારો જ વિજોગ રાધા પેઠે અમને અસહ્ય થઈ પડજો એ જ આશીર્વાદની યાચના !

પ્રિયતમ જોડે તારુ પ્રથમ મિલન પણ કેવું અસાધારણ હતું ? તું અનભિજ્ઞ મુગ્ધા–શુદ્ધ સરલતા અને પવિત્રતાની શ્વેત મૂર્તિસમી, ઈષત્ (કિંચિત્) લજ્જા વડે સૌંદર્યની અનેરી મધુરતા ધારણ કરતી, અંતરમાં દિવ્ય પ્રેમની અગ્નિજ્વાલા વડે સંતપ્ત, કૃષ્ણ મિલન માટે અધીર અને આતુર, છતાં તેની સમીપમા સભ્રમમાં પડી જઈ લુપ્તચૈતન્ય થયેલ મિલન પૂર્વે વિસ્રંભસખીઓ જોડે પ્રણયગ્રેલછા કાઢતી; પરંતુ પ્રિયતમની સમીપમાં ? કેવળ અબોલા, ગદ્ગદ કંઠ, અસ્વસ્થતા અને આનંદ બન્ને વિરોધી ભાવોની પરાકાષ્ઠા એકી વખતે અનુભવતી.

અને તારા એ આંતર ભાવ અને પ્રેમ–સમર્પણથી મુગ્ધ થએલ શ્રીકૃષ્ણ પણ વારે વારે ગૌ ચારતાં શૂન્યમનસ્ક થઈ જતા, હૃદયના પ્રણયસંગીતને મધુર બંસરી દ્વારા રેલાવી જડચેતન સમસ્તને પ્રણયસાદ કરતા તેનો ધ્વનિ તારા અંતરમાં પરિપૂર્ણ પ્રતિધ્વનિ પામતો. શાશ્વત પૂર્ણતાના સ્વરૂપની કાલમાં થતી લીલાનો કેવો મધુર લવલેશ ? રાધાને મળવા અંતરની તીવ્ર આતુરતા છતાં બાહ્ય ઉદાસીનતા ધારણ કરવી ! પ્રિયતમાની પાસે થતો ઈષત્ સંકોચ અને તે છુપાવવા ધારણ કરેલ મર્મકટાક્ષ અને અન્યોક્તિનો સ્વાંગ ! આત્માનો અવિશ્વાસ અને સંભ્રમ ઢાંકવા ધારણ કરેલ ઉદ્ધત પ્રણયની ધૃષ્ટતા !

અંતરમાં મંથન કરી રહેલ પ્રણયસાગરને આચ્છાદવા પાથરેલ અતૂટ, ઘન શાંતિ !

અને જ્યારે મિલન થયું ત્યારે ? કેવી દિવ્ય પ્રણયની ઊર્મિઓના ઉછાળા, રેલ અને સીમોલ્લંઘન ! પરસ્પર મૂક દૃષ્ટિપાત, મૂક સામીપ્યપ્રાપ્તિ, મૂક હસ્તપ્રસાર, અને કેવળ મૌનભર્યું ગાઢ આંતર મિલન ! કેવું ગંભીર, શાંત અને મધુર એ મૌન અને એ મિલન !

સમય જતાં પરિચય વધીને આનંદનાં આદાનપ્રદાનો જ જીવનનો મુખ્ય ઉદ્દેશ બની રહ્યાં ત્યારે જામેલી આંતર બાહ્ય એકતા શબ્દો વડે અવર્ણનીય છે. એ દિવ્ય રાસકુંજો ! એ માલતી–માધવી લતાના મંડપો, તુલસીના તીવ્ર સુગંધથી બહેકી રહેલાં જૂથો; જાઈજૂઈના લચી રહેલ માંડવાઓ અને આકાશમાં સોળે કલાએ ખીલી રહેલો ચંદ્ર ! એ સર્વ સૌંદર્યથી પણ વધારે અદ્‌ભુત, સુંદર અંતરાત્માનું પ્રણયમિલન અને આનંદની પરમાવધિની લીલા–રાસ–માનવના અંતરાત્માનું દિવ્ય ભાગવત આનંદની લીલામાં ગતિમાન થવું !

મીરાના એક પદમાં આવે છે, " બોલ મા, બોલ મા. બોલ મા રે ! રાધાકૃષ્ણ વિના તું બીજું બોલ મા ! " એ ટુકનો ભાવ સમજવો મુશ્કેલ નથી. માનવના અંતરાત્માને દિવ્ય પરમાત્માના મિલન વિનાના સર્વે વ્યવસાયો " સાકર શેરડીના સ્વાદ આગળ કડવા લીમડા " જેવા છે એમ કહેવાનો તેનો આશય છે. ક્ષુદ્ર, પાશવ વાસનાઓમાં રચ્યાપચ્યા રહી જીવન એળે ગુમાવવું એ કાંઈ માનવજીવનની સાર્થકતા નથી. એનો એ વિચાર એક ઉપનિષદ્‌માં જૂદી રીતે દર્શાવ્યો છે. **आनंदाद्‌ध्येव खल्विमानि भूतानि जायत्ते–तेन जातानि जीवंति**–" સકલ સૃષ્ટિનું સર્જન આનંદમાં છે–આનંદમાંથી ઉત્પન્ન થએલ સૃષ્ટિ આનંદ વડે જ સ્થિતિ ધારણ કરી રહેલ છે. " એ આનંદ કેવલ અશરીરી, કેવલ ભાવવાચક તત્ત્વ છે એમ માનવું બરાબર નથી. વ્યક્તિ–વ્યક્તિના સંપૂર્ણ મિલનમાં પ્રાપ્ત થતો આનંદ જેમ તે તે વ્યક્તિથી અભિન્ન હોય છે તેમ સર્જનકારનો આનંદ પણ સૃષ્ટિથી અભિન્ન છે એટલે માનવ આત્મા અને ભગવાન એ

એના મિલનમાં પણ આનંદનું જે અનિર્વચનીય તત્ત્વ છે તે પ્રભુના સ્વરૂપથી—પુરુષોત્તમ સ્વરૂપથી અભિન્ન છે. ઉપનિષદ્‌માં "સૃષ્ટિની ઉત્પત્તિ આનંદમાં રહેલી છે" એમ કહીને એ આનંદ પ્રાપ્ત કરવાને જિજ્ઞાસુના અંતરને આડકતરી સૂચના અપાયલી છે. પરતુ તે આનંદ શી રીતે પ્રાપ્ત કરવો? એનો માર્ગ કયો? એ વિષે ઉત્તર સહેલાઇથી મળતા નથી; જ્યારે રાધાના જીવનમાં એ દિવ્ય આનંદ પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ આપણને દેખાય છે. આ રીતે જોતાં સ્પષ્ટ થાય છે કે રાધા એટલે કોઈ સ્ત્રીવિશેષ નથી. રાધા એટલે રાધાનું ચૈતન્ય—તેના અંતરનો અનિવાર્ય ધર્મ. એ દૃષ્ટિએ જ મીરા અને રાધાને એક કહ્યાં છે.

રાધા એટલે ભગવાન માટે ઐકાંતિક—અનન્ય પ્રેમની જીવંત પ્રતિમા; એ પ્રેમ સંપૂર્ણ અને સમગ્ર માનવ પ્રકૃતિની એકએક ભૂમિકાનો—અધ્યાત્મથી તે છેક સ્થૂલ સુધીની ચૈતન્યની સર્વે ભૂમિકાઓનો હોય. રાધા એટલે એકાંત આત્મસમર્પણ. રાધા એટલે નિરપેક્ષ આત્મોત્સર્ગ ચૈતન્યની સર્વે ભૂમિકાઓનો રાધા તો ભગવાનના પરમ આનંદને છેક સ્થૂલ દેહના પુલકે પુલક પર્યંત લાવવાની અદમ્ય અભીપ્સા છે—જડ શરીરની અવિદ્યાભરી પ્રકૃતિમાં દિવ્ય સ્વયંભૂ આનંદની સ્થાપના કરવાની ઝંખના છે

રાધા એટલે ભગવાનને આત્મસમર્પણ—સંપૂર્ણ અને સમગ્ર. રાધા એટલે આત્મોત્સર્ગ માનવ પ્રકૃતિના એકએક ભાગનો—ઊર્ધ્વથી તે છેક અધોભૂમિકા પર્યંત—અધ્યાત્મથી તે સ્થૂલ સુધીની ચૈતન્યની સર્વે ભૂમિકાઓનો. દિવ્ય આનંદ પ્રાપ્ત કરવાનો એ મહાપથ દર્શાવી રાધા! તું અનેક સાધકપરંપરાઓની ગુરુ બની રહી છે. એ દિવ્ય આધ્યાત્મિક ચૈતન્યમયી રાધાને કોઇ એકાદ વ્યક્તિમાં શી રીતે સદાને માટે બાંધી રાખી શકાય? એ ચૈતન્યસરિતા તો શાશ્વતીના પ્રવાહમા વહેતી વહેતી કાલ અને દિશામાં અનેક સ્વરૂપો ધારણ કરતી રહી છે.

અને છતાં એ સર્વે સ્વરૂપોમાં–એ સર્વ મૂર્તિઓમાં હું જોઉં છું એક દિવ્ય મૂર્તિ! કેવી સુંદર? કેવી મધુર? કેવી અનિર્વચનીય? વિશાળ કો મહાસાગરના સ્વચ્છ શ્વેત જલની બરોબર મધ્યમાં એક સહસ્રદલવાળું વિશાળ રક્ત કમલ ખીલ્યું છે. તેનો વચલો ગર્ભભાગ સુવર્ણ રંગનો આછો ઘેરો ચળકે છે. તે ઉપર ઉંડા આસમાની રંગની રજતકોરની સાડી વડે સુશોભિત તારી ગૌર મૂર્તિ બિરાજેલી છે. "વહાલા! મારો સ્વીકાર કર"–"નાથ! મારાં મન, પ્રાણ, શરીર–સર્વસ્વ તારા પ્રેમમા ડૂબો!"–"મારા અંતરમાં તું વિના અન્ય ચેતના રહો નહિ"–"મારા શરીરના પુટે પુટમાં–પુલકે પુલકમાં–રુવે રુવે–તારા પ્રત્યે વિશુદ્ધ પ્રેમ પ્રગટો"–"મારુ સમગ્ર જીવન તારામય બનો"–"પ્રાણનાથ! 'તું' 'તું' ને 'તું' જ!" એવા દિવ્ય પ્રણયમત્રો પોકારતી તું પ્રિયતમની પ્રતીક્ષા કરે છે. એવામાં કોઈ અગમ્ય ચિંતનમાં લીન થતાં દૃષ્ટિ નિર્નિમેષ બને છે, મુખ એક બાજુ ઢળી પડે છે, અનામિકા અધર ઉપર જઈ અટકે છે, બીજો હાથ (પગના) ઘુંટણ ઉપર કોણી આગળથી ટેકવેલો આગળ પ્રસરે છે, તેની અંગુલિઓ વચ્ચે પ્રિયતમનો પ્રેમસત્કાર કરવા રાખેલ અર્ધપ્રફુલ્લ શ્વેત કમલ જેમનું તેમ સ્થિર–ઉદ્દડ છે, શિર પરથી સરી પડેલ સાડી અને વીખરાએલો કેશકલાપ સૌંદર્યમાં વધારો કરે છે. અસ્પષ્ટ શબ્દોચ્ચારમાં કવચિત સંભળાય છે, "કૃષ્ણ" –"નાથ!"

એ કૃષ્ણના આગમનની પ્રતીક્ષા કરતી, નિશ્ચેષ્ટ, પ્રેમસમાધિસ્થ તારી મૂર્તિ મને દેખાયા કરે છે

# શ્રદ્ધા

આપણો જમાનો એટલે પ્રશ્નાર્થચિહ્નનો જમાનો—એમ કહીએ તો ખોટું નથી; અને પ્રશ્નાર્થચિહ્ન પવિત્ર કે કશાની સીમા સ્વીકારતું નથી. એ પ્રશ્નાર્થ મનોદશા કેવળ નિરુપયોગી છે એમ પણ નહિ કહી શકાય. જીવનવ્યાપાર એવો સંકુલ છે, માનવ પ્રકૃતિનું બંધારણ અને સંસ્કૃતિનાં તત્ત્વો એવાં અટપટાં છે કે કાળના પ્રવાહમાં જીવનની આજુબાજુ અમરવેલી જેવા જીવન-પ્રાણને ચૂસનારા વેલાઓ ઊભરાય છે, સંસ્કૃતિના મૂળ સ્વરૂપનો એટલે સુધી લય થાય છે કે તેનો હેતુ વિપરીતતાને પ્રાપ્ત કરે છે અને **રક્ષંતુ** ને બદલે **ભક્ષંતુ** જેવી સ્થિતિમા પ્રજા જઇ પડે છે જૂનાં, કોહી ગયલાં સામાજિક બંધારણો, નિયમો અને વ્યવસ્થાઓ, પવિત્રતાનો ડોળ ચાલુ રાખી રહેલી ધાર્મિક સંસ્થાઓ, ધર્મનાં મંતવ્યો વગેરે સર્વે એ સર્વવ્યાપી પ્રશ્નાર્થચિહ્નના સીમાડામાં આવીને તેમની અગ્નિ-પરીક્ષા શરુ થતાં પહેલાં જ ઘણું ખરું તો જમીનદોસ્ત થઈ જાય છે. આજે ધર્મગુરુને, શાસ્ત્રને, રૂઢિ કે રિવાજને—ટુંકામાં, કોઈ પણ પ્રમાણને "શા માટે?" એવો પ્રશ્ન સહેલાઇથી કરીએ છીએ. પ્રમાણના અંધ સ્વીકારનો જમાનો વહી ગયો છે. પ્રત્યેક બાબતની પરીક્ષા કરીને તેનો સ્વીકાર કરવાનો જન્મસિદ્ધ હક્ક આપણે પ્રાપ્ત કર્યો છે.

પરંતુ પ્રશ્નાર્થદશા એ માનવના ચૈતન્યની—તેના માનસની એક બાજુ છે—એક ક્રિયા થઈ. જેમ તેનામાં નિરંતર પ્રશ્નો ઉદ્ભવે છે

તેવી જ રીતે તેના અંતરના ઉંડાણમાં શ્રદ્ધાનો આશાવાદી સાદ પણ આપણા નાસ્તિકતાપ્રધાન અને જડવાદી કહેવાતા જમાનામાં પણ સંભળાય છે. અને ખૂબી તો એ છે કે જ્યારે ધર્મનાં બાહ્ય સ્વરૂપોમાં, આચારમાં મૂકાયલી શ્રદ્ધા બુદ્ધિની ઊલટપાલટ તપાસ આગળ એક ભીરુ અને ખોટા ઊભા કરેલા સાક્ષીની જુબાની પેઠે ભરકચેરીમાં તૂટી પડે છે, ત્યારે ઉપર જણાવેલી અને વાસ્તવિક શ્રદ્ધા માનવની બુદ્ધિના ન્યાયાસનની સત્તાનો ઇન્કાર કરે છે. બુદ્ધિથી પર એવો કોઇ સમ્રાટ્‌નો ખાસ પરવાનો ધરાવતી ન હોય તેમ એ શ્રદ્ધા સત્તાભરી રીતે માનવના હૃદયમાં આવે છે. માનવ બુદ્ધિની શંકાઓને ઉત્તર સરખો આપવાની તે પરવા કરતી નથી; બુદ્ધિના તીક્ષ્ણ પ્રશ્નો સાંભળીને તે માત્ર હસે છે, અને ગભરાઇ ગએલાં, સંક્ષુબ્ધ, માનવ મનને તથા પ્રાણને, માતા બાળકને પંપાળીને સાંત્વન આપે છે તેમ, તે શ્રદ્ધા શાતા આપે છે.

ઘણા એમ માને છે કે શ્રદ્ધા એ માનવ સ્વભાવની એક નિર્બળતા છે—દુર્બળતા છે માનવની અશક્તિમાં તેને સંતોષ આપનાર ખોટું આશ્વાસન માત્ર છે. પરાધીનતાની વૃત્તિનુ બીજ શ્રદ્ધામાં રહેલુ છે એમ પણ કેટલાક માને છે વળી કેટલાક તેને માનસની અનિવાર્ય નિર્બળતા માની તેના પ્રત્યે સહિષ્ણુ વલણ રાખે છે. પરંતુ, શ્રદ્ધા જો ખરે એવી જ હોય તો તે એક અભાવાત્મક, નિષેધાત્મક શક્તિ જ ઠરે.

પ્રશ્ન એ છે કે "શ્રદ્ધા શું સાચે જ એક નિષેધાત્મક શક્તિ છે?" અંતરાત્માના ઉંડાણમાં નિરંતર હાજર, પ્રત્યક્ષ, એ દેવદૂતીનું સાન્નિધ્ય જ્યારે જ્યારે અંતરનો પડદો ખુલી ગયો છે ત્યારે ત્યારે કોણે નથી અનુભવ્યું? અને ઘણી વ્યક્તિઓના જીવનમાં એ અમોલી પળો જીવનની કટોકટીની—જીવનપલટાની મોંઘી પળો હોય છે. ચારે બાજુ નિરાશાનાં વાદળ ઘેરાઈ ગયાં છે, ચારે બાજુ નિષ્ફળતા ડોળા ઘુરકાવે છે, સર્વે સંજોગો પ્રતિકૂળ થઈ પડ્યા છે, જીવનના આદ-

ર્શની નાવ સંશયના સાગરમાં ઝોલાં ખાય છે, "જેની પાછળ તું પડયો છે તે જીવનનો આદર્શ તો મૃગજળ જેવો છે" એવું માનવ બુદ્ધિ તેને યુક્તિપુર:સર સમજાવી રહી હોય, જીવનની નૌકા ડગમગીને "એ ડૂબી" "એ ડૂબી" થઈ રહી હોય અને અંતર અવર્ણનીય અસહ્ય વેદનાથી–સર્વ પ્રકારની અસારતાથી ઘેરાઈ ગયુ હોય, તેવામાં અંતરના ઉંડાણમાંથી દિવ્ય જ્યોતિનો એક ચમકાર કાળાં ઘેરાં વાદળ ચીરી બુદ્ધિને માર્ગ બતાવે છે, હૃદયને શાંત કરે છે, અંતરમાં આશાનુ સિંચન કરે છે થાકેલા હાથમાં અતુલ શક્તિ અને પ્રાણનો સચાર કરે છે અને જીવનના આદર્શના નાવને આગળ હંકારવાનુ સામર્થ્ય આપે છે.

ત્યારે શ્રદ્ધા એટલે શું? ઇન્દ્રિયાતીત અને અત્યારે અપ્રત્યક્ષ કોઈ સત્યના અસ્તિત્વમા, તેની અંતિમ સફળતામાં અને તેની સક્રિયતામાં માનવું એ શ્રદ્ધાનું મૌલિક લક્ષણ છે. અત્યાર સુધી અપ્રાપ્તની પ્રાપ્તિમાં, દેખીતી અશકયતામાં માનવું એનુ નામ શ્રદ્ધા. જ્યારે શ્રદ્ધા કોઇ નિશ્ચિત સ્વરૂપ નથી લેતી ત્યારે પણ "જીવન એ અર્થ વિનાનો એક અકસ્માત નથી, પરંતુ તેમાં અંતિમ સત્ય છે અને તે સત્ય પ્રાપ્ત કરી શકાય તેવું છે; જીવનના ગહન કોયડાનો ઉકેલ છે, અને જીવનની પરમ સાર્થકતા માનવથી પ્રાપ્ય છે"–એવી સામાન્ય માન્યતા સાથે તે સકળાયલી હોય છે.

શ્રદ્ધાની વ્યાખ્યા જૂદી જૂદી રીતે પણ આપી શકાય છે. ખ્રિસ્તી સંત (સેઇન્ટ) પૅાલ કહે છે, "શ્રદ્ધા એટલે અતીન્દ્રિય વસ્તુની સાબિતી અને આશામાત્રનું અંતિમ તત્ત્વ." પાશ્ચાત્ય આધુનિક વિચારકો કહે છે કે હરેક પ્રકારની શ્રદ્ધા અંધ શ્રદ્ધા જ છે. કોઇ પણ વસ્તુ જોયા વિના કે જાણ્યા વિના તેના અસ્તિત્વમાં માનવે શા માટે માનવું જોઇએ? એવો પ્રશ્ન તેઓ કરે છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે પ્રત્યક્ષ પ્રમાણ મળ્યા પછી માનવું એનું નામ શ્રદ્ધા નહિ પરંતુ "ભૌતિક શાસ્ત્ર." વળી જાણ્યા પછી માનવું એનું નામ પણ "શ્રદ્ધા" નથી; એ તો "જ્ઞાન" કહેવાય.

ચૈતન્યની છાછરી સપાટી ઉપર થતી શંકાઓ વગેરેની દૃષ્ટિથી જોતાં શ્રદ્ધા હંમેશાં 'અંધ' જ હોય છે, અને 'અંધ' હોવી જોઇએ. પરંતુ બીજી દૃષ્ટિથી જોતાં માનવની સમગ્ર ચેતના જ્યારે 'અંધ' હોય છે ત્યારે પણ જે નેત્ર વડે તે જોઇ શકે છે તેનું નામ "શ્રદ્ધા" એમ કહી શકાય. એટલે કે માનવની સમગ્ર બાહ્ય પ્રકૃતિ—બહિર્મુખ માનસ અંધ દશામાં હોય ત્યારે પણ જે વસ્તુ કોઈ અપૂર્વ, અતીન્દ્રિય, અમૂર્ત સત્યને જોઇ શકે, તેની પ્રાપ્તિને–સાક્ષાત્કારને શક્ય માની શકે અને તે પ્રત્યે પ્રેરાય તેનું નામ શ્રદ્ધા. જ્યારે શ્રદ્ધામાં રહેલું સત્ય માનવી બાહ્ય પ્રકૃતિમાં પ્રાપ્ત કરે છે ત્યારે "શ્રદ્ધા" શ્રદ્ધા મટીને 'જ્ઞાનમાં' રૂપાંતર પામે છે.

કેટલાક માને છે કે અજ્ઞાનમાં ડૂબેલા આત્માને પહોંચતો પ્રભુનો સંદેશ તે શ્રદ્ધા છે. તેઓ માને છે કે શ્રદ્ધાનું મૂળ માનવમાં નથી; પરંતુ તેનાથી પર કોઇ દિવ્ય પ્રદેશનું તે રશ્મિ છે.

શ્રદ્ધા નથી હોતી ત્યારે જ ઘણુંખરું માનવ નિરાશાવાદી બનેછે, કારણ કે આશાવાદીપણાનું મૂળ શ્રદ્ધા છે. વળી શ્રદ્ધા અને જ્ઞાન પરસ્પર વિરોધી નથી, એટલું જ નહિ પરંતુ અજ્ઞાન માનવમાં અ-જ્ઞાતપણે કાર્ય કરતી જ્ઞાનશક્તિ તે શ્રદ્ધા છે. શ્રદ્ધા બુદ્ધિ વડે સપ્રમાણ નથી ઠેરવી શકાતી તેનું કારણ એ છે કે તે બુદ્ધિથી પર છે. નહિ કે તેનાથી ઊતરતી છે.

પરતુ અહીં ભારપૂર્વક જણાવવુ જોઇએ કે સાચી શ્રદ્ધા એટલે કેવળ માનસિક એટલે કે બુદ્ધિની "માન્યતા" માત્ર નથી. બુદ્ધિની માન્યતા શિથિલ થઈ જાય અને સૂકા પાન પેઠે ખરી પડે; અથવા તો, માન્યતાના વિષયમાંથી બુદ્ધિનો રસ જતો રહે, પરંતુ અંતરાત્માની શ્રદ્ધા કદી શિથિલ થતી નથી. મુશ્કેલીઓમાં તે ઉલટી ઓર બળવાન બને છે. બુદ્ધિ જે માન્યતાનો સ્વીકાર કરે છે તે બહુ અગત્યની નથી હોતી. માનવનો અંતરાત્મા તેને ભારપૂર્વક જે

કહે છે તે ' શ્રદ્ધા 'નું અગત્યનું તત્ત્વ છે. સાચી શ્રદ્ધા તો એક પ્રકારનો અગ્નિ છે જે હોલવાયો કદી હોલવી શકાતો નથી.

એટલા માટે શ્રદ્ધા વિરોધી સંજોગોનો, પ્રતિકૂળ પરિસ્થિતિનો તથા દેખીતી અશક્યતાનો નિશ્ચયાત્મક રીતે ઈન્કાર કરે છે. અને એટલેથી તે અટકતી નથી. કોઈ અપ્રગટ સત્યના વિજયનું તે ભાર-પૂર્વક–આગ્રહપૂર્વક પ્રતિપાદન કરે છે અને માનવને તે સિદ્ધ કરવા પ્રેરે છે.' નિરાશાના અંધકારમાં દિવ્ય જ્યોતિનું દર્શન કરાવી અમર આશાનો સંદેશ ભાવે છે.

બુદ્ધિજન્ય વિચારમાં કે સિદ્ધાંતમાં મૂકાયેલ માનસિક શ્રદ્ધા અને સાચી અંતરાત્માની શ્રદ્ધા એ બેમાં સમૂળો ભેદ રહેલો છે. સાચી શ્રદ્ધામાં રહેલી અનંત શક્તિનો પરિચય માનસિક શ્રદ્ધા ભાગ્યે કરાવી શકે છે. મનની સ્વીકારેલી શ્રદ્ધા જ્યારે ડગમગી જાય છે ત્યારે જુલમગારની ફાંસી સામે નિર્ભયપણે શાંત મુદ્રા કરી ઊભા રહેલ કોઈ ધર્મવીર–શહીદ અથવા તો પરદેશી કે અન્યાયી રાજ્ય-સત્તાની અગ્નિપરીક્ષામાંથી ઉન્નતશિરે પસાર થનાર દેશભક્ત, આદર્શના અનુશીલનમાં નડતી અસંખ્ય વિપત્તિઓ અજાણ્યા ખૂણામાં વેઠનાર ભાવનાસેવી માનવ વગેરે કોઈ દિવ્ય શક્તિનો પરિચય કરાવે છે; અને ત્યારે જ અતીન્દ્રિય અને સૂક્ષ્મ લાગતી શ્રદ્ધા કેટલી વાસ્તવિક અને સમર્થ છે તેનો આપણને ખ્યાલ આવે છે. શ્રદ્ધા કેવળ અતીન્દ્રિય અને અવાસ્તવિક નથી એ તો સહજ સમજી શકાય તેવું છે. શ્રદ્ધા વડે અસાધ્ય રોગો મટયાનાં અનેક ઉદાહરણો મળે છે. શ્રદ્ધા વડે મહાન મનાતી મુશ્કેલીઓ પણ દૂર થઈ જાય છે.

શ્રદ્ધા મુશ્કેલીઓમાંથી ઉગારનાર નિષેધાત્મક શક્તિ જ છે એ સાચું નથી; તે ઉત્પાદક, સર્જક શક્તિ પણ છે. ગીતામાં કહ્યું છે, "**यो यच्छ्रद्धः स एव सः**"–માનવ જેવી શ્રદ્ધા રાખે છે તદ્રૂપ તે

થાય છે. અર્થાત્ જીવનને ઘડનાર—આકાર આપનાર શક્તિઓમાંની તે એક મહાન શક્તિ છે. મહાન અને ચિરંજીવી સૃજનનો પાયો ઘણી વાર શ્રદ્ધા હોય છે. જીવનની દુર્જય શક્તિઓમાંની તે એક છે.

જ્યારે માનવ જાતિને માટે કોઈ પણ પ્રકારની આશા નહિ રહી હોય ત્યારે શ્રદ્ધાનો જ્વલંત દીપક તેના અંતરાત્મામાંથી લુપ્ત થઈ ગયો હશે.

શ્રદ્ધા એટલે "માનવને માટે હજી આશા છે." માનવતાથી માનવ પર છે અને પર થઈ શકે તેમ છે, માનવ પોતાની મર્યાદા-ઓને વટાવી શકે તેમ છે તેની આગાહી અને નિશાની શ્રદ્ધા છે.

"When your philosophers say that the earth was created for men to live upon, they talk like the white ants living in the cellar of the Tuelleries maintaining that the whole palace was built for them and except the cellar the whole palace was uninhabitable."

" જ્યારે તમારા મીમાંસકો પૃથ્વીનો ગ્રહ તો માનવને રહેવા માટે બનાવવામાં આવ્યો છે એવી દલીલ કરે છે, ત્યારે પેરીસના રાજમહેલ ટ્યુલરીસના ભોંયરામાં વસતી ઊધાઇઓ આખો રાજમહેલ તેમને જ રહેવા માટે ખાસ બનાવવામાં આવ્યો છે એવી દલીલ કરે તેના જેવું લાગે છે. અને ભોંયરા સિવાયનો આખો મહેલ વસવાને લાયક જ નથી એમ તેઓ કહે તેના જેવું એ કથન છે. "

માનવની બુદ્ધિ જાણી શકે તેમ છે તેવા હેતુઓથી સ્વતંત્ર હેતુઓ સૃષ્ટિમાં એટલે કે પ્રકૃતિની ક્રિયાઓમાં હોઈ શકે એ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. પ્રેમનું તત્ત્વ વિશ્વમાં કેટલીક ઉપયોગિતાઓ

સાધવા માટે જ કેવળ છે એવું અતિઆગ્રહથી પ્રતિપાદન કરનારને ઉપરનું અવતરણ બોધક થઈ પડશે. પ્રેમનું તત્ત્વ માનવથી સ્વતંત્ર કોઇ જૂદી સૃષ્ટિમાં પોતાની પૂર્ણતા પ્રાપ્ત કરતું હોય એમ આપણને લાગે છે. અર્થાત્ આપણને જીવનમાં તે જેવું દેખાય છે તેવું તેનું ખરું સ્વરૂપ ન હોય, અને માનવના માનેલા હેતુઓથી સ્વતંત્ર તેનો કોઈ હેતુ હોય એ બન્ને સંભવિત છે.

પ્રેમનુ તત્ત્વ આપણી દુનિયામાં પ્રગટ થાય છે તે ત્રણ દિશામાનથી મર્યાદિત સૃષ્ટિમાં વ્યક્ત થઈ અટકી જતું નથી એ દલીલ કેટલાક વર્તમાન મીમાંસકો, જેવા કે ઉસ્પેન્સ્કી, સ્વીકારે છે. તેનું ઉચ્ચતર સ્વરૂપ ત્રણ દિશામાનથી પર હોય એવા કોઈ જગતમાં હોય એ શક્ય છે.

જીવનમાં પ્રેમનાં અનેક સ્વરૂપો આપણા જોવામાં આવે છે. અહીં આપણે મુખ્યત્વે કરીને સ્ત્રીપુરુષ વચ્ચેના પ્રેમ વિષે વિવેચન કરીશું. પ્રેમનું તત્ત્વ કેવળ એટલામાં મર્યાદિત નથી એ તો સહજ સમજાય તેવુ છે. આ પ્રમાણે પ્રેમનું પ્રગટ થતુ સ્વરૂપ વિચારવાથી તેનું માનવાતીત યાને વિશ્વાતીત સ્વરૂપ પણ આપણે કદાચ વધારે સારી રીતે સમજી શકીશુ.

સ્વયંભૂ આનંદનું જીવનમાં વ્યક્ત થતું સ્વરૂપ તે પ્રેમ. પરંતુ તુર્ત જ ઉમેરવું જોઈએ કે પ્રેમ કેવળ અશરીરી, કેવળ સૂક્ષ્મ ભૂમિકાઓમાં જ વિચરતુ કે વિલસતું તત્ત્વ નથી. વ્યક્તિ વિના તેનું અસ્તિત્વ પણ કલ્પવું મુશ્કેલ લાગે છે; વ્યક્તિ વિના તેનો આવિર્ભાવ અશક્ય બને છે. બીજી રીતે કહીએ તો પ્રગટ દ્વૈતમાં અદ્વૈતનો સાક્ષાત્કાર કરાવનાર કીમિયો તે પ્રેમ; યાને વ્યક્તિવ્યક્તિ વચ્ચેના, વ્યક્તિ અને વિશ્વ વચ્ચેના દ્વૈતને ઓગાળનાર રસાયન તે પ્રેમ.

કવિ ટાગોર " સાધના " નામના એમના પુસ્તકમાં કહે છે:–

"જીવનના સર્વ વિરોધો પ્રેમમાં લય પામે છે. કેવળ પ્રેમમાં જ એક અને બે પરસ્પર વિરોધી હોતાં નથી.

પ્રેમમાં ગતિ અને સ્થિતિ એક બિંદુમાં મળે છે. પ્રેમમાં અનુભવાતી શાંતિ અતિશય વેગવાન ગતિનો અને ક્રિયાશીલતાનો નમૂનો હોય છે. નરી શાંતિ અને અવ્યાહત શકિત બન્ને પ્રેમમાં એકઠી મળે છે.

પ્રેમમાં નફો અને નુકસાન પરસ્પર વિસંવાદી ન હોઈ સંવાદી બની રહે છે. પ્રેમના ચોપડામાં જમા અને ઉધાર બન્ને એક જ બાજુએ લખાય છે! અને ભેટને નફામાં ઉમેરવામાં આવે છે!

પ્રેમને એક છેડે વ્યક્તિ અને બીજે છેડે વ્યકિતત્વરહિતતા—ભિનગતતા આવી રહેલી છે. એક બાજુ આગ્રહભર્યો ઉદ્ગાર હોય છે "આ રહ્યો હું." તેની સામી બાજુએ તેટલો જ બળવાન વિચાર હોય છે, "હું છું જ નહિ." અહીં પ્રથમ ઉદ્ગારમાં જણાય છે તેવી અહંતા વિનાનો પ્રેમ કેવો? પરંતુ કેવળ "હું છું" એટલી અહતાભરી ઉક્તિ જ માત્ર હોય તો પ્રેમ શકય કયાંથી બને?

પ્રેમમાં બંધન અને મુકિત એક બીજાનાં વિરોધી નથી હોતાં, કારણ કે પ્રેમ સૌથી વધારે મુક્ત છતાં સૌથી વધારે બદ્ધ છે.

પ્રેમની ગુલામી પણ તેની મુકિતના જેટલી જ કીર્તિકર હોય છે." (સાધના)

પ્રેમ એ વિરાટની એક મહાન શકિત છે. અને જે વ્યકિતઓમા તે વ્યકત થાય છે તેનાથી તે પોતે સ્વતંત્ર અને પર છે એમ ઉપર કહેવામાં આવ્યુ છે તે વિષે વિવેચન કરીશું. પ્રેમની એ મહાન શકિત અચેતન કે જડ નથી. તેના આવિર્ભાવમાં કેવળ સચેતનતા જ નહિ પરંતુ પોતાનો પ્રવાહ રેડવામાં આવે છે તે પાત્રોની પસંદગીનુ પણ તત્ત્વ હોય એમ માનવાને કારણ છે. માનવના હેતુઓથી તદ્દન સ્વતંત્ર એવો તેનો પોતાનો જ હેતુ સાધવાને પ્રેમશક્તિ

જગતમાં કાર્ય કરતી જણાય છે. પરંતુ, જ્યારે માનવરૂપી પાત્ર તેનું વાસ્તવિક કાર્ય સમજી શકતુ નથી, જ્યારે તે પ્રેમની દિવ્ય શકિતને પોતે ઘડેલાં માનવી બીબાંઓમાં અને પાશવ સ્વરૂપોમાં જ જકડી રાખવા માગે છે ત્યારે એ દિવ્ય શકિત પોતાનાં જૂનાં અને નિરુપયોગી થઈ પડેલા માનવપાત્રોનો ત્યાગ કરીને બીજાં નવા પાત્રો શોધે છે. વળી પ્રેમની એ વિરાટ્ શકિત ફકત માનવ જાતિમાં જ આવિર્ભાવ પામે છે એવું નથી. તે સચરાચરમાં વ્યાપ્ત છે. તેનાં વિકારી, ક્ષુદ્ર અને પાશવ સ્વરૂપો માનવની પ્રકૃતિમાં રહેલી અશુદ્ધિઓને આભારી છે. પરંતુ જેમ જેમ પ્રેમ વિશુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરતો જાય છે તેમ તેમ તેનાં ઉચ્ચતર સ્વરૂપો વધારે ને વધારે આગળ પડતાં થાય છે માનવ જાતિ પ્રત્યેનો પ્રેમ, ભૂતમાત્ર પ્રત્યે અનુકંપા અને પ્રેમ તથા ભગવાન માટે ઝંખના કરતો પ્રેમ એ તેનાં ઉચ્ચતર સ્વરૂપો છે વળી એ ઉચ્ચતર સ્વરૂપોમાં વ્યક્ત થતો પ્રેમ તેનાં અધમ અને વિકારી સ્વરૂપો કરતાં જૂદી જ રીતે કાર્ય કરે છે. એ ઉચ્ચ પ્રકારનો પ્રેમ આત્મસમર્પણ કરે છે પરંતુ કશો બદલો વાંછતો નથી. આવા પ્રકારના પ્રેમને સમજવા અને જાણવા માટે પણ અધિકાર જોઈએ. ગ્રામ્ય અને સ્વાર્થી માનવો, જડ અને રસહીન વ્યકિતઓ તેને ઓળખી પણ શકતી નથી. વૈષ્ણવ ધર્મમાં ભગવાનને ભકત માટે ઝંખતા વર્ણવવામાં આવે છે તેનાથી પણ વધારે ઊંડું દિવ્ય પ્રેમનું એ તત્ત્વ છે. વિશ્વ સકલને ઊર્ધ્વ ગતિ પ્રત્યે ખેંચનાર એ દિવ્ય ભાગવત પ્રેમ છે. આ રીતે જોતાં પ્રેમની ગતિ દ્વારા એક માનવ કેવળ બીજા માનવ કે સ્ત્રી જોડે સંયોગ શોધી રહ્યો નથી, પરંતુ સર્વે પ્રાણીઓ ભગવાન જોડે યોગની ખોજમાં પડયાં છે. અજ્ઞાનભરી દશામાંથી સૃષ્ટિનું તેના સરજનહાર પ્રત્યે ધાવું તેનું નામ પ્રેમ. સૃષ્ટિ અને સરજનહાર વચ્ચે પરસ્પર જામેલી એ સંયોગક્રિયા તે પ્રેમ.

હવે આપણે સ્ત્રીપુરુષના પ્રેમ વિષે વિચાર કરી શકીશું. પરંતુ એ વિષયનો આરંભ કરતા પહેલાં આપણે કેટલીક પ્રચલિત

માન્યતાઓ તપાસીએ. સામાન્ય શિક્ષિત માણસો પણ એમ માનતા હોય છે કે પુરુષ એટલે માનવ સમાજનું મસ્તક યાને બુદ્ધિપ્રધાન પ્રાણી અને તેની રક્ષા કરનાર હસ્ત. સ્ત્રી એટલે માનવ જાતિનું હૃદય અને તેનું પોષણ કરનાર ધરિત્રી. આ બન્ને વિચારોમાં મર્યાદિત સત્ય છે ખરું, પરંતુ સ્ત્રીને માનવ સમાજનું હૃદય ગણવા કરતાં માનવજાતિમાં રહેલી અંધપ્રેરણામય પ્રાણશક્તિનું કેન્દ્ર ગણવી વધારે ઉચિત લાગે છે. અર્થાત્ સ્ત્રી એ માનવ જીવનની પ્રાણપ્રતિષ્ઠા છે. ભલે પછી તે ભાવનો આશ્રય લેતી હોય કે બુદ્ધિનો વિકાસ અને ઉપયોગ કરતી હોય

અને પુરુષ એટલે માનવ જાતિનો સ્વપ્નસેવી એ વ્યાખ્યા કેવળ પુરુષને નહિ, પરંતુ સ્ત્રીને પણ લાગુ પડી શકે છે. પરંતુ એમાથી ગમે તે સ્વપ્નદ્રષ્ટા હોય તેને વિરાટ્ પ્રાણની અંધ પ્રેરણા આ પાર્થિવ ભૂમિકાની ગ્રામ્ય સપાટી ઉપર લાવી મૂકે છે. અને એ કાર્ય માટે પુરુષ કરતાં સ્ત્રી તેના જાતીય અને શારીરિક બંધારણને લઇને વધારે લાયક છે.

વળી સ્ત્રીપુરુષ વચ્ચે આકર્ષણરૂપે કાર્ય કરતી વિરાટ્ પ્રાણની અંધ પ્રેરણાને લીધે માનવમાં ભાવની ઉન્નતિ નથી થતી એમ પણ નહિ. પ્રાણપ્રાણના આદાનપ્રદાનમા એવી ઉન્નતિ ગૌણ ભાગ ભજવે છે. પુરુષે ઉત્કટ આદર્શો સેવતાં માનવ સંસ્કૃતિ સર્જી એમ મનાય છે. પરંતુ એ આદર્શસેવી પુરુષને પૃથ્વીની પાર્થિવતાએ તેના સ્વપ્નપ્રદેશમાંથી સ્થૂલ ભૂમિકા ઉપર પટક્યો છે. એ રીતે મહાન ઉત્ક્રાંતિને પરિણામે ઉપજાવેલ માનવ શરીરદ્વારા માનવજાતિનો પ્રજાતંતુ પ્રકૃતિએ ટકાવી રાખ્યો છે. જરુર પ્રમાણે ભાવ, લાગણી વગેરે સર્વે સામગ્રી તેણે રજુ કરી છે; પરંતુ પ્રજાતંતુનુ સાતત્ય એ તેનો મુખ્ય હેતુ તેણે સાચવ્યો છે.

જ્યોર્જ બર્નાર્ડ શો કહે છે, "Money means nourishment and marriage means children"–" કમાણી એટલે પોષણ

અને લગ્ન એટલે પ્રજા." એ વિચારમાં વિરાટ પ્રાણમાં રહેલી પ્રબળ અંધ પ્રેરણાનું તે પ્રતિપાદન કરે છે.

અહીં આપણે માનસશાસ્ત્રની દૃષ્ટિએ પ્રેમનો વિચાર કરીએ છીએ એટલે માનવ સમાજમાં પ્રેમનું વ્યવહારુ સ્વરૂપ લગ્નના રિવાજમાં પ્રગટ થાય છે તે વિષે આપણે એટલું જ કહીશું કે બાહ્ય દૃષ્ટિએ લગ્નની રૂઢિ એક સરખી લાગતી હોવા છતાં લગ્ન વડે બંધાતા સંબંધો માનસશાસ્ત્રની દૃષ્ટિએ તદ્દન જૂદા પ્રકારના હોઈ શકે છે. લગ્નનો હેતુ તો "પ્રજોત્પત્તિ જ કેવળ" એ ખ્યાલ લગ્નની અધમ કોટિ પૂરતો સાચો કહી શકાય વળી માનવજાતિનો ઘણો મોટો ભાગ પાશવતાની ઘણો જ સમીપ હોય છે. એટલે દાંપત્યમાં પણ અધમ પાશવ વાસનાના પોષણ સિવાય બીજાં તત્ત્વો ગેરહાજર હોય એ પણ સ્વીકારી શકાય તેમ છે છતાં એટલું ઉમેરવું જોઇએ કે કેવળ પાશવ વાસના જ-નર્યું વાસનામય જીવન વટાવી કાંઈક ને કાંઈક ઉચ્ચ સૂક્ષ્મ સંબંધની સુવાસ ન અનુભવી હોય એવાં દંપતી ભાગ્યે મળે-ભલે તે સુવાસ આછી પાતળી હોય, ભલે ક્ષણજીવી હોય.

સ્ત્રીપુરુષના સંબંધના માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચાર વિભાગ પડી શકે. ૧ મુખ્યત્વે પાશવ અને શારીરિક અને ગૌણ રીતે પ્રાણમય ૨ મુખ્યત્વે પ્રાણમય અને કુટુંબભાવપ્રધાન અને ગૌણપણે ભાવમય

આશય, સ્ત્રીની પરાધીનતા વગેરે તત્ત્વો હોય છે. ઘણી વાર એવાં લગ્ન જેમાં થતાં હોય છે તેવા સમાજમાં દુશ્મનનો પરાજય કરી તેમની સ્ત્રીઓનું હરણ કરવાનો અને સ્ત્રીઓના ઉપર બળાત્કાર કરવાનો રિવાજ પણ હોય છે. માનવમાં આહાર–નિદ્રાની પેઠે સ્વાભાવિક રીતે રહેલી કામવાસનાનો સંતોષ એ આ પ્રકારના સંબંધનો મુખ્ય હેતુ હોય છે.

બીજો પ્રકાર મુખ્યત્વે પ્રાણના આદાનપ્રદાન ઉપર આધાર રાખતો સંબંધ ગણી શકાય. સામાજિક લગ્ન વડે બંધાતા સબંધો ઘણુંખરું આ પ્રકારમાં મૂકી શકાય તેવા હોય છે. દંપતીમાં પ્રાણની આપલે ઘણો મોટો ભાગ ભજવે છે. એવા જીવનનો આનંદ પ્રાણની એ આપલેને આભારી હોય છે. 'પ્રથમ દૃષ્ટિએ પ્રેમ'—'પરસ્પર અગમ્ય આકર્ષણ' વગેરે થતું સાંભળીયે કે જાણીએ છીએ તેનો વાસ્તવિક અર્થ સાધારણ ઉદાહરણોમાં તો 'પ્રાણ–પ્રાણ વચ્ચેનું આકર્ષણ" એટલો જ થાય. ઉચ્ચતમ પ્રેમની ભાવના એવા આકર્ષણમાં આરોપી શકાય જ એવું નથી, કેમકે શુદ્ધ અને નર્યો પ્રેમ તો એ પ્રકારના પ્રાણના પરસ્પર આકર્ષણથી જૂદી અને ઊંચી વસ્તુ છે.

કેવળ પાશવ સંબંધ કરતાં આ પ્રાણ–પ્રાણનો સંબંધ વધારે ઉચ્ચ છે જ. કર્કશતા, ક્રૂરતા વગેરે અનિષ્ટ તત્ત્વોથી એ સંબંધ પુરુષને દૂર લઈ જઈને તેને માર્દવ, સુકુમારતા, આર્દ્રતા, સહાનુભૂતિ વગેરે શીખવે છે. અને જ્યાં સુધી દંપતી–બન્ને સ્ત્રીપુરુષ પ્રાણની ભૂમિકા ઉપર જ હોય છે ત્યાં સુધી સામ્યવાદી વ્યક્તિઓ વચ્ચે થયલો હોય તો આ પ્રાણ–પ્રાણનો સંબંધ બન્નેને સુખદાયક લાગે છે. અને અહીં એ જણાવવું જોઈએ કે અત્યારની માનવજાતિનો ઘણો મોટો ભાગ પ્રાણની જ ભૂમિકા ઉપર જીવન ધારણ કરે છે. આ સંબંધને પરિણામે કુટુંબજીવન, કુટુંબભાવના અને તેને પરિણામે સંસ્કાર અસ્તિત્વમાં આવે છે. 'સાથે સાથે' જીવનનો આનંદ લેવાની વૃત્તિને લઈને, સમાન સ્વાર્થ અને હિતની લાગણીને લીધે,

તથા બન્નેના સંબંધને સ્થાયી કરનાર પ્રજાના પાલક તરીકે બન્નેની જવાબદારી હોવાથી પ્રાણ–પ્રાણનો સંબંધ રાખનાર દંપતી સાથે સાથે સુખના અને દુઃખના ભાગી થવામાં આનંદ લઈ શકે છે.

પરંતુ પ્રાણ–પ્રાણનો મેળ મુદ્દલે હોય નહિ અને છતાં સ્ત્રી–પુરુષમાંથી એકની સામાની પસંદગી કરવામાં ભૂલ થવાને પરિણામે યાતો વડીલોએ પોતાની દૃષ્ટિએ કરેલા સંબંધમાં સ્ત્રીપુરુષને પ્રાણમાં મેળની ખામી જણાય છે ત્યારે દાંપત્ય નિષ્ફલ નીવડે છે. અથવા એમ પણ બને છે કે પ્રાણ–પ્રાણનો આરંભમાં મેળ બેસે યા તો બેઠો હોય અને જ્યાં સુધી સ્ત્રીપુરુષ બન્ને પ્રાણની ભૂમિકા ઉપર રહેતાં હોય ત્યા સુધી સુખી પણ થઈ શકયાં હોય, પરંતુ બેમાંથી એક પ્રાણની ભૂમિકાથી ઉપર થઈ જાય તો ? તો બન્ને વચ્ચે ભેદ પ્રગટ થવા માંડે ! પ્રાણની ભૂમિકા એટલે પ્રાણશક્તિનો વિરાટ્ સાગર. એનાં સતત ગતિમાન જળની ભરતીઓટમાં જ્યાં સુધી માનવ રમે–વિહરે ત્યાં સુધી પ્રાણ–પ્રાણની આપલેમાં તે આનંદ લઈ શકે છે. પરંતુ ધારો કે સમુદ્રનું પાણી ઓસરી જાય યા તો માનવ પ્રાણરૂપી જળની સપાટી ઉપરથી ઊંચે જતો રહે તો ? તો સમુદ્રનાં મોજાં નીચે ઢંકાઈ રહેલા કઠિન, સંગીન ખડકો જેવી અસમાનતાઓ દંપતીના જીવનમાં દેખાવા માંડે, યા તો પાણીની સપાટી ઉપરથી ઊંચે ઊડી જનારને જલના કરતાં આકાશના વિહાર વધારે આકર્ષક અને મનોહર લાગે અને તેટલા પૂરતું તેનું મન જળથી વેગળું થઈ જાય. દંપતીજીવનમાં એવી અસમાનતાઓ બહાર પડયા પછીના સહજીવનમાંથી સુખ અદૃશ્ય થાય છે.

કેટલીક વાર પ્રાણની આપલે કરવાની વૃત્તિ તથા જાતીય આકર્ષણનું કુતૂહલ બન્ને સંતોષાઈ જતાં ક્ષુધાતુર માનવ અન્ન ખાતાં ખાતા આખરે જેમ ઓચાઇ જાય છે તેના જેવી વૃત્તિ પ્રાણની ભૂમિકામાં સ્ત્રી કે પુરુષને થાય છે. અને પરિણામે તેમના જીવનમાંથી સુખ જતું રહે છે અને કેવળ સામાજિક રૂઢિના બંધનને લીધે કે

જૂના અભ્યાસને લઈને તેઓ પોતાનું નીરસ જીવન સાથે ગાળતાં માલુમ પડે છે.

પરસ્પર પ્રાણનો સુમેળ સાધી જીવન ગાળનાર દંપતીમાં પણ કેટલીક વાર કોઈ ત્રીજી વ્યક્તિના પ્રાણનું આકર્ષણ બેમાંથી એકના ઉપર થતાં બન્ને વચ્ચે જામેલા મેળમાં ભંગ પડી પ્રાણની આપ-લેમાં નવી પરિસ્થિતિ ઉભી થાય છે અને જૂનાં સમીકરણો છૂટાં પડી નવાં યોજાય છે. રોમેન્ટિક–અદ્ભુત અને કલ્પનાપ્રધાન સૃજનોમાં ગણાતી ઘણી ખરી. વાર્તાઓ અને નવલકથાઓનું વસ્તુ જીવનના આ પ્રદેશમાંથી મળે છે. વળી જ્યારે બહારની ત્રીજી કોઈ વ્યકિતનું આકર્ષણ થાય છે ત્યારે પરસ્પર ઈર્ષ્યા, પ્રેમપાત્રની પવિત્રતાને ઠેકાણે તેને " પોતાનું " કરી રાખવાની–અંગત મિલ્કત ગણવાની અધમ વૃત્તિ, સ્વાર્થ વગેરે અનિષ્ટ તત્ત્વો માનવ પ્રકૃતિમાં પ્રગટ થવા માંડે છે.

સ્ત્રીપુરુષ વચ્ચે પ્રાણ–પ્રાણનું આકર્ષણ કોઈ પણ કારણને લીધે ઓછું થાય યા તો બંધ પડે તો તેમને ફરજિયાત જોડે રાખનાર સામાજિક રિવાજ–ભલે "લગ્ન"ના નામથી તેને પવિત્ર કરવામાં આવેલો હોય તો પણ–હાનિકારક છે–પ્રથમ વ્યકિતના વિકાસની દૃષ્ટિએ અને અંતે સામાજિક હિતની દૃષ્ટિએ. અને છતાં રૂઢિનો બચાવ કરનારા કેટલાક વિચારશીલ લોકોના પ્રશ્નો કે–" એવાં પ્રાણ–પ્રાણનાં આકર્ષણ ઉપર કોઇ પણ પ્રકારનો અંકુશ ન મૂકો તો સમાજની વ્યવસ્થા અને કુટુમ્બનું સ્થાયિત્વ–જેના ઉપર સંસ્કારનું સાતત્ય અવલંબે છે તેનું શું થાય ? અને વ્યકિતના મનની ધૂન–fancy–તરંગો વગેરે તેને વારે વારે આવા સંબંધો તોડી નવા નવા જોડવામાં પ્રેરે તેને કેવી રીતે અટકાવવાં ? છૂટાછેડાનો રિવાજ એકંદરે લાભદાયક છે કે હાનિકારક ? " વગેરેના ઉત્તર આપવાના રહે છે.

એ પ્રશ્નો આપણે અત્યારે ચર્ચીએ છીએ તે વિષયમાં સીધેસીધા આવી જતા નથી એટલે અહીં વિસ્તારપૂર્વક તેમનો ઉલ્લેખ થઈ

શકે નહિ. પરંતુ યોગ્ય સમય મળ્યે "સામાજિક ઘટના"નો આખો વિષય-પ્રશ્ન વિચારણીય છે. તે વિષે ભવિષ્યમાં.

આ પ્રાણ-પ્રાણની આપલેના પ્રકારમા એક પ્રકારના વિશિષ્ટ સંબંધનો આપણે વિચાર કરવો પ્રાપ્ત થાય છે. સ્ત્રી અને પુરુષમા કોઈ વાર એવી તો પ્રાણ-પ્રાણના સુમેળવાળી વ્યક્તિઓનો મેળાપ થયલો જોવામાં આવે છે કે એને સામાન્ય દૃષ્ટિએ જોતાં તે ઉચ્ચતમ પ્રેમનું જ સ્વરૂપ લાગે. સામાન્ય માનવોના દાંપત્ય કરતાં આવો પ્રાણ-પ્રાણના અજબ મેળવાળો સંબંધ જીવનમાં ઘણો સમર્થ અને ફળદાયી નીવડે છે અને બન્નેના વિકાસમાં તથા પ્રગટ જીવનમાં અગત્યનો ફાળો આપે છે. આવો સંબધ "લગ્ન" વડે થયેલા સંબંધ કરતાં ઘણો વધારે ગાઢ હોય છે તે કહેવાની જરુર નથી. જીવનમાં સફળતા સાધવા મથતા અજ્ઞાત કોઈ સૈનિકને એક સ્ત્રી મળી જાય છે. આપણે લાગે છે કે જાણે અકસ્માત્ થી જ! અને થોડા સમયમાં એ અજ્ઞાત સૈનિક સફળ સેનાપતિ અને વિખ્યાત વિજેતા થઈ પડે છે! મોટા પાટનગરની શેરીઓમાં રખડતો કોઈ અજ્ઞાત સાહિત્યક મહાન સર્જનનાં સ્વપ્નાં સેવે છે. પરંતુ સફળતાની દેવી જાણે કોઈ સ્ત્રી તેના જીવનમાં પ્રવેશ કરે તેની વાટ જોતી ન હોય તેમ એવો સબંધ થયા પછી જ પોતાનો કળશ તેના પર ઢોળતી જણાય છે! અસ્પેશિયા અને પેરિક્લિસ, નેપોલીયન અને જોસેફિન-જાણીતાં ઐતિહાસિક ઉદાહરણોમાથી ફક્ત બે જ આપતાં-વગેરે એવા સંબંધનાં ઉદાહરણો છે. ઘણાએ કવિઓના કવનની પ્રેરણા તેમની જીવનસહચરીને આભારી હોય છે.

આપણામાં કેટલીક વાર એમ મનાય છે કે અમુક અમુક પુરુષને નસીબે તેની સ્ત્રીને લીધે લક્ષ્મી લખાયલી છે અથવા તો અમુકનાં પગલાં "શુકનિયાં" છે એનો અર્થ પણ એવો સુભગ સંબધ સૂચવવા પૂરતો જ હોય છે.

અને કેટલાંક ઉદાહરણોમાં સ્ત્રીપુરુષના પ્રાણ–પ્રાણના સબંધનાં આવાં સુભગ પરિણામો લક્ષ્મી, વિજય કે સમર્થ સર્જનની પ્રાપ્તિરૂપે આપણે જાણીએ છીએ ત્યારે વિચાર કરતાં એ પણ આપણને સ્પષ્ટ જણાય છે કે એવા તો કેટલાયે સંબંધો જગતથી અજ્ઞાત રહી જતાં હશે ! અને આ રીતે માનવના ઈતિહાસમાં સ્ત્રીનો ઉપયોગી ફાળો જાણવામાં પણ નથી આવ્યો, તો પછી તેની કદર થવાની તો વાત જ ક્યાં?

છતાં પ્રાણ–પ્રાણનો સંબંધ ઉચ્ચતમ પ્રેમસંબંધ નથી એ ફરીને કહેવું જોઇએ. એમાં પરસ્પર Demand–આગ્રહભરી હક્કની કે દાવાની લાગણી હોઈ શકે છે. પરસ્પર આનંદની પ્રાપ્તિ કરતાં પણ સ્વાર્થથી પ્રેરાતાં હોય એ તદ્દન શક્ય છે. બન્ને પરસ્પર પોતપોતાના પ્રાણનો સંતોષ સાધવા યત્ન કરતાં હોય એ પણ બનવા જોગ છે.

ત્રીજા પ્રકારના સંબંધને આપણે "અંતરાત્માનું મિલન"—કેવળ પ્રાણનું નહિ–કહી શકીએ. આવા સંબંધની શરુઆત પણ જીવનના કોઈ ઉચ્ચ ક્ષેત્રમાં સ્ત્રીપુરુષના મેલાપને પરિણામે થતી જોવામાં આવે છે. કવિતા, લલિત કલા, કોઈ આદર્શ સિદ્ધ કરવાની સાધના, સેવાવ્રતધારી જીવન વગેરેના અનુશીલનમાં પુરુષ અને સ્ત્રી પોતાના અંતરની પ્રેરણાની એકતા જુવે અને અનુભવે ત્યારે આવા સંબંધનો આરંભ થાય છે: એવાં દંપતી પ્રાણ–પ્રાણના મિલન કરતાં કોઈ વધારે ઉચ્ચ ભૂમિકામાં મળતાં હોય એમ લાગે છે. અલબત્ત, પ્રાણનું મિલન કે સ્થૂલ શરીરનો ઉપભોગ એવાઓના દાંપત્યમાં હોતો નથી એમ કહી શકાય નહિ; પરંતુ એમના મિલનની મુખ્ય ભૂમિકા સૂક્ષ્મ–મનોમય કે સૃજનની કોઇ અપાર્થિવ ભૂમિકા હોય છે. ભૌતિકશાસ્ત્રની શોધખોળ કરવાના કાર્યમાં પણ ક્વચિત્ પુરુષસ્ત્રી ભેગાં મળી જાય છે ત્યારે પણ આવા પ્રકારનો સંબંધ શરુ થઇ શકે છે. આ પ્રકારનો સંબંધ વિરલ હોય છે; અને હોય છે ત્યા પણ ઘણો નાજુક હોઈ

તે તૂટી જવાનો કે બંધ પડવાનો ભય ઘણો હોય છે. બે વ્યક્તિઓનું મિલન સાચે જ અંતરાત્મામાં થયું હોય તો તેઓ એકબીજા વિના ભાગ્યે રહી શકે છે. પરંતુ અપાર્થિવ ભૂમિકામાં થયેલા એવા આત્મ-મિલનને આ પૃથ્વીની જડતા, પ્રાણની અસંસ્કારિતા અને પાશવતા વગેરે ઘણી વસ્તુઓ બાધા કરી શકે છે. અને પ્રાણ–પ્રાણનો પૂરો મેળ જો એ દંપતી વચ્ચે ન મળે તો તેમને છૂટા પડવું પડે છે.

આ આત્મમિલન પ્રાણ–પ્રાણના મિલન કરતાં ઉચ્ચ પ્રકારનું હોય છે, છતાં કેટલીક વાર એક બાબતમાં તે એના કરતાં કાંઈક ઓછું –મોળું પણ પડે છે. અપાર્થિવ ભૂમિકામાં થયેલું એ આત્મમિલન પ્રાણની કે શરીરની ભૂમિકામાં થતા મિલનના જેવું ગાઢ લાગતું નથી–નિદાન, માનવના પ્રાણને અને તેની ઇન્દ્રિયોને એવા સંબંધથી મળતો આનંદ મોટે ભાગે અશરીરી અને કેટલીક વાર અવાસ્તવિક લાગે છે. એમાં ઉપભોગની સાંદ્રતા ન હોવાને લીધે પ્રાણમાં અને સ્થૂલ શરીરમાં અનુભવાતી આનંદની તીવ્રતમ ઊર્મિઓના ઉલ્લાસથી તે વંચિત હોઈ શકે છે.

પરંતુ આ સંબંધ પહેલા બે પ્રકારના સંબંધો કરતાં વધારે ઉચ્ચ અને વ્યાપક હોય છે એ નિ:સંશય. અને એનો વિકાસ કરીને અંતે દંપતી ચોથા પ્રકારના દિવ્ય, આધ્યાત્મિક સંબંધમાં તેનું રૂપાંતર કરી શકે છે. આ સંબંધ પ્રાણની ભૂમિકામાં જે ઈર્ષ્યા, પ્રેમપાત્રના ઉપર બળજોરીપૂર્વક કરવામાં આવતો હક્ક, તેને "પોતાનું" કરી રાખ-વાની માલિકીની વૃત્તિ વગેરે પ્રાણની ગ્રામ્યતાઓથી મુક્ત હોય છે. વળી એ અપૂર્ણતાઓ જો હાજર હોય છે તો પણ ઘણી વખત આ-ત્મમિલનના અપૂર્વ યોગમાં તેઓ નિર્બળ બની જાય છે. તો પછી એમાં શું આકર્ષણ છે? એમ પૂછી શકાય. સ્થૂલ ઇન્દ્રિયોથી અને નિમ્ન પ્રાણની વાસનાઓથી, પ્રાણની ભોગવૃત્તિથી અને તેની આપ-લેથી સ્વતંત્ર રીતે ભોગવી શકાય એવો સૂક્ષ્મ, દિવ્ય આનંદ આ પ્રકારના મિલનમાં હોય છે. કલાની ઉપાસના કે જીવનના આદર્શની

સાધના યા તો શોધખોળની પ્રવૃત્તિ વગેરેમાંનું કોઈ પણ અવલંબન તેમના અંતરાત્માની એકતાને વધારે ગાઢ કરે છે, તેમના અંતરાત્માઓના મિલનને જીવનમાં પણ પ્રગટાવે છે. ડાન્ટે અને બિએટ્રિસના તથા લયલા અને મજનૂનના પ્રેમને આ કોટિમાં મૂકી શકાય.

ચોથા પ્રકારનો સંબંધ ઘણો ઘણો વિરલ છે. એનું મૌલિક તત્ત્વ પરસ્પર આત્મસમર્પણ; અને નિદાન અને પરિણામ આનંદ. એનું ઉદાહરણ રાધા અને કૃષ્ણના સંબંધમાં આપણને કાંઇક અંશે જણાય છે. એને **અલૌકિક** સિવાય બીજું વિશેષણ આપવું પણ મુશ્કેલ છે. સ્ત્રીને પોતાના પ્રેમપાત્રમાં ઉત્તમોત્તમ માનવતાની જ કેવળ નહિ પરંતુ માનવમાં પ્રગટ દેવત્વની ઝાંખી અને તેનો અનુભવ થાય, વ્યક્ત વિશ્વમાં ચૈતન્યના ઉચ્ચમાં ઉચ્ચ પ્રતિનિધિ તરીકે તેનો અંતરાત્મા પુરુષને ઓળખી લે એટલું જ નહિ પરંતુ પોતાની જાતને તેના અવિભક્ત અંગ તરીકે અનુભવે, અને તેના ઉપર પોતાનું સર્વસ્વ વારી જાય એવાં એવાં લક્ષણો વડે આ પ્રકારનો સંબંધ જાણી શકાય. એવાં સ્ત્રીપુરુષને પરસ્પર અનિર્વચનીય આનંદનો સાક્ષાત્કાર, કોઈ અલૌકિક અદ્વૈતની અનુભૂતિ સાહજિક બની રહે છે. અને કોઇ પણ બાહ્ય ઉપચાર ઉપર તે લેશમાત્ર અવલંબતો નથી. બે જૂદા દેહમાં એક ચૈતન્યનાં બે પાસાં વગર બાધાએ, સંપૂર્ણ એકસૂરતા સહિત પ્રગટ થાય અને ચૈતન્યની એકેએક ભૂમિકા ઉપર એ અદ્વૈત, એ સંવાદ અને એ આનંદ વિધવિધ સ્થૂલ અને સૂક્ષ્મ પ્રવૃત્તિની લીલાદ્વારા અનુભવાય અને છેવટે સ્થપાય એવું એવું કાંઇક આ ઉચ્ચતમ પ્રેમ-સંબંધનું લક્ષણ આપણે બાંધી શકીએ.

ત્રીજા પ્રકારનો અને આ દિવ્ય આધ્યાત્મિક સંબંધ એકી વખતે અને કેવળ સહેલાઇથી સ્ત્રી તથા પુરુષ વચ્ચે પ્રગટ થઈ જાય છે એવું માની લેવાની ભૂલ વાચકે કરવી નહિ. આવા પ્રકારનો પ્રણય ચૈતન્યની ઉચ્ચતમ કળા છે. અને જેમ પ્રત્યેક કલાને પૂર્ણતા સિદ્ધ કરવાને ચિર સાધનાની જરુર પડે છે તેમ આવા સંબંધને પરિપૂર્ણતાએ

પ્રાપ્તિના સમય અને પ્રયત્ન બન્નેની અપેક્ષા રહે છે. એવા સંબંધના આનંદનો ઘણો મોટો ભાગ એ પ્રયત્નની દશામાં દંપતીને મળે છે. અને જ્યારે તે ચૈતન્યની સર્વે ભૂમિકાઓ ઉપર અને જીવનના એકેએક ક્ષેત્રમાં સ્થાપિત થઈ રહે છે ત્યારે તે કોઈ અપૂર્વ અને અસાધારણ સૃજનનું આદિ કારણ બને છે. ઉપનિષદોએ " આનંદ "-માંથી સૃષ્ટિની ઉત્પત્તિ કહી છે તે આ પ્રમાણે સાર્થક લાગે છે.

આ દિવ્ય પ્રેમસંબંધની સ્થાપના મનની ઉપર રહેલી કોઈ ભૂમિકામાં હોય છે. ઘણું ખરું બન્નેને–સ્ત્રીપુરુષને આગળથી જ તેનું ભાન હોય છે. પરિણામે, પરસ્પર આત્મસમર્પણ એમને માટે સ્વાભાવિક હોય છે અને પોતપોતાની પ્રકૃતિનાં જૂદાં જૂદાં કરણોમાં તેઓ આગળથી જાગેલ એ દિવ્ય સંબંધનું સ્થાપન કરવા યત્ન કરે છે. એ માર્ગમાં એ પ્રયત્ન પણ આનંદનું જ સાધન હોય છે. કારણ કે મૌલિક એકતાનું ભાન તેમાં સંપૂર્ણપણે કદી પણ ગુમ થઈ જતું હોતું નથી–ગુમ થઈ જતું નથી.

એવાં અલૌકિક મિલનો ચૈતન્યના આંતર વિકાસનાં સીમાચિહ્નો [illegible] હોય. જીવનમાં સર્વત્ર પ્રગટ દ્વૈતના તત્ત્વનું, પુરુષ-પ્રકૃતિનાં [illegible] અનંત સ્વરૂપોનું વાસ્તવિક રહસ્ય એવાં સ્ત્રીપુરુષને પ્રાપ્ત થાય છે. સ્ત્રી અને પુરુષ એ બન્ને વચ્ચે જણાતી ભ્રાન્તિમૂલક ભિન્નતા ચૈતન્યના અદ્વૈતમાં લય પામી જાય છે એ જુદી જાતિના લક્ષણો કે [illegible] ની સમાનતાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. एकोऽहं बहु स्याम् [illegible] " એ આદિ, દિવ્ય તપઃશક્તિની સિદ્ધિને [illegible] પુરુષ અને પ્રકૃતિનું દ્વૈત અભિવ્યક્ત થાય છે. અને [illegible] ચૈતન્ય પોતાની એકતા [illegible] માર્ગમાં [illegible] શક્તિતત્ત્વનો અને [illegible] સમન્વય થાય છે. શક્તિના [illegible] આ દિવ્ય [illegible] માં પોતાની જાતને પુરુષની શક્તિ

તરીકે અનુભવે છેઃ તેની સઘળી સત્તા તે પુરુષમાંથી પ્રાપ્ત કરે છે. અને શક્તિસ્વરૂપ સ્ત્રી વિના પુરુષ પોતાની અપૂર્ણતા અનુભવે છે. એક વાક્યમાં રજુ કરીએ તો પુરુષ વિના શક્તિસ્વરૂપ સ્ત્રી જીવન ધારણ કરી શકતી નથી; શક્તિ વિના ( સ્ત્રી વિના ) પુરુષ પ્રગટ જ થઈ શકતો નથી.

વળી આવા યુગલના જીવનમાં કોઈ આધ્યાત્મિક હેતુ ઘણું ખરું પ્રધાન હોય છે; તેમની પ્રેરણા જીવનમાં કોઈ આધ્યાત્મિક પૂર્ણતા પ્રગટાવવાને તેમને પ્રેરે છે. જીવનમાં રાધા–કૃષ્ણના સંબંધને આપણે ઉચ્ચતમ પ્રેમના પ્રતીક તરીકે લીધો છે. પરંતુ ઈતિહાસમાં મીરાબાઇ,આંડાળુ અમાળ વગેરે ઉદાહરણો એવા જ પ્રકારના સંબંધ પરત્વે ટાંકી શકાય. એમાં પુરુષના પ્રતિનિધિ તરીકે ભગવાનનું અપ્રકટ વ્યક્તિત્વ જ હોવાથી કોઈ માનવવિશેષને આપણે બતાવી શકીએ તેમ નથી. પરંતુ તેટલા ઉપરથી એ સંબંધ અવાસ્તવિક કે મિથ્યા ઠરતો નથી. અને વધારે ઊંડા ઊતરીને જોવા જઈએ તો પુરુષ અને સ્ત્રી વચ્ચેનો ભેદ ખરું જોતાં માનવની સ્થૂલ, ગ્રામ્ય દૃષ્ટિને જેવો અને જેટલો મૌલિક લાગે છે તેવો અને તેટલો મૌલિક તે હોય જ એવું કાંઈ નથી. જે વ્યક્તિના ચૈતન્યમાં આપણે ઉપર જણાવ્યું તેવું પરિવર્તન થઈ શક્યું હોય–થયુ હોય તેને જાતિનું સ્વરૂપ પણ તદ્દન જૂદું જ લાગે એમાં શું આશ્ચર્ય છે? અને આખરે જોવા જઈએ તો પુરુષ અને સ્ત્રી વચ્ચેનો ભેદ ચૈતન્યના એટલે કે તેની વિશિષ્ટ ક્રિયાના ઉપર પ્રતિષ્ઠિત છે. અને મનસાતીત એવી ચૈતન્યની ભૂમિકાઓ રહેલી છે જ્યાં પુરુષ અને સ્ત્રી વચ્ચેનો સ્થૂલ જાતીય ભેદ કેવળ ચૈતન્યની વિશિષ્ટ અવસ્થારૂપે જ જણાય અને અનુભવાય. અને એ પ્રકારનો અનુભવ અસાધારણ લાગે તો ભલે, પરંતુ એમાં અવાસ્તવિક કે મિથ્યા જેવું કાંઈ જ નથી. કયા પુરુષે પોતાનામાં સ્ત્રીત્વનો અનુભવ કોઈ કાળે પણ નથી કર્યો? કયી સ્ત્રીએ પોતામાં પુરુષત્વનો ભાવ નથી અનુભવ્યો? કોમળતા,

નમ્રતા, મૃદુતા ધારણ કરતો પુરુષ અને ઉત્સાહ પ્રેરતી, ધૈર્ય આપતી કે શાસન કરતી સ્ત્રી પરસ્પર જગો બદલાં નથી લાગતાં? પ્રત્યેક કળાવિધાયક—સ્રષ્ટા લગભગ સ્ત્રીની જ પેઠે બીજ ધારણ કરતો નથી? (અલબત્ત, પોતાના ચૈતન્યમાં.) કયા કયા વિધાયકમાં સ્ત્રીત્વ નથી?

તો પછી સ્થૂલ શરીરના અવયવોમાં પ્રત્યક્ષ ભેદનું શું પ્રયોજન? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય તેવો છે. કામવાસના અને પ્રજોત્પત્તિનો પ્રેમ સાથે સંબંધ વિચારીશું ત્યારે એ પ્રશ્નનો વિચાર કરીશું.

* * *

From the long sustained kiss upon the mouth or bosom,

From the close pressure that makes me or any man drunk, fainting with excess,

From the act-poems of eyes, hands, hips and bosoms.

* * *

And if those who defile the living are as bad as those who defile the dead?

And if the body is not the soul, what is the soul?

* * *

The love of the body of man or woman balks account, the body itself balks account.

* * *

This is the female form——

It attracts with fierce undeniable attraction,

I am drawn by its breath as if I were no more then a helpless vapour, all falls aside but myself and it,

Books, art, religion, time, the visible and solid earth, and what was expected of heaven or feared of hell, are now consumed.

*  *  *

Be not ashamed, woman ! your privilege encloses the rest—

You are the gates of the body and you are the gates of the soul.

*  *  *

If anything is sacred, the human body is sacred.

*  *  *

Sex contains all— bodies and souls.

*  *  *

પુરુષ અને સ્ત્રીના પ્રેમનો વિષય જાતીય આકર્ષણ અને સંભોગનો વિચાર કર્યા વિના પૂર્ણ થયો ગણાય નહિ. સ્ત્રીપુરુષ વચ્ચે થતું આ જાતીય શારીરિક આકર્ષણ પ્રકૃતિનું એક બળવાન તત્ત્વ છે એ સમજવા માટે બહુ પ્રયત્નની જરુર નથી. ‘ઇન્દ્રિયનિગ્રહ’, ‘કામવાસનાનું પ્રેમમાં સ્થાન’, ‘સંતતિનિયમન’, ‘શારીરિક સંભોગની ઇષ્ટાનિષ્ટતા’ વગેરે વિવાદગ્રસ્ત વિષયો સંક્ષેપમાં વિચારીએ.

કેવળ સ્થૂલ ઇન્દ્રિયોના નિરોધને એટલે કે કેવળ કર્મેન્દ્રિયોના સંયમને ગીતા ‘મિથ્યાચાર’ કહે છે, અને યથાર્થ રીતે કહે છે. કારણ કે સૂક્ષ્મ પ્રાણમાં કે મનમાં વાસનાનું સ્મરણ અને રટણ કરનાર અને તેને ઇષ્ટ તરીકે સ્વીકારનાર અંતઃકરણમાંથી

વાસનાનું બીજ દૂર થઈ જતું નથી. અને જ્યાં સુધી બીજ હોય ત્યાં સુધી પાછો અંકુર ફૂટવાની શક્યતા રહેલી જ છે. અર્થાત્ બાહ્ય-નિરોધ ચૈતન્યના વિકાસની દૃષ્ટિએ નકામો છે.

સાથે સાથે સ્ત્રીપુરુષ વચ્ચે ઉપર ગણાવેલા ચારમાંથી ગમે તે એક પ્રકારનો સંબંધ હોય તો પણ સર્વે સંબંધોમાં સ્થૂલ કામવાસનાનું, જાતીય આકર્ષણનું તત્ત્વ અનિવાર્ય રીતે હાજર હોય છે જ. એ વાસનાને ગમે તેટલાં આભૂષણો પહેરાવવામાં આવે, કલ્પનાના વિહાર વડે તેને ઉન્નત કરવામા આવે, દલીલોના સૂક્ષ્મ વાતાવરણમાં તેને પણ સૂક્ષ્મ બનાવી ભલે સ્વીકાર્ય ઠેરવવામાં આવે, પરંતુ મૂળ મુદ્દે એ બધામાં જાતીય આકર્ષણનું નગદ તત્ત્વ હોય છે જ. આટલું કથન એનુ સામર્થ્ય અને સર્વવ્યાપિત્વ બરાબર સમજવા માટે જરુરતું છે.

એક દૃષ્ટિબિંદુ એવું છે કે કામવાસના વિનાના દંપતીજીવનમાં પ્રેમની સાંદ્રતા—ઘનતા અનુભવી શકાતી નથી. ચૈતન્યની પ્રત્યેક ભૂમિકામા બીજી સર્વ ભૂમિકાઓ અવ્યક્ત રહેલી છે. એટલે ઉચ્ચતમ પ્રેમ સ્થૂલ શરીરમાં પણ વ્યક્ત થવાની શક્યતા હોવી જોઈએ. પ્રાચીન સમયમાં લિંગ-યોનિની પૂજા અસ્તિત્વમાં આવી હતી તે ઉચ્ચતમ આનંદનુ છેક સ્થૂલ શારીરિક ભૂમિકામાં અવતરણ દર્શાવવા માટે સંજ્ઞારૂપ હતી

પ્રશ્ન એ છે કે ઉચ્ચતમ પ્રેમમાં શારીરિક સંભોગને સ્થાન છે ખરું ?

આગળ આપણે સ્ત્રીપુરુષના જાતીય સંબંધને હિંદમાં ઊંડી માર્મિક સંજ્ઞા તરીકે ગણવામાં આવતો એમ જણાવ્યું છે. પરંતુ સ્ત્રી-પુરુષના પ્રેમનો આંતર વિકાસના સાધન તરીકે ઉપયોગ કરનાર સમુદાયો પણ થયેલા છે. પરસ્પર દૃઢ આલિંગનમાં સ્ત્રીપુરુષ અહંકારને સદંતર ભૂલે છે, " એક " મટીને "બે" અને " બે " મટીને "એક"

બની રહે છે. એ મિલન પુરુષ–પ્રકૃતિના મિલનનું સૂચક ગણાતું. શારીરિક સામીપ્ય, સંપર્ક અને સ્પર્શ એ ચૈતન્યના એકબીજામાં વણાયાનું–ઓગળ્યાનું સૂચક બની રહેતું; અને વિશુદ્ધ પ્રેમનાં સ્વરૂપો તરીકે તેમનો સ્વીકાર થતો.

પરંતુ આ તો ઈન્દ્રિયોપભોગ અને વાસનાતૃપ્તિને પંપાળવાનો અને પોષવાનો ચાર્વાક જેવો જ સગવડિયો પંથ થયો કે બીજું કાંઈ? એવો પ્રશ્ન ઘણાને થાય તેમ છે.

એનો ઉત્તર 'ના' છે. વૈષ્ણવ ધર્મમાં તથા તંત્રમાર્ગમાં જેમ પાછળથી અનિષ્ટ તત્ત્વો દાખલ થઈ ગયલાં તેવું જ આ પ્રેમપંથમાં બન્યું હોય એ શક્ય છે. પરંતુ આ પ્રેમપંથનો મૂળ ઉદ્દેશ તેવો નથી એ સ્પષ્ટ છે. 31,107

એને "સહજ" કહેવામાં આવે છે. સહજ એટલે "સાથે જન્મેલુ"– "સ્વાભાવિક"–અપ્રયત્નસાધ્યઃ પુરુષ અને સ્ત્રી વચ્ચે સ્વાભાવિક યોગ. 'સહજ' માં પુરુષ અને સ્ત્રી પરસ્પરની માગણીનો અસ્વીકાર કદી કરે નહિ. અને છતાં વાસનાનાં તેઓ ગુલામ બનતાં નથી. 'સહજ' માં સ્ત્રી અંતરથી પોતાની જાતને પુરુષને અર્પણ કરે છે, પરંતુ બહારથી ઉદાસીન અને બેદરકાર રહે છે. અંતરનો પ્રેમ તો રહસ્યમાં પ્રગટ કરવાનો હોય એવું સહજના સાધકો માને છે. સહજનો સાધક કામને વશ ન થાય; તે તો સુખદુઃખથી પર થઈ રહે છે. સાધકોના કહેવા પ્રમાણે તો "સહજ"ના અનુયાયીમાં સર્પના મુખમાં દેડકું રમાડવાની યાને કરોળિયાના તંતુજાળથી હાથીને બાંધવાની તાકાત હોવી જોઈએ. અર્થાત્ સમર્થ વાસના જોડે ખેલતાં છતાં તેણે પોતાની જાતને ઘસડાઈ જવા દેવી ન જોઈએ. લાખમાં એવો એક માણસ પણ મળવો વિરલ છે.

એ તો સ્પષ્ટ છે કે સામાન્ય રીતે પશુઓમાં અને માનવ જાતિમાં પણ ઘણા મોટા ભાગમાં જે અંધ જાતીય આકર્ષણને

પરિણામે આહારનિદ્રાના જેવી એક જરુરિયાત થઈ પડેલી ગ્રામ્ય ઉપભોગવૃત્તિ છે તેને ઉચ્ચતમ પ્રેમમાં સ્થાન હોઈ શકે નહિ.

વળી કેટલાક જે એવી દલીલ કરે છે કે સ્ત્રીપુરુષના સ્થૂલ સંભોગ વિના માનવ જાતિનો તંતુ ચાલુ ન રહે, એટલા માટે પ્રજોત્પત્તિનો વિરોધ કરે એ સંયમ, નિગ્રહ કે સાધનાપ્રણાલિ ગમે તે કારણે રજુ કરવામાં આવે તો પણ હાનિકર્તા છે. તેઓ "प्रजातंतुं मा व्यवच्छेत्सीः–પ્રજાતંતુનો વિચ્છેદ મા કર" એ સૂત્રને પોતાના સમર્થનમાં ટાંકી શકે છે.

પરંતુ આપણે અહીં વિચારીએ છીએ પ્રેમની **અંતિમ, ઉચ્ચતમ** અને **દિવ્ય** સાર્થકતા અને તેને પ્રાપ્ત કરવાની શકયતા– તેની ઉપયોગિતા નહિ. દુનિયા કેમ નભશે ? એ અવાસ્તવિક– કારણકે માનવ જાતિનો ઘણો ઘણો મોટો ભાગ કામવાસનાથી તુર્તમાં જ પર થઈ જવાનો મુદ્દલે સંભવ નથી–ચિંતામાં પ્રેમની અંતિમ સાર્થકતાના પ્રશ્નની વિચારણા બંધ રાખી શકાય નહિ. અને આવા અત્યાર સુધી અસિદ્ધ કે અંશતઃ સિદ્ધ આદર્શની સાધનામાં વ્યક્તિ પોતાને જોખમે પહેલ કરે તેમાં કશું ખોટું પણ કેમ કહેવાય?

પૂર્ણતાની કોઈપણ સ્થિતિમાં કામનાને કે ઈચ્છાને સ્થાન હોય નહિ. કામના એટલે અપૂર્ણતા, પોતા પાસે નથી તેની કબુલાત. પૂર્ણતાના સાધકે કામનાના પ્રેર્યા કાંઈપણ કરવાનું હોય નહિ. તેવો સાધક જે કાંઈ કરે તે કશા પણ માનુષી હેતું વગર કેવળ ચૈતન્યનો આવિર્ભાવ કરવા ખાતર કરે. તે કોઈ ગણત્રી કરીને કાર્યમાં પ્રેરાતો નથી. એનાં કાર્યો સ્વાર્થવૃત્તિથી રહિત હોય છે.

પ્રેમમાં પણ માનવે કામનારહિત થઈને વર્તવું જોઇએ. અર્થાત્ પોતાને ગમતું કરવું અને અણગમતું ત્યજવું એ તેનો નિયામક નથી હોતો. ખરું જોતાં પૂર્ણતાને પ્રાપ્ત થયલો પ્રેમ કશાની તૃપ્તિ વાંછતો નથી. તેના અસ્તિત્વ માટે કશાની જરુર નથી. પ્રેમ મોટો–અનંત છે–પૂર્ણ છે એ જ તેનો અંતિમ સાક્ષાત્કાર હોય છે.

જેણે સ્ત્રી પ્રત્યે સકામ દૃષ્ટિ કરી છે તે વ્યભિચારી થઈ ચૂક્યો છે એ કથન ઉપરના દૃષ્ટિબિંદુથી સમજી શકાય તેવું છે. (ભલે સ્ત્રી પુરુષની પોતાની પત્ની હોય!) "સહજ"નો મુદ્રાલેખ એ જણાય છે કે—" માનવને માટે જે અભીષ્ટ હોય છે તે આપોઆપ તેને આવી મળે છે. પરંતુ તેને પકડવા જતાં, તેની પાછળ તરફડિયાં મારતાં તે હાથતાળી આપી દૂર સરી જાય છે. માનવને જેની સાચેસાચી જરુર હોય છે તે મેળવવાનો તેને પ્રયાસ કરવો પડતો નથી."

ઉપર જણાવવામાં આવ્યું છે કે પ્રજોત્પાદન એ ઉચ્ચતમ પ્રેમનો હેતુ નથી થઈ શકતો. તેમાં સ્ત્રીપુરુષનો પરસ્પર સંબંધ જ અંતિમ લક્ષ્ય છે, એમાં સામાજિક કે ઇતર હેતુઓને સ્થાન નથી. એવા લોકોએ પ્રજાની વાંછનાથી પર થવું જોઈએ. જાતે જ વિરાટ્—વિશ્વરૂપ થયા પછી સંતતિ શા માટે વાંછવી વારુ ? પ્રજા માટે વાંછના એટલે કામના ખરી જ. કામના એટલે અપૂર્ણતા. બધી કામનાઓ સમાન, એટલે તેઓ સઘળી સરખી ત્યાજ્ય. 'સહજ'માં એને સ્થાન ન હોઈ શકે.

પુરુષ અને સ્ત્રી પરસ્પર ઘનિષ્ઠ નિકટતામાં પણ અક્ષુબ્ધ શાંતિ, આત્મસ્થ ગંભીરતા, પરમ અદ્વૈત અને ગહન આનંદ અનુભવે એ 'સહજ' ની સિદ્ધિ જણાય છે. લાલચના પ્રસંગમાં સંયમ કરવાની આવશ્યકતા જ ન રહે એ તેમું લક્ષ્ય છે. અને એ પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે લાલચોથી દૂર જવાને બદલે ઘણી વાર ઇરાદાપૂર્વક સામે મોંઢે તેમનો સામનો કરવામાં આવે છે. પરંતુ એવા પ્રગલ્ભ સાધકો વિરલા.

ઉપરની પ્રજાતંતુના ઉચ્છેદની દલીલમાં રહેલો સત્યાંશ સ્વીકારતાં પણ આપણે ઉત્તર આપી શકીએ કે જ્યારે દિવ્ય પ્રેમની અંતિમ સિદ્ધિ પ્રાપ્ત થશે ત્યારે પ્રકૃતિ અત્યારે જે પાશવ પ્રકારે બીજાધાન કરાવે છે તેને તે ચાલુ રહેશે જ એમ શા ઉપરથી માની લેવું ? જરુરિઆત પ્રમાણે ફેરફાર કરનાર વિરાટ્ પ્રકૃતિ તે સમયે પશુ

કરતાં ઉચ્ચ પ્રાણીને વધારે લાયક એવી કોઇ પદ્ધતિનો આશ્રય કેમ જાણ્યું કે નહિ લે ?

'સહજ'ના પ્રેમસંબંધ વિષે વિશેષ વિચારણા થાય એટલા હેતુથી ઉપરનું વિવેચન કરવામાં આવ્યું છે.

તો પછી દિવ્ય પ્રેમનો યોગ અનુભવનાર દંપતી સ્થૂલ સંભોગ વડે–રતિવડે પ્રાપ્ત થતા આનંદના અનુભવથી શું વંચિત જ રહેવાનાં ? એ પ્રશ્ન થાય છે. અને એ પણ વિચારવું જોઇએ કે પ્રેમના જે આદર્શને 'દિવ્ય' અને 'ઉચ્ચતમ' ગણતા હોઈએ તેમાં એવી અપૂર્ણતા કેમ કરીને ચલાવી લઈ શકાય ? જો આનંદની અનુભૂતિ એ પ્રેમની પરાકાષ્ઠા હોય તો સ્થૂલ શરીર દ્વારા પણ તેની પાશવ વાસનાના સંતોષ વડે થાય છે તેના કરતાં તો વધારે તીવ્ર અને સ્થાયી પ્રાપ્તિ દિવ્ય પ્રેમમાં થવી ઘટે.

અહીં સ્થૂલ સંભોગને પરિણામે પ્રાપ્ત થતા કામાનંદનું પૃથક્કરણ કરવું જરુરનું છે. પુરુષ અને સ્ત્રીના જાતીય સંયોગને–રમણને પરિણામે ઉદ્ભવતો કામાનંદ શેના ઉપર આધાર રાખે છે ? સ્થૂલ દૃષ્ટિએ જોતાં માનવના શરીરયંત્રમાં રહેલી સ્થૂલ અને સૂક્ષ્મ નાડીઓનાં આંદોલન–vibrations ઉપર તેનો આધાર છે. પ્રાણમાં કે હૃદયમાં સૂક્ષ્મરૂપે રહેલું પ્રેમતત્ત્વ છેક સ્થૂલ શરીરના આકર્ષણમાં પરિણત થઈ જાય છે એટલું જ નહિ પરંતુ કામવાસનાનો ઉદ્ભવ થતાં ચૈતન્યનું મુખ્ય કેન્દ્ર સ્થૂલ શારીરિક ભૂમિકા જ થઈ રહે છે. જ્યારે વાસનાનો અગ્નિ પ્રગટે છે ત્યારે પ્રાણમાં અશાંતિ અને માનવના નાડીતંત્રમાં ઝંઝાવાતની અવસ્થા ઉત્પન્ન થાય છે. જેટલે અંશે સ્ત્રીપુરુષનું આ સ્થૂલ મિલન એમની વચ્ચેના સૂક્ષ્મ આંતર મિલનના પ્રતિધ્વનિરૂપ હોય છે તેટલે અંશે તેમનો કામાનંદ સૂક્ષ્મ તત્ત્વોના આદાનપ્રદાનને લીધે સૂક્ષ્મ આનંદથી વ્યાપ્ત–પરિપ્લુત હોવાનો. જેટલે અંશે તે કેવળ સ્થૂલ, કેવળ શારીરિક, છેક જ બજારુ તેટલે

અંશે તેનો આનંદ પણ ગ્રામ્ય, ક્ષણિક અને પાશવ. ખરું જોતાં, સ્ત્રીપુરુષનું શારીરિક મિલન–સંભોગ સૂક્ષ્મ દેહના મિલનનું જ કેવળ પરિણામ અને સૂચક હોવું જોઇએ. અને જો તેવું જ હોય તો એવા દંપતીના જીવનમાં પાશવ વાસના ઘણી જ નિર્બળ હોય છે. સ્થૂલ શરીરનું કેવળ સાન્નિધ્ય જ તેમને **શરીરમાં** ઘન કામાનંદ અનુભવવા માટે પૂરતું થઈ પડે છે. એમને જાતીય સંભોગની અનિવાર્ય જરુર નથી જણાતી.

પરંતુ કોઈપણ પ્રકારના સૂક્ષ્મ મિલન વિના પણ સ્ત્રીપુરુષને જાતીય સંભોગથી કામાનંદની પ્રાપ્તિનો ક્ષણિક અનુભવ શરીરમાં થઇ શકે છે. બન્ને શરીરનાં નાડીયંત્રો અતિશય ઉત્તેજિત થઈ રહે છે અને જ્યારે નાડીયંત્રનાં આંદોલનોનો વેગ ચોક્કસ ગતિને પ્રાપ્ત કરે છે ત્યારે એ આનંદની પરાકાષ્ઠા શરીરમાં અનુભવાય છે. સંભોગના આનંદનું આ ઉત્કૃષ્ટ બિંદુ હોય છે. પરંતુ માનવનું નાડીતંત્ર આંદોલનની એ તીવ્ર અને અસાધારણ વેગની ગતિને વધારે સમય ટકાવી રાખવાને અસમર્થ છે. એટલે તીવ્ર ઉતેજનાનું કેવળ શારીરિક પ્રતિકાર્ય થોડા જ સમયમાં શરુ થઈ જાય છે. શારીરિક નિર્વેદ, શિથિલતા, ક્લાંતિ, પ્રાણમાં જુગુપ્સા અને એવી આંતર દશાની પરંપરા અનુભવાય છે. વીર્ય–રજના સ્ખલનને પરિણામે એ પશ્ચાત્–પ્રતિકાર્યમાં વધારો થાય છે.

પણ અહીં એ પણ કહેવું જોઈએ કે સ્થૂલ સંભોગને પરિણામે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રતિકાર્ય થાય તેથી તાત્કાલિક તથા લાંબે ગાળે પણ તેમને તેનાથી હાનિ જ થાય એ વિચાર સર્વાંશે સાચો નથી. ખરું જોતાં જાતીય સંભોગ એ એવી વિરલ અને કુતૂહલ ઉત્પન્ન કરનારી વસ્તુ જ ન ગણાવી જોઈએ. સ્ત્રીપુરુષે સંભોગ કરવો જ હોય, અને બન્ને તેમાં હાનિ ન ગણતાં હોય તો જેમ બીજી વસ્તુઓનો માનવ જીવનમાં સ્વાભાવિક રીતે ઉપભોગ કરે છે તે પ્રમાણે કરવો જોઈએ. માનવો પર્વતના સુંદર દૃશ્યનો યા તો વનલીલાનો કે સુંદર દૃશ્યનો

કે ફળનો ઉપભોગ જેવી સ્વાભાવિકતાથી, આત્મસ્થતાથી કરે છે તે પ્રમાણે આ વિષયમાં પણ કરવું જોઇએ. ઘણા અતિચોખલિયા જુવાનો કામવાસનાનાં પ્રબળ આવેગને વશ થતાં છતાં પણ સંભોગના અનુભવનો પૂરો લાભ લઈ પોતાના વિકાસમાં તેનો ઉપયોગ કરી શકતા નથી અને પોતાની અને પત્નીની જિંદગીમાં નિવારી શકાય તેવાં દુઃખો વેઠે છે તેટલા માટે આ સૂચના કરવી ઉચિત લાગે છે. કેવળ શારીરિક ઉશ્કેરણીને વશ થઈને ઉપભોગ કરવો ઇષ્ટ નથી, પ્રણયીઓએ સંપૂર્ણ આપલે વાંછવી જોઈએ. અને ચતન્યની સ્થૂલ શારીરિક કે પ્રાણમય ભૂમિકા ઉપર મુખ્યત્વે રહેનાર દંપતીના જીવનમાં કેટલીક વાર શારીરિક સંભોગને લીધે અનિવાર્યપણે થતી પરસ્પર પ્રાણની આપલેને પરિણામે પ્રાણની ભરતી નાડીયંત્રમાં ધસી આવે છે અને તેમના શરીરને પ્રફુલ્લ કરે છે અને અવયવોને વિકસિત અને પુષ્ટ કરે છે એટલું જ નહિ, પરંતુ પ્રાણની એ ભરતી શારીરિક કાંતિ પણ પ્રગટાવે છે! અલબત્ત, એ ફેરફાર અલ્પાયુ નીવડે છે એ કહેવાની જરુર નથી. વારે વારે સ્થૂલ શરીરનો આશ્રય લીધા વિના નહિ અનુભવી શકાતો એ આનંદ છેવટે માનવને સ્થૂલના બંધનમાં જકડે છે. સામાન્ય માનવના માનસમાં પ્રાણની સૂક્ષ્મ આપલેને તથા સ્થૂલ શરીર ઉપર થતાં તેનાં પરિણામોને હદ હોય છે એટલે કે ચોક્કસ સમીકરણની સીમા તે આપલે વટાવી શકતી નથી. થોડાં વર્ષો પછી સ્થૂલ શારીરિક સંભોગનાં અને ઘણીવાર તો અતિભોગનાં સર્વે અનિષ્ટ પરિણામો વધારે આગળ પડતાં થાય છે. અને અંતે, ભોગ-સામર્થ્ય વિનાની ઇન્દ્રિયો કુંઠિત દશા પ્રાપ્ત કરી—જર્જરિત બની વિનાશને માટે લાયક બને છે.

હવે પ્રશ્ન એ છે કે કામાનંદની એ તીવ્રતા સ્થૂલ સંભોગ વિના પ્રાપ્ત થઈ શકે ખરી? અને જો તે પ્રાપ્ત થઈ શકે તેમ હોય તો કામવાસનાનું રૂપાંતર વધારે શક્ય અને સહેલું લાગે એ સંભવિત છે. માનવની પ્રકૃતિને અભાવાત્મક નિષેધ કે કેવળ નિરોધ કરતાં

ભાવાત્મક સાર્થકતા અને રૂપાંતર વધારે પસંદ પડે છે. વાસનાના સદંતર નિગ્રહનો આદર્શ કેટલાક શુષ્ક સંયમના આગ્રહી લોકો યા તો કેટલાક ચોખલિયા ધર્મો અને સંપ્રદાયો સેવે છે તેમની મૌલિક ખામી એ છે કે તેમાં માનવને પોતામાં રહેલી વાસનાની સાર્થકતા જણાતી જ નથી. દિવ્ય પ્રેમની અંતિમ સાર્થકતામાં વાસનાને જોડવાનો માર્ગ તેનું રૂપાંતર કરવાનો છે–તેમો ઉચ્છેદ નહિ.

ચૈતન્યની એવી અવસ્થા પ્રાપ્ત કરવી શક્ય છે કે જેને પરિણામે સ્થૂલ શરીરમાં સંભોગની સ્થૂલ ક્રિયા વિના આનંદની પ્રાપ્તિ થઈ શકે. એ અવસ્થામાં સંભોગમાં થતાં અનિષ્ટ પ્રતિકાર્યો નહિ હોય એ નક્કી! કાયસિદ્ધિ–દેહની પૂર્ણતામાં આ સ્વપ્રતિષ્ઠિત, સહજ આનંદની પ્રાપ્તિને અંગત્યમો ભાગ ગણવામાં આવે છે.

ઉપર જણાવેલી પૂર્ણતાનો સાક્ષાત્કાર વિરલ છે, મુશ્કેલ છે વગેરે કહેવાનું રહેતું નથી. પરંતુ તે શક્ય છે અને ઇષ્ટ છે એના ઉપર વધારે ભાર દેવો ઘટે છે.

રાધા–કૃષ્ણના દિવ્ય પ્રેમની પરાકાષ્ઠા એ સ્વયંભૂ, ચૈતન્યઘન આનંદને સ્થૂલ શરીરમાં પ્રતિષ્ઠાપિત કરવામાં રહેલી છે. એવા યુગલનો શારીરિક આનંદનો સાક્ષાત્કાર સ્થૂલ ઇન્દ્રિયોના ઉપર નિર્ભર નથી હોતો એટલે તે ક્ષતિને પામતો નથી યા તો પ્રતિકાર્યોને વશ હોતો નથી. સામાન્ય સંભોગની ક્રિયા અહંકારપ્રધાન હોય છે. દંપતી પોતપોતાનો આનંદ ખોજતાં હોય છે, પોતાના અંગત આનંદને ખાતર જાણે સામસામાને ગળી જવાને–ભક્ષણ કરવાને ઉદ્યુક્ત ન હોય! પરંતુ એવા સામાન્ય સંભોગમાં પણ આપલે હોવી જોઈએ અને સામસામાને આનંદનું દાન કરવાનો વિચાર હાજર હોવો જોઈએ તે ઘણી વાર ગેરહાજર હોય છે. એનું મુખ્ય કારણ એ લાગે છે કે સંભોગની પ્રાથમિક પાશવ વાસના જ માનવને એટલી અંધ બનાવી દેનારી છે કે બન્નેમાંથી એકમાં પણ જ્ઞાન, શાંતિ, તટસ્થતા,

સમતા વગેરેમાંથી કોઈ ઉચ્ચ તત્ત્વનું અસ્તિત્વ સુદ્ધાં તે સમયે કલ્પવું અશક્ય હોય છે. પરંતુ પૂર્ણતાના આદર્શ તરીકે આપણે શરીરમાં જે આનંદની પ્રાપ્તિ કરવાની શક્યતા ઉપર સ્વીકારી છે તેમાં દંપતીના શારીરિક તત્ત્વોની આપલે પણ ઉપર જણાવી તેવી અજ્ઞાનભરી, પરસ્પરભક્ષી, પાશવ રીતિએ નહિ, પરંતુ સૂક્ષ્મ સત્ત્વની આપલે તરીકે થશે. બન્નેનાં શારીરિક તત્ત્વો અશાંતિભર્યાં, પ્રાણની અંધવાસનાનાં પ્રેર્યાં, પરસ્પર નહિ આથડે; પરંતુ પુરુષના પોતાના જીવનનાં તત્ત્વો શક્તિમાં રેડી શકશે અને સ્ત્રી પુરુષના શરીરમાં આનંદનો ઉલ્લાસ વહેવડાવશે. અને એ અનુભૂતિ કરશે અખંડ શાંતિ, સંપૂર્ણ સમત્વ, જ્ઞાન અને ચૈતન્યની ઉચ્ચ ભૂમિકામાં રહીને સચેતન સમ્રાટ્ તરીકે—નહિ કે અંધ, બદ્ધ ગુલામ પેઠે. સ્થૂલ શરીરના આચાર કે ઉપચારની અગત્ય પણ નહિ રહે.

તો પછી એવું યુગલ આ પૃથ્વી ઉપર કશું સર્જન કરે જ નહિ વારુ ? અહીં પ્રેમ તથા સર્જનશક્તિનો પ્રશ્ન જરાક વિચારીશું.

પ્રથમ પ્રકારના લગભગ પાશવ મિલનમાં માનવ જાતિના સ્થૂલ શરીરનો તંતુ કાયમ રાખવા માટે કેવળ સ્થૂલ બીજાધાન થાય છે. અર્થાત્ પ્રેમના એ સ્વરૂપ વડે આ સૃષ્ટિમાં કેવળ સ્થૂલ ઉત્પત્તિ જ થઈ શકે છે. એમાં પણ માતાપિતા બાળકોને સ્થૂલ સિવાય બીજી વિશિષ્ટતાઓ સ્વેચ્છાપૂર્વક અર્પણ કરી શકતાં નથી. બાળકનું માનસિક કે સૂક્ષ્મ બંધારણ તેઓ ઉત્પન કરતાં નથી એમ જ કહેવું જોઈએ. બાળકનો સૂક્ષ્મ પિંડ તો જાણે તેના ભૂતકાળના વિકાસને પરિણામે તૈયાર હોય એમ માનવાને કારણો છે. અર્થાત્ સ્થૂલ પાર્થિવ દેહનાં તત્ત્વો એકત્ર કરવા માટે આદિ પાર્થિવ બીજ માત્ર માતાપિતા આપતાં લાગે છે; અને બાકીનો પ્રાણમય તથા મનોમય દેહ તો જાણે તૈયાર જ થઈને સ્થૂલ તત્ત્વો એકત્ર કરવાની વાટ જોતો હોય નહિ એ રીતે પૂર્વથી જ બંધાયલો હોય એમ લાગે છે. માતાપિતા સ્થૂલ દેહનું આરંભક બીજ આપે છે. સૂક્ષ્મ દેહના·

બંધારણ ઉપર તેમની અસર નહિ જેવી હોય છે તો પછી તે સૂક્ષ્મ દેહો ઉત્પન્ન કરવાની તો વાત જ ક્યાં? એટલે સામાન્ય દાંપત્યમા જે પ્રજોત્પત્તિ કરે છે તે કેવળ સ્થૂલ બીજાધાન સિવાય વધારે ઉપયોગની નથી એ સ્પષ્ટ છે.

હવે પ્રાણ–પ્રાણની આપલે ઉપર જે દાંપત્ય રચાયલું હોય છે તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે સ્થૂલ પ્રજોત્પત્તિને સ્થાન હોય છે જ. પરંતુ તેમના દાંપત્યનું વધારે આનંદદાયી કાર્ય તેમની પોતાની બીજી સૃષ્ટિમાં હોય છે. ઘણું ખરું એવાં દંપતી વિજય, લક્ષ્મી, કીર્તિ, સત્તા, અધિકાર વગેરે પ્રાપ્ત કરવામાં વધારે રાચે છે. તેમને સ્થૂલ શારીરિક સર્જન ઉપરાંત અન્ય સર્જન વધારે આકર્ષક લાગે છે. જાણે પ્રાણની સૂક્ષ્મ ભૂમિકા ઉપર વિચરતી કોઈ વિરાટ્ શક્તિઓને પોતાના જીવનમાં વ્યક્ત કરવામાં તેમનો આનંદ સમાતો ન હોય તે પ્રમાણે તેઓ વર્તે છે. જગત ઉપર કે માનવ જાતિના મોટા ન્હાના સમૂહ ઉપર, જીવનના કોઈ વિશિષ્ટ પ્રદેશ ઉપર કે સંસ્કૃતિના કળા જેવા કોઈ અંગ ઉપર તેઓ વધતી ઓછી સ્થાયી અસર ઉત્પન્ન કરે છે યા તો તેમાં પોતાના દાંપત્યને પરિણામે શક્ય બનેલું સર્જન રચે છે. રણમાં દારુણ યુદ્ધ કરી વિજય મેળવનાર કેટલાયે વિજેતાને જગતની કીર્તિ કરતાં પણ પોતાની પ્રિયતમાની સગૌરવ કદરની આશા વધારે વાસ્તવિક પ્રેરણા આપી રહી હશે! અને સાહિત્યમાંના કેટલાંયે ઉત્તમોત્તમ કાવ્યોની પાછળ પ્રેયસીનું પ્રોત્સાહન, આરાધન, રંજન, આલેખન કે અવ્યક્ત પ્રેરણા રહેલાં હશે! એ પણ દાંપત્યનું પરિણામ–તેની જ સૃષ્ટિ હોય છે ને?

અંતરાત્માના પરસ્પર મિલનમાં તથા આધ્યાત્મિક યુગલની બાબતમાં કોઈ ઉચ્ચ આધ્યાત્મિક આદર્શની સિદ્ધિ પ્રાપ્ત કરવી એ વધારે આગળ પડતો હેતુ હોય છે. આ કાર્યમાં રોકાયલાં દંપતી સ્થૂલ ભૂમિકા ઉપર પ્રજોત્પાદન ન કરે એનો અર્થ તેઓ સર્જન કરે જ નહિ એવો ન કરી શકાય. વળી ઉચ્ચતમ પ્રેમના અને શારીરિક

આનંદના–કામાનંદના ઉપર જણાવેલા વિરલ સાક્ષાત્કારના ભાગીદાર અસાધારણ યુગલને માટે 'સર્જન' અને 'પ્રજા'ની વ્યાખ્યા પણ ઘણી વિશાળ અને સામાન્ય માનવોમાં હોય છે તેના કરતાં ઘણી ઘણી જૂદી થાય એ સ્વાભાવિક નથી? અને તેથી જ સ્થૂલ શરીર વડે પ્રજોત્પાદન કરનાર દંપતી કરતાં એવું યુગલ કેટલું યે વધારે ચિરંજીવી, સંગીન અને મહાન સર્જન કરી શકે છે. જીવનના કોઈ પ્રદેશમાં અને વિશિષ્ટ સમાજમાં એવા અસાધારણ યુગલના આદર્શની પ્રતિમા-સમું કોઈ દિવ્ય સર્જન મૂર્તિમંત થાય છે. એ દિવ્ય આધ્યાત્મિક આદર્શની સિદ્ધિ માનવ જાતિમાં સ્થાપન કરી દિવ્ય ચૈતન્યની જીવંત અને જ્વલંત સર્જનલીલા જગતમાં પ્રગટાવે છે અને વિસ્તારે છે. એવું એ સર્જન સ્થૂલ પ્રજોત્પાદન કરતાં તો ક્યાંયે વધારે વાસ્તવિક અને કેટલું યે વધારે આનંદદાયી લાગે એમાં શું આશ્ચર્ય?

છેવટે એક ઉપયોગી સૂચના. સ્ત્રીપુરુષના પ્રેમમાં પરસ્પર પસંદગીની અગત્ય વિષે આગળ કહેવામાં આવ્યું છે. અહીં ઉમેરવાનું કે આપણા સમાજની હાલની પરિસ્થિતિમાં જીવનના સહચાર માટે લગ્નની પ્રથામાં રૂઢિનું જે દાસત્વ છે તેનો જેમ બને તેમ જલદી ઇન્કાર થવાની જરુર છે. માતાપિતા કે વડીલની અનુમતિને જે વધારે પડતું વજન અપાય છે તે ઘટવાની ઘણી જ જરુર છે. વળી પ્રેમનાં ઉચ્ચતર અને ઉત્તમ સ્વરૂપો સમજી શકાય તેટલા માટે લગ્નની ઉમ્મર વધારી જવાબદારી અને તેની ઉત્તમતા સમજવાની અને સમજાવવાની અગત્ય સ્પષ્ટ છે. અને એ પણ કહેવું જોઇએ કે પ્રાણની ચંચલ વૃત્તિ કે આસક્તિને લઈને ક્ષણભર ઉછળતા તરંગોમાં "પૂર્વજન્મના મેળ" અને "આત્મા–આત્માનાં મિલન"નો ભ્રમ સેવવો હાનિકારક છે. પાશવ પ્રકારના સંબંધથી ઉચ્ચ પ્રકારના સર્વે સંબંધોમાં પુરુષને અને સ્ત્રીને બન્નેને તપ કરવાની થોડી ઘણી અગત્ય પડે એમાં આશ્ચર્ય શું છે? અતુલ શ્રદ્ધાયુક્ત, અને અસત્ય મિથ્યાભાસોથી મુક્ત, નિમ્ન પ્રાણની પાશવ વાસના પ્રત્યે અસહિષ્ણુ અને સદા જાગ્રત દૃષ્ટિ રાખનાર દંપતી

જ પ્રેમનાં એ વિરલ ઊર્મિફૂટોનાં અધિકારી બની શકે. અને જીવનમાં ઉચ્ચ પ્રકારનો સહચાર સાધે એવી વ્યક્તિ મળ્યા પછી પણ દંપતીએ પ્રેમસહચારની ઉચ્ચ અને કષ્ટસાધ્ય કલા પ્રાપ્ત કરવી પડે છે અને એ કલામાં ભગવાનની પ્રેરણા, સહજ જ્ઞાનની સ્ફુરણા, શ્રદ્ધા અને અધમ તત્ત્વોને પારખી નાંખે એવી પવિત્રતા વગેરે તત્ત્વો ખાસ જરુરનાં છે. ખાસ ધ્યાનમાં રાખવું કે ઘડીઘડીમાં 'આત્મમિલનો' થઇ જતાં નથી, અને "રસજ્યોતનાં" દર્શન અને "પ્રભુતામાં પગલાં પાડવાં" વગેરે તો કઠિન તપસ્યાને અંતે બની આવે તો આવે. એટલે અધીરાઇ કે ઉતાવળથી પોતાની ક્ષણિક માન્યતા કે અંગત પસંદગી, કુળનો કે બીજા કોઇ બાહ્ય ગૌણ તત્ત્વનો મોહ, સ્વાર્થ, કામના વગેરેના પાસથી મુક્ત થયા પછી જ આવા સંબંધની વાસ્તવિકતાનો સ્વીકાર કરવો ઇષ્ટ છે. બાકી આપણા રૂઢિબદ્ધ સમાજમાં શમે તેવા પ્રયોગો અત્યારની અંધિયાર તમોગ્રસ્તતા કરતાં તો વધારે ઇષ્ટ અને આવકારપાત્ર ગણાય તેમ છે.

# તપ અને તપઃશક્તિ

"તપ એટલે શું?" એ નક્કી કરતાં પહેલાં તપ શું નથી તે નક્કી કરવું વધારે ઉપયોગી થઈ પડશે; કારણ કે આપણા લોકોમાં એને વિષે વિચિત્ર ખ્યાલો પ્રચલિત છે. સામાન્ય માન્યતા તો એવી છે કે "તપ કરવું એટલે શરીરને કષ્ટ આપવું." એ ગ્રામ્ય અને સ્થૂલ ખ્યાલ ઘણાના મનમાં ઘર કરી બેઠેલો હોય છે. મને લાગે છે કે એ પ્રમાણે થવાનું કારણ આપણાં પુરાણોમાં તપ કરવામાં સહાયક બાહ્ય સામગ્રીનું કવિત્વભર્યું વર્ણન કરવામાં આવ્યું છે તે હશે. "તપ કરવાને" તો "જંગલમાં" જ જવું જોઈએ. વળી "ઘરબારનો ત્યાગ કરીને તે અરણ્યમાં તપ કરવાને ચાલી નીકળ્યો; અમુક નદીને કિનારે યા તો અમુક પર્વત ઉપર જઈને કે કોઈ ગુફામાં જઈને તેણે ઘોર તપ આરંભ્યું"–એવાં એવાં વર્ણનો અનેક સ્થળે મળી આવે છે. એના વાચનથી કે શ્રવણથી "તપ કરવું" એટલે "શરીરને કષ્ટ આપવું, જાતનું દમન કરવું, સર્વ પ્રવૃત્તિને કચરી-કચડી નાખવી, પ્રકૃતિની સ્વાભાવિક ગણાતી માગણીઓ, ઇચ્છાઓ અને કામનાઓનો સદંતર ત્યાગ કરી તેમના ઉપર પત્થર જેવા વજ્રહૈયે પગ ઠોકીને તેમને નિર્મૂળ કરવા પ્રયત્ન કરવો"–એવો એવો કોઈક અસ્પષ્ટ ભાવ આપણા લોકોમાં ઘર કરી બેઠેલો

જણાય છે. એટલે સ્વાભાવિક રીતે જ તપ કરવાની ક્રિયામાં ઉપવાસ કરવા, નિદ્રાનો ત્યાગ કરવો, એક પગે ઉભા રહેવું, પંચાગ્નિમાં દેહને તપાવવી, શરીર ઉપર વસ્ત્ર ધારણ ન કરવાં, ઋતુઓના ફેરફાર પ્રત્યે અવિકારીપણે વર્તવું, ખીલાની પથારી પર સૂવું, જટા વધારવી વગેરેથી માંડીને લીમડાનો કટુ રસ પીવો, અને મત્સ્યેન્દ્રાસન વાળીને શરીરને અશક્ય, કુરૂપ, વિચિત્ર કઢંગી સ્થિતિમાં લાંબા સમય સુધી રાખી મૂકવાની ક્રિયા વગેરે સઘળું સામાન્ય રીતે "તપ"માં ગણાય છે.

આરંભમાં જ આપણે સ્વીકારવું જોઈએ કે ઉપર જણાવ્યું તેવું " શારીરિક તપ " ઉત્તમોત્તમ તપ નથી એટલું જ નહિ પરંતુ વાસ્તવિક તપમાં એનું સ્થાન કેવળ ગૌણ હોઈ તેના વિના પણ ઉત્તમોત્તમ તપ સભવી શકે છે. પેલો સર્વમાન્ય પ્રચલિત નિયમ સ્વીકારીએ, અને એ દૃષ્ટિએ જોતાં એકાંતવાળું, શાંત, નિર્જન અરણ્ય " તપોવન " થવાને અશાંત, વસ્તીવાળા શહેરના કરતાં વધારે લાયક છે એમ પણ સ્વીકારીએ, છતાં બાહ્ય સામગ્રી વાસ્તવિક તપને માટે અનિવાર્ય પરિસ્થિતિ નથી એ મૌલિક સિદ્ધાંતને લેશ પણ બાધ આવતો નથી. આજે આપણે જેટલી સહેલાઈથી શહેરોમાં જઈ આવીએ છીએ તેટલી જ સહેલાઈથી લોકો પ્રાચીન સમયમાં જંગલમાં જઈ આવતા હશે. પરંતુ તેથી કાંઈ શહેરમાં કે ઘરમાં રહી તપ ન જ થઈ શકે એમ સિદ્ધ થઈ શકતું નથી. તપની ક્રિયાનો સબંધ મુખ્યત્વે કરીને માનવના અંતઃકરણ જોડે, તેના સૂક્ષ્મ દેહ જોડે છે–નિદાન હોવો જોઈએ. એ દૃષ્ટિબિંદુથી જોતાં શરીર સમગ્ર માનવ નથી, શરીર તો માનવનું એક કરણમાત્ર છે–અને તે પણ સ્થૂલ, જો કે ઘણું જ ઉપયોગી. પરંતુ ખરેખરો માનવ તો અંતરમાં રહેલો છે. એટલે તપ કરવાને સૂક્ષ્મ ક્રિયામાં સ્થૂલ શરીરની કે શારીરિક ક્રિયાઓની ગમે તેટલી આડકતરી અસર થતી હોય તો પણ આપણે તેમને ગૌણ જ ગણી શકીએ. મુખ્ય બાબત છે તે અંતઃકરણની છે; અને તપ કરવાની ક્રિયાને તેની સાથે વધારે સીધો સંબંધ હોવો જોઈએ.

તપ કરવું એટલે ઉષ્મા ભેગી કરવી. તપવું, ગરમી એકઠી કરવી. ઉષ્મા શક્તિનું એક સ્વરૂપ છે. તપ કરવું એટલે શક્તિ એકત્ર —એકાગ્ર કરવી. અને એ શક્તિ એટલે ચૈતન્યની શક્તિ—કેવળ શરીરની નહિ. તપ કરવું એટલે ચૈતન્યની શક્તિ—ઉષ્મા ભેગી કરવી. તપઃશક્તિ ચૈતન્યની અંદર રહેલી તેની પોતાની જ શક્તિ છે. તેને ચિત્શક્તિ પણ કહેવામાં આવે છે. તપ વડે જે શક્તિનો સંચય થાય છે તે શૂન્યમાંથી ઉત્પન્ન થતો નથી, તે અસત્માંથી પ્રગટ થતો નથી; તપ વડે પ્રગટતી શક્તિ ચૈતન્યમાં અપ્રકટ રૂપે હાજર હોય છે. તપ વડે તે વ્યક્ત થાય છે—પ્રગટ થાય છે. નિષ્ક્રિય અવસ્થામાંથી સક્રિય બને છે. વળી તપનું લક્ષણ શક્તિ છે એ ખરુ, પરંતુ તે " વ્યવસ્થિત શક્તિ " છે. તપ શક્તિ વિશ્વની આદિ શક્તિ છે. તે ઉત્પાદક—સર્જક શક્તિ છે. અને વ્યવસ્થિત ક્રિયાશક્તિ વિના સૃજન સંભવતું નથી. પ્રત્યેક સૃજનના કાર્ય માટે તપ અનિવાર્ય છે. આપણી આખી વિશ્વરચનાનું એક મૌલિક તત્ત્વ " તપ " છે.

પક્ષીઓ ઈંડાં મૂકે છે અને તેમને સેવે છે એ સર્વવિદિત હકીકત જોડે તપની ક્રિયાને સરખાવી શકાય. તત્ત્વચિંતકના મનોગર્ભમાં નવીન સૃજનનો પ્રથમ તો વિચારાંકુર માત્ર હાજર હોય છે—ઈંડામાં રહેલા પક્ષીની પેઠે. પરંતુ તે તો કેવળ અંકુર જ હોય છે કાલના કોઈ અનિર્દિષ્ટ પ્રદેશમાં તેનું સૃજન નિર્માણ થઈ ચૂક્યું હોય છે ખરુ, પરંતુ વર્તમાનને માટે તો તે કેવળ એક શકયતા જ હોય છે. હવે ભાવિમાં નિર્માણ થનાર તે સૃજનના આદિકારણરૂપ એ વિચારબીજને સક્રિય કરવા માટે તેમા જીવનનું સિંચન કરવું પડે છે—તેમાં પ્રાણની પ્રતિષ્ઠા કરવી પડે છે. બીજભૂત વિચાર તો પ્રત્યેક વિચાર પેઠે નિષ્ક્રિય હોઈ સ્વજીવનમાં જ મગ્ન હોય છે. વ્યવહારમા આવિર્ભાવ પામવાનું પરિપૂર્ણ સામર્થ્ય પ્રથમથી તેનામાં હોતું નથી. ઈંડાંને જેમ માદા સેવે છે તેમ કોઈ માનવે એવા વિચારના અંડનું સેવન કરવું પડે છે. તેના જીવનમાંથી વિચારમાં પ્રાણનો સંચાર થાય છે—તેની

ઉષ્મા વધતી જાય છે–તેમાં તપ ભેગું થાય છે! જ્યારે એ પ્રમાણે થાય ત્યારે જ વ્યવહારમાં તે સર્જન પામી શકે છે. જે માનવ એવા વિચારના અંડનું સેવન કરી પોતાના જીવનમાં અંડસ્ફોટ કરે છે તે એવા વિચારને વ્યવહારની પ્રત્યક્ષ ભૂમિકા ઉપર લાવી શકે છે. વિચારના બીજની ધારણા અને તેની સિદ્ધિના સંકલ્પનું સતત–અવિરત–અસ્ખલિત સેવન અને પોષણ–તેને આપણે "માનસિક તપ"ની સંજ્ઞા આપી શકીએ.

જીવનમાં જે જે વિચારો સક્રિય બન્યા છે તેમની પાછળ કોઈ વ્યક્તિનું કે વ્યક્તિઓનું તપ હોય છે. તે જ તેને સક્રિય બનાવે છે. અર્થાત્ કોઈ પણ અપ્રગટ–અશરીરી વિચારને જીવનમાં પ્રત્યક્ષ કરવા માટે વ્યક્તિએ તેને–માતા ગર્ભને ધારણ કરે છે તેમ–ધારણ કરીને પોતાના જીવનમાંથી–પ્રાણમાંથી તેને પ્રાણ આપવો પડે છે. ઘણી વાર વિચારનો સ્વીકાર કરનાર જનસમૂહોમાંથી પણ તેના પ્રાણનો પ્રચંડ સંચય થાય છે. મહાન વિચારોની અમરતા અને માનવ જાતિના મનના ઉપર તેમનું જે સતત દબાણ થયા કરે છે તે એવા કોઈ અનંત પ્રાણના સંચયને લીધે જ. એવી શક્તિ એકત્ર કરવી એટલે "તપ કરવું."

ઉપર જે વિચાર દર્શાવાયા છે તે તાર્કિક નથી, પરંતુ પ્રતિદિન પ્રત્યક્ષ પ્રમાણ છે. જીવનમાં તેની સાબીતીઓ આપણને મળે છે જે માણસ જેવા વિચારોનું સેવન કરતો હોય તેવા વિચારોનાં આંદોલનો સ્વાભાવિક રીતે જ તેની આજુબાજુના વાતાવરણમાં પ્રસરતાં જણાશે. તેવાના સમાગમમાં આવવાથી બીજા માણસોમા અનુકૂળ વિચારો વધારે દૃઢ અને પ્રતિકૂળ વિચારો નબળા થાય છે. જે પુરુષો કોઈ મહાન આદર્શની પ્રત્યક્ષ મૂર્તિ સમા હોય છે તેમના સંપર્કથી આજુ-બાજુના માણસોમાં આશ્ચર્યકારક માનસિક પરિવર્તનો ઘણા જ ટૂંકા સમયમાં થઈ ગયાનાં ઘણાં ઉદાહરણો મળી આવે છે અને આજે પણ સહેલાઈથી જોઈ શકાય એમ છે. એ પ્રભાવ પણ તપઃશક્તિનો

જ છે વળી વધારે આશ્ચર્ય પમાડે એવી બીના તો એ છે કે ઘણી વાર એવી વ્યક્તિઓ મૌન વડે પોતાના આદર્શોનો કે વિચારનો જેવો સચોટ પ્રચાર કરી શકે છે તેવો એ વિષય ઉપર લાંબાં ભાષણો આપનાર વ્યક્તિ કેટલીક વાર કરી શકતી નથી. એનું કારણ મુખ્યત્વે કરીને તપઃશક્તિનો ભેદ હોય છે.

કોઈ પણ કાર્યમાં ફત્તેહ મેળવનારને તપઃશક્તિની જરુર પડે છે જ. પરંતુ સામાન્ય જીવનમાં આપણે તેને "તપ" કહેતા નથી. ધાર્મિક અને આધ્યાત્મિક જીવનનો "તપ" સાથે વધારે સીધો સંબંધ છે. ઉપનિષદ્‌નું **तपसा ब्रह्म विजिज्ञासस्व ।** ("તપ વડે બ્રહ્મ જાણ") એ સૂત્ર બ્રહ્મપ્રાપ્તિના ઉપાય તરીકે તપની .આવશ્યક્તા દેખાડી આપે છે.

ભગવાનની પ્રાપ્તિ કરવા માટે તપ અનિવાર્ય ગણાય છે તેનું કારણ સમજવુ અઘરું નથી. માનવ ચૈતન્યની સામાન્ય અવસ્થા એટલે વિધવિધ વિચારપરંપરાઓમાં, વિકારી ભાવતરંગોમાં અને ક્ષણિક છતાં તુમુલ કામનાઓના આવેશોમાં તથા સ્થૂલ શરીરની યાંત્રિક જરુરિઆતો પૂરી પાડવામાં વહેંચાઈ ગએલું, અનેક–અનંત શાખાઓમાં વિખરાઈ ગએલું ચૈતન્ય. સામાન્ય રીતે બાહ્ય ક્રિયાઓમાં અને પદાર્થોના સંસ્કારો ઇંદ્રિયો વડે સ્વીકારવામાં તે પોતાની શક્તિનો ખર્ચ કરી રહેલુ છે, કામનાઓની લાલચને વશ થઈને તેમને સંતોષવામાં પોતાનો વ્યય કરતું હોય છે ટુંકામાં સામાન્ય માનવ ચૈતન્ય બહિર્મુખ હોય છે. ભાગ્યે જ તેની આત્મદૃષ્ટિ જાગૃત થએલી હોય છે.

હવે આધ્યાત્મિક દૃષ્ટિએ તપ કરવું એટલે એ વિભક્ત, વિખરાયલી ચૈતન્યની અવસ્થાને સમેટી લેવી. ચૈતન્યની બહિર્મુખ ક્રિયાઓને એકત્રિત–કેન્દ્રસ્થ કરી એક બિંદુ ઉપર તેમને એકાગ્ર કરવી. પછી તે બિંદુ ગમે તે હોય. એક જ હેતુ પ્રાપ્ત કરવા ઉપર ચૈતન્યની સર્વ શક્તિઓને સ્થિરતાથી અને જરા પણ હાલે ચાલે નહિ એવી રીતે લગાડવી એનું નામ તપ કરવું. ભગવાનની પ્રાપ્તિ ચૈતન્યના વિકાસને

પરિણામે જ કરી શકાય છે. જેમ જેમ માનવ ચૈતન્ય તેનામાં અપ્રગટ અને શકયતારૂપે રહેલી શક્તિઓનો સાક્ષાત્કાર કરતું જાય છે—તેમને પ્રગટ કરતું જાય છે અને શકયતાને હકીકતના રૂપમાં ફેરવી નાખતું જાય છે તેમ તેમ તે વિકાસ પામતું જાય છે.

અહી ખાસ ધ્યાનમાં રાખવું જરુરતું છે કે બુદ્ધિ વડે મેળવવામાં આવતા માનસિક જ્ઞાન વડે ચૈતન્યનો જે વિકાસ થાય છે તે અપૂર્ણ જ હોઈ શકે. ખરું જોતાં એ તો ચૈતન્યના વિકાસની શરુઆત જ ગણી શકાય. જ્યારે બુદ્ધિએ પ્રાપ્ત કરેલા જ્ઞાનની સીમાથી બુદ્ધિ પર થાય અને એવું બુદ્ધિથી પર રહેલું સત્ય મેળવવા માટે માનવ ચૈતન્યમાં અભીપ્સા જાગે ત્યારે ચૈતન્યના વાસ્તવિક વિકાસની શરુઆત થઈ ગણાય. (આધ્યાત્મિક દૃષ્ટિએ) કેવળ માનસિક આદર્શોનો સ્વીકાર કરવાથી કાંઈ ચૈતન્યનો વિકાસ થઈ જતો નથી. એ તો ફક્ત તેની શરુઆત જ ગણાય. એવા આદર્શને જીવનમાં વ્યવહારનુ સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવા જતાં ચૈતન્યના વિકાસની વાસ્તવિક શરુઆત થાય છે.

હવે તપ કેવી રીતે કરવું ? એ પ્રશ્ન તપાસીએ. તપ:શક્તિ ભેગી કરવા માટે આપણા દેશમાં "ધ્યાન"ની ક્રિયા સર્વવિદિત છે. ધ્યાન એટલે અંતઃકરણની સર્વ શક્તિઓને—નિદાન મનને—કોઈ એક હેતુ ઉપર કે કોઈ પદાર્થના કે વિચારના સત્ય ઉપર એકાગ્ર કરવાની ક્રિયા. ઘણું ખરું એની શરુઆત બુદ્ધિથી કરવામાં આવે છે પરતુ તેની પરાકાષ્ઠા તો જ્યારે તે સમગ્ર અંતઃકરણમાં પોતાનો કાબુ જમાવે ત્યારે જ થઈ ગણાય. હવે બુદ્ધિ વડે થતી અને ધ્યાનની ક્રિયામાં થતી જ્ઞાનપ્રાપ્તિમા ભેદ રહેલો છે તે આપણે તપાસીએ. કોઇ પણ પદાર્થનું જ્ઞાન મેળવવા માટે બુદ્ધિ પ્રથમ તો તે પદાર્થના ઈંદ્રિયો પર પડતા સંસ્કારો ઉપર આધાર રાખી પ્રાથમિક હકીકત ભેગી કરે છે. ત્યાર પછી તેના ગુણોનું, તેના વિકારોનું વગેરેનું અવલોકન કરે છે, અન્ય સમાન પદાર્થો સાથે તેની તુલના કરવામાં આવે છે અને અસમાન પદાર્થો વચ્ચે ભેદ નોંધવામાં આવે છે. ત્યાર પછી એવા એવા અને

બીજા પદાર્થોના ગુણોની યાદી તેમાં ઉમેરાય છે. છેવટે વિશિષ્ટ હકીકતોને ભેગી મૂકી સામાન્ય નિયમ તારવી કાઢવાની બુદ્ધિની તર્કશક્તિને પરિણામે સર્વ પદાર્થોને લાગુ પડે એવો કોઈ સામાન્ય નિયમ શોધી કઢાય છે. ત્યાર પછી નવો પદાર્થ નજરે ચઢતાં પોતે દોરેલો સામાન્ય નિયમ તેને લાગુ કરીને બુદ્ધિ તેના વિષે જ્ઞાન મેળવે છે. આ બુદ્ધિની પદ્ધતિ થઈ.

ખરું જોતાં એ રીતે મેળવેલું જ્ઞાન વાસ્તવિક સત્યની પ્રાપ્તિ ગણી શકાય નહિ. એનો પૂરાવો આપણે પ્રતિક્ષણ જીવનમાં જોઈએ છીએ બુદ્ધિના નિર્ણયો અપૂર્ણ અને કામચલાઉ જ હોય છે. એટલે બુદ્ધિ આપણને કેવળ સંભાવ્યતા જ બતાવી શકે છે, વાસ્તવિક સત્ય નહિ જ.

પરંતુ ધ્યાનની ક્રિયા વડે જ્ઞાન મેળવવાનો જે પ્રકાર છે તે જૂદી રીતે કાર્ય કરે છે. અલબત્ત, ધ્યાનમાં કાંઈ એક જ પદ્ધતિ નથી હોતી. ધ્યાન વડે જ્ઞાનપ્રાપ્તિ કરવાની એક પદ્ધતિ એવી છે કે જે પદાર્થનું, જે વિચારનું, જે વ્યક્તિનું કે પ્રશ્નનું કે તત્ત્વનું—ગમે તેનું જ્ઞાન મેળવવું હોય તેના ઉપર સમગ્ર અંતઃકરણને નિઃસ્પંદ કરીને એકાગ્ર કરવું: એ પ્રમાણે આંતર ચૈતન્યમાં તેની ધારણા કરવાથી તેનું વાસ્તવિક સ્વરૂપ, તેનું આંતર સત્ય ધ્યાન કરનારના અંતરમાં પ્રત્યક્ષ થાય છે. મુખ્યત્વે કરીને એ જ્ઞાન મૌલિક તત્ત્વનુ હોય છે. તર્કની ડગલે ડગલે આગળ વધતી પદ્ધતિ વડે નહિ, પરંતુ વસ્તુના મૌલિક સમગ્ર સંપૂર્ણ સાક્ષાત્કાર વડે તે જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેની સાબીતી અનુભૂતિની જોડે આપોઆપ જ હોય છે. એટલે કે બહારના કોઈ પુરાવાની તેને અપેક્ષા હોતી નથી. વળી એ જ્ઞાન કેવળ મૌલિક સ્વરૂપનું જ હોય અને વસ્તુના બાહ્ય સ્વરૂપનું ન હોય એવો પણ નિયમ નથી. કેટલીક વાર ધ્યાનની પદ્ધતિ વડે પદાર્થના બાહ્ય સ્વરૂપનુ જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. પરંતુ તે પ્રાથમિક સત્ય તરીકે નહિ; કેવળ તેના આંતર સત્યના સ્વાભાવિક પરિણામ તરીકે જ તે

દેખાય છે. ઉદાહરણ તરીકે–ધારો કે એક માણસ વિષે તમારે જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો બુદ્ધિની તથા ધ્યાનની પદ્ધતિ તદ્દન જૂદી જ હોવાની. બુદ્ધિ પ્રથમ તો તે માણસના બાહ્ય સ્વરૂપનું અવલોકન કરશે. ત્યાર પછી વિચાર તથા આચાર બન્નેની ગણત્રી અને તુલના કરી " આ માણસ આવો હોવો જોઇએ " એવા નિર્ણય ઉપર આવે છે. પછીથી તેનું વર્તન તપાસી પોતાના નિર્ણયની સચ્ચાઇની પરીક્ષા કરે છે

હવે ધ્યાનની પદ્ધતિમાં સૌથી પ્રથમ તો તમે એ માણસનું જે સત્ય છે તેના ઉપર ચૈતન્યની સર્વ શક્તિઓને એકાગ્ર કરો એટલે તેનું સ્વરૂપ તમારા ચૈતન્યમાં તમારા પોતાના ભાગ તરીકે ઉદય પામે અને તમે તમારી જાત તરીકે તેનો સાક્ષાત્કાર કરો. આટલેથી તમે તે માણસને જાણો છો. હવે તેનું બાહ્ય સ્વરૂપ, વર્તન વગેરે વિગતો પણ તમને માલુમ પડે એ પણ તદ્દન સંભવિત છે. પરંતુ એ કાંઈ તેનું સત્ય જાણવા માટે અનિવાર્ય હોતું નથી. જે આંતર સત્ય–જે મૌલિક સત્ય તમે ચૈતન્યદ્વારા પ્રાપ્ત કર્યું છે તેના કુદરતી પરિણામ-રૂપે જ તમને તેનું સ્વરૂપ, તેનું વર્તન વગેરે દેખાશે પાતંજલ યોગમાં એ ક્રિયાને " સંયમ " કહેવામાં આવે છે. કોઈ પદાર્થનું કે વ્યક્તિનું આંતર સ્વરૂપ યાને સત્ય પોતાના અંતરાત્મામાં વિલીન–મગ્ન થઈ જાણવું તે વાસ્તવિક જ્ઞાન ગણાય છે.

ઉપર જણાવી તે સંયમની પદ્ધતિ સિવાય બીજી રીતે પણ પદાર્થના સત્યનું જ્ઞાન મેળવી શકાય છે. તેમાં પણ કાંઇક ને કાંઇક અંશે તપઃશક્તિ આવશ્યક છે. સ્મૃતિજન્ય જ્ઞાન પણ એમાંનો એક પ્રકાર છે બુદ્ધિની ભૂમિકાથી ઉપર જ્ઞાનપ્રાપ્તિની જે ભૂમિકા છે તેની સાહજિક ક્રિયાને "સ્મૃતિ"–Intuition કહી શકાય. એ જ્ઞાનશક્તિ બુદ્ધિની માનસિક ક્રિયાને શાંત કરી દેવાની તપસ્યા કરવાથી ઘણી વાર આપોઆપ સક્રિય થાય છે અને બુદ્ધિની ઉપરની ભૂમિકામાંથી નીચે ઉતરવા માંડે છે. તેમાં પણ ડગલે ડગલે તર્કની શ્રેણિબદ્ધ

પદ્ધતિ વડે જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવતું નથી, પરંતુ સ્વયંભૂ જ્ઞાનમાંથી મનની-બુદ્ધિની ભૂમિકા ઉપર ચમકારાઓ થાય છે. જો બુદ્ધિ કેવળ તટસ્થ અને શાંત રહી શકે તો સ્મૃતિની એ ક્રિયાને સતત જાગ્રત રાખી શકાય. બુદ્ધિ જ્ઞાતા અને જ્ઞેયનો ભેદ પાડીને જ જ્ઞાન મેળવે છે; જ્યારે સ્મૃતિ એ બન્નેના અદ્વૈતના પાયા ઉપર કાર્ય કરે છે. એ શકિતને "સ્મૃતિ" કહેવાનું કારણ એ છે કે ચૈતન્યના ઉચ્ચ સ્તરો-માંથી જાણે એક વાર ભૂલાઈ ગયેલી સ્વયંભૂ આત્માની સ્મૃતિ જાગ્રત થઈ તેના ભંડારમાંથી એ જ્ઞાન આવતું ન હોય એવું આપણને લાગે છે. આપણને લાગે છે કે જે વસ્તુનુ આપણે જ્ઞાન મેળવવા માગીએ છીએ તેનું સમગ્ર જ્ઞાન-અંતઃસ્ફુરણા વડે મળતું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મનને તદ્દન નિઃસ્પંદ કરવાની કઠિન તપસ્યા કરવી પડે છે, યા તો મનથી ઉપર રહેલી શકિતનું આહ્વાન કરી તેની ક્રિયા શરુ થાય તેટલા માટે દઢ અભીપ્સા અંતરમાં સતત જાગ્રત રાખવાની તપસ્યા કરવી પડે છે.

હવે આગળ જઈને પ્રશ્ન કરીએ કે એ પ્રમાણે બુદ્ધિની ક્રિયા વિના જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે આવે છે કયાંથી ? પ્રથમ ઉત્તર તો એ છે કે કોઈ પણ પ્રકારનું જ્ઞાન અભાવાત્મક અસત્‌માંથી યાને શૂન્ય-માંથી એકાએક ઉત્પન્ન થઇ જતું નથી. જ્ઞાન સ્વયંભૂ હોય છે. બુદ્ધિથી સ્વતંત્ર રીતે તે ઊર્ધ્વ ચૈતન્યમાં કે અવચેતનામાં હાજર હોય છે. જ્યારે ચૈતન્યમાં ડૂબકી મારવામાં આવે છે, ત્યારે તેનુ અસ્તિત્વ આપણને જણાય છે. તપ વડે તે સ્વયભૂ સત્ય પ્રગટ થાય છે; તેની વહેંચાઇ ગયેલી શકિતઓ એકત્ર થઈ વ્યવસ્થિત રૂપમાં અને સચોટ શકિતના પ્રયોગરૂપે વ્યકત થાય છે. એટલે કે, પદાર્થનું સમગ્ર જ્ઞાન પહેલેથી જ અનંત-વિરાટ્ ચતન્યમ હાજર હોય છે, અને માનવ ચૈતન્યની સામાન્ય અવસ્થામાં તે અવ્યકત હોઈ તપ વડે તે વ્યકત થાય છે.

આગળ આપણે તપના જ્ઞાનસ્વરૂપ વિષે વિચાર કર્યો. પરંતુ

જ્ઞાન એ જેમ તપની એક અગત્યની ક્રિયા છે તેમ "શક્તિ" એ પણ તપની સાહજિક ક્રિયા છે. બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ વગેરે યમનિયમ—આદિના સ્થૂલ અને સૂક્ષ્મ પાલનથી માનવમાં શક્તિનો–સામર્થ્યનો સંચય થાય છે. એ પ્રકારના તપથી જ્ઞાન નથી મળતું એમ નહિ, પરંતુ તેમાં શક્ત પ્રધાન હોઈ જ્ઞાનની બાજુ ગૌણ હોય છે. અસરકારક અને સફળ ક્રિયાશક્તિ પ્રાપ્ત કરવા માટે એવું તપ આવશ્યક છે. એ તપનું આચરણ કરનારાઓ પોતાની શક્તિને પ્રભાવે ભલું યા તો બુરું કરી શકે છે. કોઈ પણ કલ્યાણકારી પ્રવૃત્તિમાં પોતાની તપઃશક્તિનો ઉપયોગ કરી શકે છે યા તો જ્ઞાન અને શક્તિના અજ્ઞાત પ્રદેશોમાં વિચરી માનવે નહિ પ્રાપ્ત કરેલ કોઈ દિવ્ય સિદ્ધિ–પૂર્ણતા પ્રત્યે ગતિ કરી શકે છે અને એ રીતે માનવજાતિના વિકાસમાં એક ડગલું આગળ ભરી શકે છે. વીજળીની શક્તિનું કાર્યમાં રૂપાંતર કરી શકાય છે; વરાળ વડે યંત્રો ચલાવી શકાય છે. અર્થાત્ તેની ઉષ્માનું ક્રિયામાં રૂપાંતર થઈ શકે છે તે જ પ્રમાણે તપ વડે ચૈતન્યની ભેગી થયેલી શક્તિનું પણ વિધવિધ પ્રકારની ક્રિયાઓમા રૂપાંતર થઈ શકે છે.

જ્ઞાન અને શક્તિના આવિર્ભાવ માટે જેમ તપ કરવું આવશ્યક છે તેમ સૌંદર્યના આવિર્ભાવ માટે – રસ, કલા, કવિતા વગેરેના સૃજન માટે પણ તપઃશક્તિની જરુર સહેલાઈથી ન સમજાય એ બનવા જોગ છે. સાહિત્ય અને સૃજનનાં અન્ય રસક્ષેત્રોનો તપ જોડે સંબધ ભાગ્યે જ સંભવ એવો પણ ખ્યાલ લોકોમાં પ્રચલિત છે. તપ કરવું એટલ જીવનનાં રસપ્રધાન ક્ષેત્રોનો ખાસ કરીને – અને બીજાં ક્ષેત્રોનો સામાન્ય રીતે – ત્યાગ કરવો એવી માન્યતા પણ છે. તપ કરવું અને સૃજન–નિર્માણ કરવું એ બંને પરસ્પર વિરોધી ક્રિયાઓ ગણાય છે.' સૃજનમાં, કોણ જાણે શાથી, કેટલાક લોકો અજ્ઞાનનું આરોપણ કરતા જણાય છે. તપ કરવામાં સૃજનના નિર્માણનો અસ્વીકાર મનાતો હોય એમ લાગે છે. પરંતુ એ વિચાર

સાચો નથી. એટલું જ નહિ પરંતુ ઉપનિષદ્‌માં જણાવ્યા પ્રમાણે તો વિશ્વ સમસ્તની ઉત્પત્તિ–સૃષ્ટિની ઉત્પત્તિ તપને આભારી છે! તે વિચાર પ્રમાણે વિશ્વનું આદિ કારણ તપ છે. કહ્યું છે, **स तपोऽतप्यत ।**–"ભગવાને તપ કર્યું." **स तपस्तप्त्वा इदं सर्वं असृजत ।**–'તેણે તપ કરીને આ સઘળું ઉત્પન્ન કર્યું" (પ્રશ્નોપનિષદ્).

વળી ભૃગુ વારુણિ જ્યારે પોતાના પિતા પાસે બ્રહ્મજિજ્ઞાસાથી ગયો ત્યારે વરુણે તેને કહ્યું, "**तपसा ब्रह्म विजिज्ञासस्व ।** હે વત્સ, તપ વડે તું બ્રહ્મને જાણ. કારણ કે–**तपो ब्रह्म**–તપ એ જ બ્રહ્મ છે."

બીજા એક ઉપનિષદ્‌માં વિશ્વની ઉત્પત્તિ સંબંધી જણાવ્યુ છે–**सोऽकामयत । बहु स्यां प्रजायेयेति ।** "તેણે તપઃશક્તિનો પ્રયોગ કર્યો." "મારે બહુ થવું છે;" અને "બહુ થવા" માટે **स तपोऽतप्यत**–"તેણે તપ કર્યું." અને "તપ કરીને તેણે આ સઘળું ઉત્પન્ન કર્યું"

એટલે જ્ઞાન અને શક્તિ–સત્ અને ચિત્ એ બે જેમ પરમાત્માના સ્વરૂપનાં આદિ કારણ છે તેવી જ રીતે આનંદશક્તિ જેનું પરિણામ સૃજન છે તે પણ તેની જ એક શકિત છે. વિશ્વની ઉત્પત્તિ બ્રહ્મના અનંત ચૈતન્યમાં રહેલી જ્ઞાનવિજ્ઞાનપૂર્ણ, સત્યસંકલ્પ અને સત્–ચૈતન્યથી પૂર્ણ, ઋતથી યુકત અને અનંત આનંદથી ઉલ્લસિત તપઃશક્તિને આભારી છે. આદ્ય શક્તિની પૂજા જેમાં પ્રધાન છે એવો પ્રગલ્ભ તંત્રમાર્ગ આપણા દેશમાં પ્રચાર પામ્યો તે પણ બ્રહ્મની તપઃશક્તિની ભક્તિપૂર્વક સાધનાનું પરિણામ છે.

વિશ્વસૃજનમાં જેમ અનંત બ્રહ્મની તપઃશક્તિ આદિ કારણ છે તેવી જ રીતે માનવ જાતિ જે સૃજન કરે છે તેમાં પણ તપઃશક્તિ હોય છે – અનિવાર્ય છે.

તત્ત્વજ્ઞાની જે તત્ત્વદર્શન કરે છે તેમાં વિશ્વના કૂટ અને અજ્ઞેય પ્રશ્નની વાડને વટાવી મન અને બુદ્ધિથી પર આવી રહેલા કોઈ

મહાન સત્યની ઝાંખી થાય છે. પરંતુ તેમ થવા માટે જ્ઞાનપ્રાપ્તિની અકુંઠિત, અવિચલિત જિજ્ઞાસાની શિખા તેની બુદ્ધિમાં સતત જાગ્રત હોવી જોઈએ એવી જિજ્ઞાસાની શિખાને પરિણામે તપઃશક્તિ ભેગી થયા વિના રહેતી નથી. અર્થાત્ તત્ત્વદર્શન આપોઆપ વગર પ્રયત્ને બુદ્ધિમાં આવી પડતું નથી. તેને માટે બુદ્ધિની તપઃશક્તિ એકાગ્ર થવાની જરુર પડે છે. અને જ્યારે એ પ્રમાણે થાય છે ત્યારે બુદ્ધિ અને સત્ય વચ્ચે રહેલું પડ તૂટે છે.

સાહિત્યનાં રસપ્રધાન સૃજનોમાં પણ એક પ્રકારની તપઃશક્તિની આવશ્યકતા છે. એવી તપઃશક્તિ સાહિત્યકારમાં જાગ્રત ન હોય તો ભાગ્યે જ ઉચ્ચ પ્રકારનું કે ચિરંજીવી સ્વરૂપનિર્માણ તે કરી શકે છે. "સરસ્વતીની ઉપાસના" એવું જે વાક્ય પ્રાચીન સાહિત્યકારો વાપરતા તેમાં એ તપશકિતનું સૂચન છે. સર્જકના અંતરની સર્વે શક્તિઓ જ્યારે સૃજનના કાર્યમાં તલ્લીન થઈ જાય – અર્થાત્ સર્જકપણું અને સૃજનનો ભેદ ભૂલી જઈ એક પ્રકારની સમાધિમાં જ્યારે સાહિત્યકારનું ચૈતન્ય લીન થયેલું હોય છે ત્યારે ઉત્તમોત્તમ સૃજનના નિયમોનું આપોઆપ પાલન થઈને તેના દ્વારા માનવ જાતિની ચિરંજીવ કૃતિ પ્રાપ્ત થાય છે.

દાખલા તરીકે કવિતા લઈએ. ઉત્તમોત્તમ કાવ્યનિર્માણ માટે આર્ષ દૃષ્ટિ જરુરની છે. પરંતુ એટલું ઉડ્ડયન સામાન્ય કવિઓને માટે શક્ય હોતુ નથી. છતાં પ્રત્યેક સાચો કવિ પોતાના આંતર ચૈતન્યના ગહન ઉડાણમાં કે વિરાટ્ ચૈતન્યના ગગનચુંબી શિખરો પર યા તો જીવનના ગતિમાન, ચંચળ તરંગોની લીલામાં તલ્લીન થઈને એક પ્રકારની તાત્કાલિક સમાધિ અનુભવે છે. અને તે સમયે સનાતન અનંતના કોઈ સૌંદર્યભર્યા છંદનુ ડોલન શ્રવણ કરે છે. એવી સમાધિ એજ તેની તપઃશક્તિ એ રસલીનતામાં આનંદની રસસૃષ્ટિનો આત્મા રહેલો છે. અને તેમાંથી જ તેના સ્વરૂપનું પણ નિર્માણ થાય છે. જે પ્રમાણમાં તે અમૂલ્ય ક્ષણનું દર્શન અને તેમાં લય ઉચ્ચ અને ઉદાત્ત,

વિસ્તૃત અને ભવ્ય, અને સાથી વધારે અગત્યનું તો – જેટલા પ્રમાણમાં તે સુંદર તેટલા પ્રમાણમાં તે સૃજનમાં પ્રાણની પ્રતિષ્ઠા પણ સુદૃઢ અને ચિરસ્થાયી, મોહક અને મોદક, શ્રેયસ્કરી અને પ્રેયસી નીવડવાની. સાહિત્યસૃજનનો આત્મા આનંદનું પ્રાચુર્ય છે–તેને રસસમાધિની એકતાનતા અને નિરપેક્ષતા કહો. અને તે આત્માના સ્વરૂપની ચિરંજીવિતા સૌંદર્યને આધીન છે. એ શક્તિ કવિના ક્ષર સ્વરૂપથી કેટલીક વાર તદ્દન ભિન્ન હોય છે તેથી જ કરીને કોઈ વાર ગ્રામ્ય અને અસંસ્કૃત દેખાતા બાહ્ય કવિજીવનમાં પણ એ શક્તિ ઊંડાણમાં હોય છે. તો તે ઉચ્ચ પ્રકારનું સૃજન આપી શકે છે. એ શક્તિ કીમિયાના જેવી યા તો પારસમણિના જેવી હોય છે. કાલની વિકારી અને ક્ષણભંગુર ગતિમાં થયલા કોઈ સામાન્યમાં સામાન્ય આંતર વ્યાપારને કોઈક વાર એ શક્તિ એવું તો સુંદર, મોહક અને તેથી ચિરંજીવ સ્વરૂપ આપી શકે છે કે તે જોઈને તપઃશક્તિનો પ્રભાવ આપણને આશ્ચર્ય પમાડ્યા વિના રહેતો નથી. આંતર સમાધિની એ વિરલ ક્ષણે કવિનો અંતરાત્મા – તેનામાં રહેલો સ્રષ્ટા સામાન્ય ચૈતન્યની છીછરી સપાટીની તળે રહેલા ગભીર ઊંડાણમાંથી આવતો કોઈ મર્મસ્પર્શી છંદ સાંભળે છે અને ઉચ્ચમાં ઉચ્ચ સૃજનની ઉત્તમોત્તમ ક્ષણ હોય છે ત્યારે તો સૃજનનું આખુંય સ્વરૂપ – વસ્તુ, છંદ, ડોલન અને શબ્દ સુદ્ધાં – અનંત ચૈતન્યના મૂક (શાંત) વિસ્તારમાથી કલાવિધાયકના ચૈતન્યમાં સ્પંદિત થાય છે અને સર્જકના ચૈતન્યમાં તે સમયે જાગેલો રસ અદ્વૈતને પામે છે. પરિણામે સહાનુભૂતિમૂલક અનુસ્પંદન જાગી ઊઠે છે અને જગતને કોઈ અદ્ભુત કલાસૃજનનાં દર્શન થાય છે.

કવિતા સિવાય બીજી કલાઓનું પણ એ જ પ્રમાણે હોય છે. ચિત્ર અને સંગીતમાં પણ તપઃશક્તિ સૃજનની ક્રિયા કરે છે. દિવસોના દિવસો સુધી સર્જકના અંતરમાં પ્રેરણાની શિખા પ્રજ્વલિત થતી નથી કોઈ સ્વર્ગીય છંદનું અવતરણ કે કોઈ દૈવી રૂપના દર્શન

થતાં નથી. વિધાયકની સમગ્ર બાહ્ય પ્રકૃતિ નિરાશામાં ડૂબી જાય છે. તેનો અંતરાત્મા અકથ્ય પીડા અનુભવે છે – જાણે પ્રસૂતિની અસહ્ય વદના ! છતાં તેનાથી અજાણ્યે તેની સર્જક શક્તિ અંતરમાં વધારે ને વધારે એકાગ્ર થતી હોય છે. અને બાહ્ય પ્રકૃતિ જ્યારે અસહ્ય પીડાની પરાકાષ્ઠા અનુભવતી હોય છે તે સમયે તેનો અંતરાત્મા કોઈ અદ્દભુત છંદના શ્રવણમાં કે દિવ્ય સ્વરૂપના દર્શનમાં લીન થઈ ગયો હોય છે. જ્યારે તે સ્થિતિમાં તેનો અંતરાત્મા બહાર આવે છે ત્યારે કોઈ દિવ્ય સંગીતકાર તેના અંતરાત્મારૂપી વાદ્યના ઉપર પોતાની અંગુલી નચાવી ગયો હોય નહિ તેવી રીતે તેમાંથી અદ્દભુત છંદ સરે છે યા તો કોઈ દિવ્ય ચિત્રકાર તેના અંતરને રૂપ આપી ગયો હોય તેમ કોઈ સૌંદર્યભરી મોહક છબી, કોઈ અનુપમ દૃશ્ય તેના અંતરમાં ચીતરાઈ રહે છે ! અને રેખા અને રંગની સીમામાં વ્યક્ત થતાં માનવજાતિને તે દિવ્ય કલામૂર્તિનાં દર્શન થાય છે. એ રીતે બને છે ત્યારે જગતને કાલિદાસનાં કે ગએથેનાં કે બીથોવનનાં કે તાનસેનનાં કે પછી અજંતાના ચિત્રકારોનાં કે માઇકેલ એંજેલિયોનાં દર્શન થાય છે.

ધર્મના પ્રદેશમાં તો તપ:શક્તિની આવશ્યક્તા એટલી સર્વ-વિદિત અને સર્વમાન્ય છે કે તેના ઉપર અહીં વિશેષ વિવેચન કરવાની અગત્ય જણાતી નથી. ફક્ત એટલું કહેવું બસ છે કે એવો એક પણ ધર્મ કે સંપ્રદાય ભાગ્યે હશે કે જેના પ્રવર્તકે તપ કરવાની અગત્ય જાણ્યે અજાણ્યે સ્વીકારી ન હોય. ઉપર જણાવ્યા પ્રમાણે તપની ક્રિયાને જીવનના સર્વે પ્રદેશોમાં સ્થાન છે એ આપણને સ્પષ્ટ જણાશે. કમાણીની પેઠે તપનો સદુપયોગ કે દુરુપયોગ થઈ શકે છે તે તો જણાવ્યું છે. અર્થાત્ સારા કે નઠારા ગમે તે હેતુ માટે તપ:શક્તિ ભેગી કરી શકાય છે. તપ વીજળી કે વરાળ જેવાં કુદરતનાં બળો જેવું એક સૂક્ષ્મ બળ છે. તેને અગ્નિસમાન કહી શકાય. પુરાણોમાં આસુરી અને રાક્ષસી તપ કરનારાઓનાં અનેક દૃષ્ટાંતો મળી આવે

છે તે તેમના અધમ હેતુને લઈને અધોગામી કહેવાય છે. દોલત કમાનાર તેને વેડફી દઈ શકે છે, એટલે કે સ્વેચ્છાપૂર્વક ઊડાઉ ખર્ચ કરી પોતાની દોલત ગુમાવે છે. એ દુરુપયોગનો એક પ્રકાર થયો. પરંતુ તપઃશક્તિના વ્યયના બીજા પણ રસ્તાઓ છે. મરજી વિરુદ્ધ યા તો અજાણ્યે જેમ ધન ખોવાઈ જાય છે તેમ તપનો પણ ક્ષય થાય છે. એક ઉદાહરણથી એ વિચાર વધારે સ્પષ્ટ થશે નદીનું વહેણ રોકીને તેની શક્તિ ભેગી કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે તે તો સુવિદિત છે. એવા બંધમાં ગાબડું પડતાં રોકેલું પાણી જેમ વહી જાય છે તેમ ભેગી થયલી કે થતી તપઃશક્તિ પણ એવું ગાબડું પડતાં જાણ્યે અજાણ્યે વહી જાય છે. આ પ્રમાણે જોતાં જણાશે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારથી માંડીને પ્રાણની અંદર થતી સૂક્ષ્મ વાસનાઓની ક્રિયા સુદ્ધાંત તપઃશક્તિનો વ્યય કરાવી શકે. તેટલા જ માટે તપસ્યા કરનારને કેવળ બાહ્ય નિયમો – આચાર પાળવા માટે જેટલો આગ્રહ કરવામાં આવે છે તેના કરતાં આંતર – આધ્યાત્મિક નિયમ જાળવવા ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે કેવળ સ્થૂલ આચાર પાળીને નિયમ પાછળ રહેલા સૂક્ષ્મ આધ્યાત્મિક સત્યનુ જો અનુસરણ ન કરવામાં આવે તો તેને "મિથ્યાચાર" જ કહેવાય. કારણ કે તપઃશક્તિના સંચયનુ મૂલસ્થાન સૂક્ષ્મ દેહ છે

ઉપર જણાવેલા દૃષ્ટિબિંદુથી જોતાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારમાં પણ શકિતનો વ્યય છે–પછી તે સારા કે નઠારા કામમાં હોય. પોતાના અંતરની વિશુદ્ધિ ઉપર માનવ લક્ષ્ય આપતો થાય તો મન, હૃદય તથા પ્રાણની તપઃશક્તિનો ભારે સંચય કરી શકે, અને સામાન્ય માણસો ન કરી શકે એવાં – અસાધારણ ગણાતાં કાર્યો કરી શકે. મહાપુરુષોનાં કર્મપ્રધાન જીવનોમાં જે જે પ્રચંડ શક્તિ, કાર્યદક્ષતા, ધૈર્ય અને અખૂટ શકિત દેખાય છે તે ઘણી ખરી વાર તપઃશકિતના સંચયને આભારી હોય છે.

તપનો વ્યય થવામાં–સ્થૂલદૃષ્ટિએ–ઇંદ્રિયો વડે કરવામાં આવતો

ભોગ જ મુખ્ય કારણ છે એવો પ્રચલિત વિચાર સંપૂર્ણપણે ખરો નથી. કારણ કે સ્થૂલ ભોગ જ માત્ર ભોગ નથી. સ્થૂલ વર્તન કાંઇ માણસનું સમગ્ર જીવન નથી. એ વિચારનો સચોટ પુરાવો સૂક્ષ્મ જીવનનું લેશમાત્ર પણ અવલોકન કરનારને જણાયા વિના ભાગ્યે જ રહે. સૂક્ષ્મ તપઃશક્તિને એકત્ર કરનાર માણસને સૂક્ષ્મ દેહ વાટે અને સ્થૂલ વર્તનમાં ખર્ચાતી શક્તિનું ભાન થયા વિના રહેતુ નથી.

તપઃશક્તિનો સંચય એ કેવળ અશરીરી, વિચારમય તરંગ નથી, પરંતુ વ્યવહારમાં જાણી શકાય તેવું નગદ સત્ય છે. તપ·શક્તિના પુરાવા ગણિતના જેવા ચોક્કસ હોઇ શકે છે. દાખલા તરીકે, અહિંસા-વ્રતનું અખંડ પાલન કરનારના તપની સિદ્ધિ થતાં સ્વભાવે ક્રૂર ગણાતાં હિંસક પ્રાણીઓ પણ તેવી વ્યક્તિના સાંનિધ્યમાં આવતાં પોતાની પ્રકૃતિ ભૂલી જાય છે. તેવી જ રીતે અપરિગ્રહવ્રતનું અખંડ તપ આચરનારની બધી જરુરિયાતો આપોઆપ પૂરી પડે છે—વગેરે વગેરે એ પ્રમાણે થવાનું કારણ સ્પષ્ટ છે. માનવનો સૂક્ષ્મ દેહ અસ્તિત્વ ધરાવે છે અને તેની ક્રિયાઓ સ્થૂલ દેહના જેટલી—બલ્કે કોઇક વાર તેનાથી પણ વધારે—વાસ્તવિકતા ધરાવે છે આજકાલ ભૌતિકશાસ્ત્રની શોધખોળથી પણ એ વિચારને ટેકો મળે છે. વિચાર–વિનિમયની ક્રિયામાં પ્રાચીનો તો માનતા જ. પરંતુ આજકાલના ભૌતિક શાસ્ત્ર-વેત્તાઓ પણ તે દિશામાં પ્રયોગાત્મક શોધખોળ ચલાવી રહ્યા છે. અને વિચારની ઉત્પત્તિ તથા પ્રચાર વિષે એવો મત સ્વીકારાયો છે કે વિચારનું ઉત્પત્તિસ્થાન માણસનું મગજ—Brain નથી, પરંતુ તેનો સૂક્ષ્મ મનોમય દેહ છે. જ્યારે તેમાંથી વિચાર મગજમાં આવીને અથડાય છે ત્યારે આકાશતત્ત્વનાં—ઇથરનાં મોજાંઓ પ્રસરે છે. એ આકાશતત્ત્વમાં રહેલા દ્રવ્ય—matterને "વિદ્યુત્ દ્રવ્ય" કહેવામાં આવે છે. હવે જે માણસમાંથી હિંસાની વૃત્તિ સદંતર દૂર થઇ ગઇ હોય અને પ્રેમના તત્ત્વે તેનું સ્થાન લીધું હોય, તેની આજુબાજુ એ આંદોલનો સચોટતાથી કાર્ય કરી શકે તેમાં અસંભવિ-

તતા નથી; અને એવી વ્યક્તિની અસરમાં આવનાર પ્રત્યેક પદાર્થ ઉપર તે આંદોલનોની અસર અચૂક થયા વિના ભાગ્યે જ રહે. જ્યારે એ દૃષ્ટિથી જોઈશું ત્યારે જણાશે કે માનવના મનમાં જે જે વિચારો સ્ફુરે છે તે બધા તેના પોતાના નથી હોતા. કારણ કે પ્રત્યેક માનવ પોતાનાં માનસિક સ્પંદનો—આંદોલનો આજુબાજુ પ્રસારતી એક Dynamo યા તો વિચારની તારઓફિસ છે. અને જાણ્યે કે અજાણ્યે ચારે બાજુ એવાં આંદોલનોના પ્રસારને લીધે એટલે કે એવા પરોક્ષ આદાનપ્રદાનને પરિણામે વિચારો એક બીજામાં છૂટથી આવજા કર્યા કરતા જ હોય છે. એવું સૂક્ષ્મ આદાનપ્રદાન થવા દેવાથી તપઃ-શક્તિનો ખર્ચ થાય છે. એટલે અવચેતનામાં—અવચેતન દશામાં પણ એવું આદાનપ્રદાન વિચારમાં કે પ્રાણમાં ન થવા દેવું એ તપ કર-નારને માટે આવશ્યક છે.

આ પ્રશ્નમાં હજી જરા વધારે ઉંડા ઉતરીશું. તપઃશક્તિનું સ્ખલન કરાવનાર વૃત્તિઓને પ્રાચીન દાર્શનિકોએ "આસુરિક," "રાક્ષસી," "પૈશાચિક" વગેરે સંજ્ઞાઓ આપી છે. એટલું જ નહિ, પરંતુ તેમનાં સૂક્ષ્મ સ્વરૂપોનાં વર્ણન પણ ઠેકાણે ઠેકાણે નજરે પડે છે હવે દૈવી અને આસુરી વૃત્તિઓનો વિરોધ સૂક્ષ્મ જગતમાં સૂક્ષ્મ સ્વરૂપે ચાલુ હોય છે. કોઈ સાત્ત્વિક અને દૈવી હેતુની સિદ્ધિને માટે પ્રયત્ન કરનાર વ્યક્તિ તપઃશક્તિનો સંચય કરવા માંડે છે એટલે તેના પ્રયત્નને નિષ્ફલ કરવા માટે વિરોધી સૂક્ષ્મ શક્તિઓનું આક્રમણ થયું જ સમજવું! અને તે સત્તાઓ કેવળ અંધ છે એમ જણાતું નથી; તેમનાં કાર્યોની પાછળ કોઇક વાર વ્યવસ્થિત વ્યૂહરચના તો કોઈ વાર સચોટ બુદ્ધિનું કાર્ય સ્પષ્ટ જણાય છે. દાખલા તરીકે, તપઃ-શક્તિનો સંચય કરનાર વ્યક્તિની નિર્બળતાની ચોક્કસ ક્ષણનું તેમને આબેહૂબ જ્ઞાન હોય છે. વળી ઘણી વાર જ્યારે જ્યારે માનવની મનો-દશા તેમનો પ્રતિકાર કરવાને અસમર્થ હોય છે ત્યારે ત્યારે જ તેઓ

વધારે બલવાન હૂમલાઓ કરવાનો લાગ સાધે છે! એટલે તપ કરનારે પોતાના બાહ્ય વ્યવહારમાં વિરોધી વૃત્તિઓનો વિજય ન થાય તે તો સમાલવાનું હોય છે જ, પરંતુ તેથી પણ વધારે અગત્યનું તો એ છે કે તેણે પોતાના સૂક્ષ્મ અંતઃકરણમાં પ્રવેશ કરવાને પ્રયત્ન કરતી વિરોધી, અશુદ્ધ, આસુરિક કે રાક્ષસી વૃત્તિને દૂર રાખવા માટે સતત પહેરો રાખવો જોઈએ. એ કાર્યમાં સફળતા મળવા માટે સાચેસાચી સહૃદયતા અને જ્ઞાન જરુરનાં છે. કેવળ સત્યપ્રાપ્તિની અભીપ્સા જાગ્રત રાખવાથી મોડી વહેલી પણ વિરોધી વૃત્તિઓ પકડાયા વિના રહેતી નથી. પરંતુ સૂક્ષ્મ દેહમાં એ પ્રયત્ન કરવો અને તેમાં સફળતા મેળવવી એ કાંઈ સહેલું નથી. અસાવધાનતા થતાં, જરા બેદરકારી કે ઉદાસીનતા થતાં, પૂર્વ જન્મનો ઘર કરી બેઠેલો કોઈ અજ્ઞાની સંસ્કાર જાગ્રત થતાં કે પછી ભૂતકાળની ઉત્ક્રાંતિને પરિણામે દૃઢ ગાંઠ નાંખીને રહેલું કોઈ અપૂર્ણ વ્યક્તિત્વ જાગ્રત થતાં તપનો ભંગ કરવાંને ટાંપી રહેલી વિરોધી શક્તિઓને લાગ મળે છે. કામ, ક્રોધ, મોહ, લોભ, મદ, મત્સર વગેરે વૃત્તિઓ પ્રાણની અશુદ્ધિના પ્રકારો છે તે જ્યારે હૂમલો કરે છે ત્યારે સચિત તપઃશક્તિનો અશુદ્ધ વૃત્તિ–તરંગમાં અને તેને સંતોષવાના પ્રયત્નમાં કે પછી કોઈ અપૂર્ણ કાર્યમાં કે અશુદ્ધ ક્રિયામાં વ્યય કરાવી નાંખે છે! તપ કરનારને પાછી ફરીથી શરુઆત કરવી પડે છે! પ્રાણની મુખ્ય અશુદ્ધિઓ ઉપર ગણાવી તે ઉપરાંત બુદ્ધિની અને શરીરની અશુદ્ધિઓ પણ હોય છે. એ બધી વૃત્તિઓનો અમલ કરવા જતાં વ્યક્તિ તેમનો ગુલામ બની રહે છે અને ભેગી થયેલી તપઃશક્તિને સ્થૂલ કે સૂક્ષ્મ અધોગામી ક્રિયાઓમાં ખર્ચી નાંખે છે. એટલે જે શક્તિ કોઈ પવિત્ર, દિવ્ય, આધ્યાત્મિક, ઈશ્વરી હેતુ સિદ્ધ કરવા માટે વપરાવી જોઈએ તે અપવિત્ર, અધોગામી, અજ્ઞાની અને પાશવ વૃત્તિઓને સંતોષવામાં ખર્ચાઈ જાય છે!

તપ કરનારને માટે અમુક સ્થૂલ સંજોગો–સંસર્ગ વર્જ્ય અથવા

તો ગ્રાહ્ય ગણાય છે તેનું કારણ હવે સમજાશે. તપ કરનારની આજુ-બાજુ વિરોધી વૃત્તિઓનો અભાવ હોય એવું વાતાવરણ (ખાસ કરીને શરુઆતમાં) જો તે પસંદ કરે તો તેના કાર્યમાં તેને વધારે સફળતા મળે એ દેખીતું છે. એ વિચારની વિરુદ્ધમાં એમ કહી શકાય કે એ પ્રમાણે વિશ્વપ્રકૃતિમાં રહેલી મૌલિક અપૂર્ણતાઓથી દૂર જવાથી કે પોતાની આજુબાજુ વિશિષ્ટ પ્રકારનું વાતાવરણ રાખવાથી ખરેખરી સફળ તપઃશક્તિ ભેગી થઈ ન જ ગણાય, કારણ કે એ પ્રમાણે કરવું અસ્વાભાવિક છે. પરંતુ એ દલીલ સંપૂર્ણપણે સાચી નથી. વિશ્વપ્રકૃતિમાં રહેલી અશુદ્ધિઓ તો તપ કરનારમાં પોતામાં પણ હોવાની. તેમના ઉપર વિજય કરવાને બ્હારના વાતાવરણમાંથી તેમને મદદ મળવા દેવી એમાં કાર્યદક્ષતા કે ડહાપણ—વ્યવહારકુશળતા નથી. વળી વિશિષ્ટ વાતાવરણ પ્રત્યેક માનવના વિકાસને માટે ઘણું જ ઉપયોગી છે તે તો ભૌતિક શાસ્ત્રવેત્તાઓ પણ આજે એક અવાજે કબુલ કરે છે; અને બાળકોની કેળવણીમાં વાતાવરણનો મોટો ફાળો સ્વીકારી તેઓ પણ વિશિષ્ટ પ્રકારનું વાતાવરણ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે.

તપનું સ્ખલન થતું કેવી રીતે અટકાવાય ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે. પ્રથમ તો હૂમલાઓ કરનાર વૃત્તિઓ આવી શકે છે તેનુ કારણ એ હોય છે કે સાધકમાં પોતામાં તેને આમંત્રણ કરનાર—તેનો સ્વીકાર કરનાર કોઇક ભાગ રહેલો હોય છે. જ્યારે જ્યારે એવી અજ્ઞાની વૃત્તિની ક્રિયામાં માનવ મગ્ન થાય છે ત્યારે ત્યારે તેને અનુમતિ આપનાર કોઈ ભાગ માનવમાં અચૂક હાજર છે. એટલે તપનું સ્ખલન થતું અટકાવવા માટે પ્રથમ તો એવી વૃત્તિઓને માનવે સજ્ઞાન અનુમતિ આપવી બંધ કરવા પ્રયત્ન કરવો જોઈએ.

એ પ્રમાણે કરવાથી તે વૃત્તિઓને સહાય આપનાર, આપણી પોતાની પ્રકૃતિમાથી દુશ્મનને સહાય કરનાર આત્મદ્રોહી ભાગ દૂર

થઈ જાય છે. પરંતુ એટલેથી માનવનું કામ પતી જતું નથી. વિરોધી આસુરિક કે રાક્ષસી વૃત્તિઓને આમંત્રણ આપનાર ભાગ દૂર થયા પછી પણ તેમના આવ્યા પછી તેમને પ્રત્યુત્તર આપનાર ભાગ તેનામાં અવશેષ રહે એ બનવા જોગ છે. સતત જાગ્રત અવલોકન કરવાથી તે ભાગ પકડી શકાય છે અને તેને આજ્ઞા કરવાથી પ્રત્યુત્તર આપવાનો અભ્યાસ પણ દૂર થઈ શકે છે.

એ બંને વસ્તુઓ દૂર થયા છતાં ભૂતકાળના સંસ્કારો—"અમુક તો થઈ શકે જ નહિ—આ પ્રમાણે બનવું અશક્ય છે—અમુક તો સ્વાભાવિક છે" વગેરે જૂના સંસ્કારો ઘણી વાર વિરોધી શક્તિઓને મદદ કરે છે. તેમને દૂર કરવા માટે સંપૂર્ણ દૃઢ શ્રદ્ધા જાગ્રત કરવી જોઈએ.

ઉપર જણાવેલા પ્રકારો સિવાય પણ તપના સ્ખલનના બીજા પ્રકારો છે. પરંતુ વિસ્તારને ભયે અહીં તેમનો ઉલ્લેખ કરીશું નહિ. કોઈ પણ પ્રકારના તપક્ષયને અટકાવવાનો, કોઈ પણ પ્રકારની વિરોધી વૃત્તિ કે શક્તિના હૂમલામાંથી તપને બચાવવાનો એક બીજો રામબાણ ઈલાજ સહૃદયતાથી કરેલી પ્રભુપ્રાર્થના છે. જ્યારે જ્યારે એવી અજ્ઞાની શક્તિના આક્રમણમાં અંતરાત્મા જકડાયો હોય ત્યારે ત્યારે તેમાંથી મુક્ત થવા માટે ભગવાનની સહાય સહૃદયતાથી માગવામાં આવે તો તેમાથી બચી શકાય છે. યાદ રાખવાનું એ છે કે કેવળ પ્રાર્થના કરવાથી તે કાર્ય થઈ જતું નથી. પરંતુ "અમુક અંતરાય દૂર કરવા માટે" પ્રાર્થના કરવાથી તેમાં વધારે સફળતા મળે છે.

આપણે તપના સ્ખલનનો કાંઇક વિચાર કર્યો. હવે આસુરિક અને રાક્ષસી તપ વિષે વિચાર કરીશું. આગળ જણાવ્યું જ છે કે તપ એ શક્તિ છે—કમાણીના જેવી છે. અને તેનો સારો કે નઠારો ઉપયોગ થઈ શકે છે. આસુરિક તપ કયું? એ પ્રશ્ન હવે વિચારીએ.

જેટલા પ્રમાણમાં તપ કરવાનો હેતુ ઈચ્છા કે કામનાની પરિતૃપ્તિ તેટલા પ્રમાણમાં તે તપ અપવિત્ર અને અધમ. તપની ભિત્તિ જેટલી અહંતાના પાયા ઉપર રચાયલી તેટલી તે કાચી અને અસ-

લામત, ભલે તે તાત્કાલિક ભવ્ય અને સંગીન, ઝાકઝમાળ અને ચકચકાટ—આંખને ઝંખવી નાંખે તેવી દેખાતી હોય. એટલે કે આસુરિક તપ કરનાર પણ સંયમ કરે છે, ચૈતન્યની સર્વ શક્તિઓને એકાગ્ર-કોઈવાર અસાધારણ રીતે એકાગ્ર-કરે છે, તથા અદ્‌ભુત શક્તિ પ્રાપ્ત કરે છે. પ્રશ્ન થશે કે એમ હોય તો પછી તે તપ અધમ શા માટે? કારણ સ્પષ્ટ છે. અસુર કે રાક્ષસ જે તપ કરે છે તે પોતાની અહંતાના ગૌરવ માટે-ઇચ્છાની, કામનાની કે ભીષણ મહત્ત્વાકાંક્ષાની પરિતૃપ્તિ માટે; માનવજાતિમાં પોતાની મહત્તા સ્થાપન કરી માનવોથી પૂજાવા માટે તે તપ કરે છે. એવી અહંતા ભગવાનને પદભ્રષ્ટ કરી પોતે વિશ્વનું સિંહાસન પચાવી પાડવા માગે છે, અને એ હેતુની સિદ્ધિ માટે તપ આદરે છે.

કોઈ વાર દૂધનું દહીં જમાવીએ છીએ ત્યારે આખોય ઘાણ બગડી જાય છે એનો તમને અનુભવ છે? આસુરિક અને રાક્ષસી તપનું પણ કાંઇક એવું જ કહી શકાય. દૂધમાં જ પ્રથમથી કોઈ એવો મૌલિક વિકાર હોય છે કે આપણે તેનું દહીં જમાવીએ તો તૈયાર થયલું જણાય, આપણને દહીં થયું છે એમ પણ લાગે, પરંતુ જોવા જાઓ તો દહીની વિકૃતિ જ વિકૃતિ. જ્યારે ચૈતન્યની શક્તિ તપસ્યા વડે એકત્ર કરવામાં અહંકાર, કામના, મહત્ત્વાકાંક્ષા કે એવું જ કોઈ બીજું મૌલિક વિકારી તત્ત્વ પ્રથમથી જ હાજર હોય તો એવા તપનુ પરિણામ આસુરિક તપ થાય.

આસુરિક તપ કરનાર ભગવાનની શકિતને બાથ ભીડવાનો અને તેને અહંકારપૂર્વક જકડી રાખવાનો પ્રયત્ન કરે છે. વળી પોતાના સંતોષ માટે તેનો ઉપયોગ કરવા માટે પણ તે તત્પર થાય છે. શરુઆતમાં તો તપના પ્રભાવ વડે એવો પ્રયત્ન સફળ થતો દેખાય છે. કોઇક વાર તો એવી અસાધારણ તપઃશકિત અસુરને પ્રાપ્ત થાય છે કે જાણે આખી વિશ્વરચના ઉપર તેનો ચિરસ્થાયી વિજય થશે એવું પણ ઉપર ઉપરથી જોનારને દેખાય છે. પરંતુ વિશ્વના સામ્રાજ્યનો મુકુટ

તેના મસ્તક ઉપર ચઢવાની પૂરેપૂરી તૈયારી દેખાય તે જ સમયે એવી વ્યક્તિનું બળ ઓછામાં ઓછું જણાઈ આવે છે. જ્યારે જ્યારે આસુરિક શક્તિનો સંપૂર્ણ વિજય થવાનાં ભયાનક વાદળાંઓ માનવ જાતિના આકાશમાં ચારે બાજુથી ઘેરાય છે ત્યારે ત્યારે માનવથી પર કોઈ દૈવી તપઃશક્તિ પૃથ્વી ઉપર આવિર્ભાવ પામે છે, તેનાં દૈવી તત્ત્વોને એકત્ર સંયોજીત, સુવ્યવસ્થિત, સંબદ્ધ કરે છે, અને આસુરિક શક્તિને પડકાર કરે છે. એવી દૈવી તપઃશક્તિ કોઈ દિવ્ય આધ્યાત્મિક તત્ત્વનો, કોઈ મહાન આદર્શનો યા તો કોઈ સિદ્ધાંતનો વિજય કરી તેને પાર્થિવ ભૂમિકામાં સ્થાપિત કરવા પ્રયત્ન કરે છે. એ પ્રમાણે થવું જોઇએ જ, કારણ કે એક વાર પણ આસુરિક શક્તિઓનો છેવટનો સંપૂર્ણ વિજય થાય તો આ વિશ્વનાં મૌલિક તત્ત્વોમાં સમૂળું પરિવર્તન જ થઈ જાય. એટલું જ નહિ પરંતુ વિશ્વના સનાતન શાશ્વત નિયમોનો ભંગ થાય–પૃથ્વીની ઊર્ધ્વગતિ બંધ પડે–આખા વિશ્વનું ઉત્ક્રાંતિચક્ર પાછું ધકેલાય અને વિશ્વરચનાની પાછળ કાર્ય કરી રહેલો ભાગવત હેતુ અફળ થાય. એ પ્રમાણે થાય તો પોતાને માથે વિશ્વનો મુકુટ ધારણ કરી નિર્જીવ અહંતા મ્હાલે. પ્રભુવિહોણાં માનવ અને બ્રહ્માંડ કેવાં લાગે ? આસુરિક વિજય એટલે અહંતાનો વિજય. આસુરિક વિજય એટલે સાંતનો–લઘુનો અનંતના–બૃહત્‌ના ઉપર વિજય ! આસુરિક વિજય એટલે કામનાનો વિજય. અર્થાત્ માનવને કપાળે પાશવતાની શાશ્વત છાપ ! અહંતા એટલે પરિમિતતા–લઘુતા–સંકુચિતતા; કામના એટલે સમ્રાટ્‌પણાનો–મુક્તિનો અભાવ. અહંતા અને કામના એટલે ચૈતન્યની પરિમિતતાનો–પ્રકૃતિનાં બંધનોનો સ્વીકાર ! અને તે છતાં વિશ્વરચનાની ખૂબી એવી ગહન અને અગમ્ય છે કે એવા આસુરિક પ્રયત્ન દ્વારા પણ કોઈ દિવ્ય હેતુ અચૂકપણે પોતાનું કાર્ય સાધી રહેલો હોય છે ! જ્યારે આસુરિક બળનો વિનાશ અનિવાર્ય થઈ પડે છે ત્યારે રેતીના પાયા પર ચણેલા મહેલની પેઠે તેની આખીયે ઇમારત

ક્ષણભરમાં ધસી પડે છે! મનુસ્મૃતિમાં એ વિષે સુંદર રીતે કહેવામાં આવ્યું છે, " અધર્મથી પ્રથમ તો માનવ મોટો થાય છે, ત્યાર પછી તે સમૃદ્ધ થાય છે, પછી તે પોતાના શત્રુઓને જિતે છે, અને પછી વળી સમૂળો વિનાશ પામે છે. "

આસુરિક તપનો પ્રભાવ જાણ્યા પછી સ્વાભાવિક રીતે જ દૈવી તપ કેવું હોય? એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તપના અનેક પ્રકારો આપણા ધર્મશાસ્ત્રોમાં વર્ણવ્યા છે-જેમ યજ્ઞના છે તેમ. તેના ભેદ-પ્રભેદ પણ જૂદે જૂદે પ્રકારે પાડવામાં આવ્યા છે. દાખલા તરીકે, સાત્ત્વિક, રાજસિક અને તામસિક એમ ત્રણ ગુણ પરત્વે તપના વિભાગ પાડવામાં આવે છે. ઉચ્ચ, પવિત્ર, આધ્યાત્મિક હેતુ સિદ્ધ કરવા માટે પવિત્ર અને સાત્ત્વિક પ્રકારે જે તપ કરવામાં આવે તે સાત્ત્વિક ગણાય છે. કામના કે સંકલ્પની સિદ્ધિ માટે યા તો કોઈ ઐહિક હેતુ સાધવા માટે અહંકારવૃત્તિ ઉપર આધાર રાખી રાજસિક પ્રયત્નદ્વારા કે વિધિ અને કર્મકાંડ પ્રમાણે જે તપ કરવામાં આવે છે તે રજોગુણી કહેવાય છે. અજ્ઞાનના અંધકારમાં, કેવળ અંધ શ્રદ્ધાથી, વહેમથી યા તો એવી જ કોઈ તમોગુણી વૃત્તિથી પ્રેરાઈ કોઇને નુકસાન કરવા માટે યા તો પોતાની અધોગામી વિપરીત વૃત્તિઓની પૈશાચિક માગણીઓને સંતોષવા માટે હીન ઉપાયો વડે જે તપ આચરવામાં આવે તે તમોગુણી કહેવાય છે.

વળી ઇષ્ટ દેવની ભાવના પરત્વે પણ તપને સાત્ત્વિક, રાજસિક યા તો તામસિક કહેવામાં આવે છે. જેમકે ભગવાનના વિશુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરનાર યા તો આધ્યાત્મિક ઉન્નતિ મેળવવા મથનાર, મોક્ષપ્રાપ્તિ માટે કે પછી કોઈ વિશુદ્ધ આધ્યાત્મિક અનુભૂતિ માટે પ્રયત્ન કરનારનું તપ સાત્ત્વિક; કોઈ દેવદેવી વગેરેની સાધના કે ઉપાસના ઐહિક હેતુ સાધવા માટે કે આધ્યાત્મિક ઉન્નતિ કરવા માટે ક્રિયા અને પ્રક્રિયા વડે કરવામાં આવે તે રાજસિક; અને ભૂત, પિશાચ,

પીર વગેરેની ઉપાસના કોઇ અધમ હેતુ સાધવા માટે કરવામાં આવે ત્યારે તેવું તપ તામસિક કહેવાય છે.

ઉપર જણાવ્યા સિવાય પણ કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ કરણો પ્રમાણે પણ તપનો ભેદ પાડવામાં આવે છે આ બધા વિભાગો કેવળ બુદ્ધિની સગવડ પૂરતા જ સાચા ગણી શકાય. બાકી તપનું મૌલિક તત્ત્વ તો પ્રથમ જણાવ્યા પ્રમાણે ચૈતન્યની શક્તિનો સંચય છે. દૈવી તપ પ્રત્યે ગતિ કરનાર સામાન્ય રીતે રજોગુણી તપથી શરુઆત કરે છે. એટલે કે પોતાના પ્રયત્ન ઉપર આધાર રાખી કોઈ અર્થની સિદ્ધિ માટે સામાન્ય રીતે માનવ તપનો પ્રયત્ન આદરે છે કોઈ વાર જ્ઞાનપ્રાપ્તિનો અંતિમ હેતુ સિદ્ધ કરવા માટે પણ તપનો પ્રારંભ કરવામાં આવે છે. પોતાના ઉપર પડેલું સંકટ દૂર કરવાને, વ્યાધિ મટાડવા માટે યા તો મુશ્કેલીભરેલા સંજોગોને દૂર કરવા માટે તપ કરવામાં આવે છે. આ બધાં રાજસિક તપ ગણી શકાય. તેમાંથી સાત્ત્વિક તપ પ્રત્યે માનવ ક્રમે ક્રમે ગતિ કરે છે. પરંતુ દરેક માનવને તે પ્રમાણે કરવાની ફરજ પડતી નથી. કેટલાક પ્રથમથી જ સાત્ત્વિક તપનો આરંભ કરી શકે છે. એવું સાત્ત્વિક તપ કોઈ આદર્શસિદ્ધિ માટે, કોઈ નિયમ કે યમના પાલન વડે, યા તો માનસિક કે આધ્યાત્મિક હેતુ પ્રાપ્ત કરવા માટે શરુ કરવામાં આવે છે. ઘણા ખરા યોગસાધના કરનારાઓ સાત્ત્વિક તપથી શરુઆત કરે છે. તેમાંથી પતન થાય તો તપ આસુરિક થઈ શકે અને અસ્ખલિત વિકાસ ચાલુ રહે તો દૈવી તપનો પ્રારંભ થઈ શકે. એવું પતન ઘણીએ વાર થાય છે એ તો આપણે પુરાણોમાં વાંચીએ છીએ અને વ્યવહારમાં પણ જોઈ શકીએ છીએ. નિઃસ્વાર્થ સેવા કરનાર સેવક લાગ મળતાં સ્વાર્થ સાધવામાં ફસાઇ જાય છે. દેશહિત ખાતર જાહેર પ્રવૃત્તિમાં ઝંપલાવનાર કીર્તિમાં યા તો એવી જ કોઈ બીજી વૃત્તિમાં ભરાઈ પડે છે ! સંન્યાસ લઇ ભગવાનની પ્રાપ્તિ પાછળ સર્વસ્વનો ત્યાગ કરનાર મઠ બાંધીને ધનના લોભમાં પડે છે ! નૈષ્ઠિક

બ્રહ્મચારી સાધુડીનો સહચાર કરતો જોવામાં આવે છે! છેવટે ગુરુ થઈને બીજાઓને દોરવાના લોભમાં પડીને પણ સાત્ત્વિક તપમાંથી પતન પામનારા મળી આવે છે! કામવાસના, લોભ, મહત્ત્વાકાંક્ષા વગેરે વગેરે અનેક વિરોધી શક્તિઓમાંની એકમાં પણ સાત્ત્વિક તપસ્વી ફસાય તો તેનું પતન થાય છે.

ત્યારે દૈવી તપ કેવું હોય? તપમાં ચૈતન્યની શક્તિ એકાગ્ર કરવાનો જે સામાન્ય પ્રયત્ન છે તેનો હેતુ જેમ વધારે ઉચ્ચ, નિઃસ્વાર્થ, પવિત્ર, ધાર્મિક, ઉપકારક અને આધ્યાત્મિક તેમ તપનો પ્રકાર વધારે દૈવી. એ પ્રમાણે જોતાં આપણને જણાશે કે જેમ વ્યક્તિનો પોતાનો અહંતાભર્યો પ્રયત્ન ઓછો તેમ તપ વધારે દૈવી. એટલે કે સાત્ત્વિક અહંતાને પણ દૂર કરીને તથા અંગત મોક્ષ પ્રાપ્ત કરવાના કે કલ્યાણ કરવાના હેતુને દૂર મૂકીને વ્યક્તિ જેમ જેમ પોતાની તપઃશક્તિને કોઈ પરમ સત્યને, કોઈ પરમ સત્તાને આધીન કરી શકે તેમ તેની દિવ્યતા વધારે. અર્થાત્ રાજસિક પ્રયત્નને બાજુ પર હડસેલી દઈ, અહંતાને સદંતર દૂર કરી દઈ, સાત્ત્વિક અને પવિત્ર ગણાતા આદર્શો, વિચારો વગેરેમાં કાર્ય કરતી સાત્ત્વિક અહંતાનો ત્યાગ કરી દઈ શકે, તો તપ દૈવી થઈ શકે. એ પ્રમાણે કરનાર સાધકો પોતાના ગમે તેવા સાત્ત્વિક પ્રયત્નને દૂર મૂકી ભગવાનની પોતાની દિવ્ય તપઃશકિતનું આહ્વાન કરે તથા તેને પોતાનું સર્વસ્વ—પોતાનું અસ્તિત્વ—પોતાપણું સુદ્ધાંત સમર્પણ કરી દઈ શકે તો તેવું તપ સૌથી વધારે ઉચ્ચ અને આધ્યાત્મિક ગણી શકાય એવી સ્થિતિમાં દિવ્ય, પરાત્પર, સ્વયંભૂ કોઈ તપઃશકિત વ્યકિતમાં કાર્ય કરી શકે છે; અને એ શક્તિ વ્યકિતના મહાનમાં મહાન પ્રયાસ કરતાં વધારે મહાન હોય છે. એવા દિવ્ય તપને પરિણામે માનવથી પર એવી કોઈ દિવ્ય આધ્યાત્મિક ભૂમિકામાં રહેલાં સ્વયંભૂ જ્ઞાનશક્તિ અને આનંદ અજ્ઞાનમય, અસમર્થ અને દુઃખમય પાર્થિવ ભૂમિકામાં ઊતરી શકે છે!

આગળ આપણે તપના શક્તિસ્વરૂપનો વિચાર કરતાં શમ, દમ વગેરે યમનિયમાદિ તથા વિધિ અને વ્રતની અગત્ય વિષે વિવેચન કર્યું છે. પરંતુ ઉપર જે દૈવી તપ:શક્તિ વિષે કહ્યું છે તેના કાર્યમાં એ બાહ્ય યમનિયમાદિની કે વ્રત વગેરેની આવશ્યક્તા અનિવાર્ય હોતી નથી. પોતાનું અસ્તિત્વ–પોતાનું સર્વસ્વ ભગવાનની મહાતપ:શક્તિને સમર્પણ કરવાથી જ્ઞાનની તપ:શક્તિ વ્યક્તિમાં આપોઆપ ખીલવા માંડે છે. તેવી જ રીતે શક્તિપ્રધાન દૈવી તપની ક્રિયા પણ તેનામાં આપોઆપ જ કાર્ય કરે છે. અલબત્ત, ઉપર જે વિચાર દર્શાવ્યો છે તે એકદમ માન્ય થાય તેવો નથી. કારણકે સામાન્ય ખ્યાલ એવો છે કે તપ કરવા માટે માનવે ઘણો અસાધારણ શ્રમ કરવો જરુરનો છે. ઘણાખરા એમ જ માનતા હોય છે કે તપ કરવું એટલે ભારે પ્રયત્ન કરવો—ચેષ્ટા કરવી–મહાપ્રયાસ કરવો વગેરે. વિશુદ્ધ દૈવી તપ જૂદું જ હોવું જોઇએ. જેમ જેમ તપ વધારે વિશુદ્ધ થતું જાય તેમ તેમ તેમાંથી ચેષ્ટાનું તત્ત્વ–ચૈતન્યમાં કે પ્રાણમાં થતી મહેનતની લાગણીનું ભાન ઓછું થતું જાય છે. અને જ્યારે તપ કેવળ વિશુદ્ધ કાંચન જેવું થઈ રહે છે ત્યારે તે કેવળ અપ્રયત્ન હોય છે. એટલું જ નહિ, પરંતુ તેની સફળતા માટે વ્યકિતના પ્રયત્નનો સંપૂર્ણ અભાવ આવશ્યક થઈ પડે છે ! જ્યાં સુધી તપ:શકિત અપૂર્ણ હોય છે ત્યાં સુધી માનવ ચેષ્ટા કરે છે, કારણ કે " અમુક પ્રાપ્ત કરવું જોઈએ" એવું ભાન તેને સતત રહ્યા કરે છે. પરંતુ વિશુદ્ધ તપ:શકિતને પોતાની સફળતામાં અશ્રદ્ધા હોતી નથી. સમ્રાટ્‌ની સાહજિક શકિતસમી તે તપ:શક્તિમાં સંપૂર્ણ આત્મશ્રદ્ધા હોય છે. એટલે વિશુદ્ધ તપ:શકિત પ્રયાસ કરીને કાર્ય કરતી નથી. પરંતુ પોતાની નિર્માણ થયેલી સફળતા વ્યવહારમાં સિદ્ધ કરવા માટે જેટલી શક્તિનો પ્રયોગ જરુરી જાણે છે તેટલી તે જ્ઞાનપૂર્વક વ્યક્ત કરે છે, અને તે પણ વગર પ્રયત્ને, વગર પ્રયાસે, વગર ચેષ્ટાએ ! એની સફળતાનું કારણ તેનો પ્રયાસ નહિ પરંતુ તેનો સ્વભાવ હોય છે.

અલબત્ત, શરુઆતમાં એવી અપ્રયત્ન તપઃશક્તિને માનવ ભાગ્યે જ જાણી શકે છે. તેની શકયતાનો સ્વીકાર કરતાં પણ તે ક્ષોભ પામે તો આશ્ચર્ય ન કહેવાય. પરંતુ વિશુદ્ધ તપઃશક્તિમાં પ્રયત્નનો અભાવ હોવો આવશ્યક છે. વિશ્વની ઉત્પત્તિ કરવા માટે ભગવાને જે તપ કર્યું તેમાં પ્રયત્નને સ્થાન હોઈ શકે નહિ, કારણકે સર્વશક્તિમત્તામાં પ્રયત્નનું ફરજિયાત અસ્તિત્વ અસંભવિત છે. સ્વયંભૂ આત્મશક્તિ વ્યક્ત કરવા માટે પ્રયત્ન કરવો પડતો નથી! કોઇ પણ મહાન પુરુષની મહત્તા પ્રયત્ન વડે વ્યક્ત થતી નથી. તે સાહજિક હોય છે. બ્રહ્મના તપનું—અને ખરું જોતાં કોઈપણ પ્રકારના સાચા તપનું પણ—એ લક્ષણ છે. એવું સાહજિક તપ ચૈતન્યના શિખર ઉપરથી કે હૃદયમાં રહેલા અંતરાત્મામાંથી સ્વયંભૂ ઉદય પામે છે. શરુઆતમાં એ સાહજિક તપઃશક્તિને જાગ્રત કરવાને બુદ્ધિની ક્રિયા બંધ કરવાનો યા તો એકાંતમાં બેસી ચૈતન્યની સર્વ શક્તિઓને એકાગ્ર કરવાનો કે એવો જ કોઈ બહારની કે અંદરની ક્રિયાનો આશ્રય લેવો પડે છે. પરંતુ જેમ જેમ આગળ વધાય છે તેમ તેમ તે તપઃશક્તિ મનથી અને બુદ્ધિથી તદ્દન સ્વતંત્રપણે ઉદય પામતી જણાય છે.

એવી દિવ્ય તપઃશક્તિ માનવના કોઈ દિવ્ય સ્વરૂપમાંથી અવતરી તેના સામાન્ય ચૈતન્યમાં દેખા દે છે. એ સ્વયંભૂ અને દિવ્ય, પોતાના જ ઉચ્ચ સ્વરૂપની તપઃશક્તિને પ્રાપ્ત કરવા માટે મનને શરુઆતમાં પ્રયત્ન અને ચેષ્ટાથી પૂર્ણ અવસ્થા પસાર કરવી પડે છે. અનુભવથી જણાય છે કે અપૂર્ણ અને અશુદ્ધ તપઃશક્તિ અપૂર્ણ સફળતા જ મેળવી શકે છે; અને વિશુદ્ધ તપઃશક્તિમાં પ્રયત્ન કરવાનો હોતો નથી.

ઉપરના કથનમાં જે વિરોધ જણાય છે તે વાસ્તવિક નથી, કેવળ વિરોધાભાસ છે. પ્રયત્ન વિના સફળતા મળી શકે એ વિચાર સરખો આપણે કરી શકતા નથી તેને લીધે એ મુશ્કેલી નડે છે. વળી વ્યક્તિની ચેષ્ટાના અભાવવાળી અવસ્થા અંતરમાં ટકાવી રાખવી

એ ઉપર ઉપરથી જેટલું સહેલું દેખાય છે તેટલું હોતું નથી. બીજી વાત એ છે કે "પ્રયત્ન ન કરવો" એનો અર્થ "તમોગુણમાં લીન થઈ નિષ્ક્રિય જડતા અનુભવવી" એવો થતો નથી. એનો અર્થ માત્ર એટલો જ થાય છે કે "માનવે પોતાનો વ્યક્તિગત–અંગત પ્રયત્ન છોડી દઈને એક પ્રકારની આલોકિત નિષ્ક્રિય અવસ્થામાં રહી મન, પ્રાણ વગેરેથી પર એવી કોઈક ભૂમિકામાં જે દિવ્ય તપઃશકિત સ્વયંભૂ છે તેને પોતામાં આવાહન કરવું અને પોતામાં તેનો સાક્ષાત્કાર કરવાની અભીપ્સા માત્ર રાખવી." માનવના સામાન્ય ચૈતન્યથી પર રહેલી એ તપઃશકિતની સફળતા સ્વતઃસિદ્ધ હોય છે–તેને પ્રયત્નની જરુર પડતી નથી. અર્થાત્ અપ્રયત્ન–સાહજિક સિદ્ધિ અને સફળતા એ વિશુદ્ધ, દૈવી તપઃશકિતનું લક્ષણ છે; અને જે માનવ તેવી સ્થિતિને પ્રાપ્ત કરે છે તેનામાં પણ એ પ્રકારની તપઃશકિત જાગ્રત થાય છે.

તપઃશકિતનો બરાબર ખ્યાલ આવે તેટલા માટે આપણે એક રૂપક લઈશું. લોઢું ઓગાળવાની નવી ઢબની ભઠ્ઠી તમે જોઈ છે? તે ઊંધા–અણી ઉપર ઉભા કરેલા શંકુ આકારની હોય છે. તેમાંથી લોઢું કાઢવાનું હોય છે. તે કાચી ધાતુના ટુકડાઓ પહોળી બાજુ તરફથી એટલે કે ઉપરથી નાંખવામાં આવે છે અને ગરમ થતા થતા તે શંકુની અણી તરફ આપોઆપ વજન વડે જ ગતિ કરે છે. વચમાં વચમાં કોયલા વગેરે બળતણનાં થરો કરવામાં આવેલાં હોય છે. ભઠ્ઠી ચેતાવતાં પ્રથમ તો ધુમાડો નીકળવાનો, ત્યાર પછી ભડકો થવાનો, તાપ વધતાં ઝાંખો લાલ રંગનો દેવતા થશે અને ગરમ હવા ચારે બાજુ ફરીને શંકુમાં થઈ ઉપર નીકળતી જણાશે. એની ગરમીને લીધે ઉપરની કાચી ધાતુ ધીમે ધીમે વધારે ને વધારે ગરમ થતી જાય છે, તેમાથી પીળી જ્યોતિ અને છેવટે શ્વેત રંગની અગ્નિજ્વાળા દેખાય છે. લોઢું પણ ધીમે ધીમે કાળા રંગમાંથી અગ્નિના સર્વે રંગવિકારોમાં થઈને પસાર થતું છેવટે શ્વેત અગ્નિશિખામાં શ્વેત થઈ

જાય છે! અને તે સમયે લોઢું અને અગ્નિ અભિન્ન થઈ જાય છે! એ સ્થિતિ થોડો સમય ચાલુ રહેતાં, કોણ જાણે કોઈ જાદુઇ મંત્રની અસરને લીધે હોય નહિ તેમ, ઘન સ્થિતિનું બંધન સરી પડે છે અને લોઢાની નક્કર ગણાતી ધાતુ તે સ્થિતિ વટાવી જાય છે! ઇન્દ્રિયોને જણાતા પદાર્થના સ્થૂલ સ્વરૂપને જ તેનું વાસ્તવિક સ્વરૂપ માની લેનાર માનવની દૃષ્ટિ સમક્ષ લોઢાનાં બંધનો—તેની ઘન સ્થિતિ, તેનો પરિમિત આકાર, તેના સામાન્ય ગુણો વગેરે તૂટી જાય છે! અને લોઢું એક પ્રવાહીરૂપે જૂદી જ સ્થિતિ, જૂદો જ આકાર અને તદ્દન જૂદા ગુણો ધારણ કરતું જણાય છે! લોઢાની એ સ્થિતિમાં તેનું જે જ્ઞાન છે તે તેની કેવળ ઘન અવસ્થાના જ્ઞાન કરતાં જૂદા જ પ્રકારનું હોય છે.

તપ પણ એવી જ એક ક્રિયા છે. જ્યારે તે પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે ઇન્દ્રિયો વડે યા તો બુદ્ધિ વડે જે જ્ઞાન માનવ મેળવી શકે છે તેનાથી તદ્દન જૂદા પ્રકારનું અને છતાં વાસ્તવિક જ્ઞાન તે મેળવી શકે છે. તપની નિરપેક્ષ-સંપૂર્ણ એકાગ્રતાને પરિણામે કાલનાં, પદાર્થનાં કે વ્યક્તિનાં બાહ્ય સ્વરૂપોનાં, સ્થૂલ ઇન્દ્રિયોના દૃઢ સંસ્કારોનાં અને સામાન્ય રૂઢિપ્રધાન વિચારોના સંસ્કારોનાં બંધનો તૂટે છે. અને પદાર્થની પાછળ આવી રહેલું તેનું સત્ય સ્વરૂપ તપઃ-શકિત વડે પ્રત્યક્ષ થાય છે! તપઃશકિતની એ શ્વેત જ્યોતિ ઊર્ધ્વ ચૈતન્યમાં બુદ્ધિની ઉપરની ભૂમિકામાં સ્વયંભૂ હોઈ ચૈતન્યના નીચેના સ્તરોમાં તે અપ્રગટ હોય છે. ભઠ્ઠીની પેઠે નીચેના સ્તરોને તપાવતાં દિવ્ય તપઃશકિતનું માનવનાં સામાન્ય કરણોમાં અવતરણ થાય છે. અલબત્ત, દિવ્ય તપઃશકિતની એ જ્યોતિ માનવના સામાન્ય ચૈતન્યમાં ધીમે ધીમે પ્રગટે છે જ્યારે તેની શ્વેત શિખા લખ-લખે છે ત્યારે તેની એકાગ્ર ઉષ્માને લીધે કઠિન પદાર્થનું કાઠિન્ય દૂર થઈ જાય છે. કૂટ પ્રશ્નનું કૂટત્વ, ઘનનું ઘનત્વ, દ્રવનું દ્રવત્વ, અંતરાયનો વિરોધ, અજ્ઞાતનું અજ્ઞેયત્વ દૂર થઈ જાય છે! અને માન-

સિક વિચારો પણ મનોમય ભૂમિકામાં રહેવાના ફરજિયાત ગણાતા બંધનને વટાવી જાય છે, તથા વિચારથી પર રહેલું વિચારનું સત્ય પ્રત્યક્ષ જુવે છે—અનુભવે છે! પદાર્થના ગુણમાં અને તેના સ્વરૂપમાં સમૂળું રૂપાંતર થઈ કોઈ જૂદા જ દૃષ્ટિબિંદુથી તેમને નિહાળવાની દૃષ્ટિભંગી માનવને પ્રાપ્ત થાય છે. એ કીમિયો તે જ તપ!

ચૈતન્યની એવી એકાગ્ર શક્તિ દુસ્તર ગણાતા અંતરાયોને ભેદીને પાર જાય છે. અને પદાર્થના અને વ્યક્તિના જ્ઞાનની કોઈ અજ્ઞાત બાજુ રજુ કરીને જ્ઞાનમાં અદ્‌ભુત વધારો કરી શકે છે. બળતણનો બચાવ કરવા માટે આજકાલ એવી ભઠ્ઠીને ચોવીસે કલાક ચાલુ રાખવામાં આવે છે, કારણ કે દરરોજ ઠંડી કરી પાછી ગરમ કરવા જતાં બળતણનો નકામો વ્યય થાય છે! એ ભઠ્ઠીમાં શંકુની ટોચ આગળ ગરમી એવી તો પ્રચંડ હોય છે કે ત્યાં આગળની ચકલી ઉઘાડતાં પાણીના નળમાંથી પાણી વહે છે તેમ ધગધગતો લોઢાનો રસ વહે છે. તપનો સતત ઉપયોગ કરવા ઇચ્છનારે પણ એવી જ આંતર ક્રિયા કરીને તપ:શક્તિની શિખાને સતત જાગ્રત રાખવાને શરુઆતમાં પ્રયત્ન કરવો પડે છે. ત્યાર પછી તે શક્તિ સાહજિક થઈ જાય છે. અર્થાત્ ચૈતન્યની શક્તિને શ્વેત અગ્નિશિખા પેઠે એકાગ્ર કરી તેનો પ્રચંડ સંચય કરવો એનું નામ તપ! તપના અગ્નિની એવી શિખા જેનો સ્પર્શ કરે છે તે વસ્તુ કે વ્યક્તિ તુર્ત જ ઓગળી જઈને પોતાનું રહસ્ય તેની આગળ પ્રગટ કરે છે—કર્યા વિના તેને ચાલતુ જ નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે તપ:શક્તિ જ્યારે એકાગ્ર થાય છે ત્યારે દિવ્ય જ્ઞાનપ્રાપ્તિ માટે તેનો ઉપયોગ થઈ શકે છે. વળી સામાન્ય માનવ જે પદ્ધતિનો ઉપયોગ કરીને જ્ઞાન મેળવે છે તે રીતે એ મેળવેલું હોતું નથી. દિવ્ય તપ:શક્તિ જેમ જ્ઞાનપ્રાપ્તિનું સાધન હોય છે તે જ પ્રમાણે તે સામર્થ્ય અને શક્તિના આવિર્ભાવનું અને પ્રયોગનું પણ પ્રચંડ સાધન થઈ શકે છે.

જાય છે! અને તે સમયે લોઢું અને અગ્નિ અભિન્ન થઈ જાય છે! એ સ્થિતિ થોડો સમય ચાલુ રહેતાં, કોણ જાણે કોઈ જાદુઇ મંત્રની અસરને લીધે હોય નહિ તેમ, ઘન સ્થિતિનું બંધન સરી પડે છે અને લોઢાની નક્કર ગણાતી ધાતુ તે સ્થિતિ વટાવી જાય છે! ઇન્દ્રિયોને જણાતા પદાર્થના સ્થૂલ સ્વરૂપને જ તેનું વાસ્તવિક સ્વરૂપ માની લેનાર માનવની દૃષ્ટિ સમક્ષ લોઢાનાં બંધનો—તેની ઘન સ્થિતિ, તેનો પરિમિત આકાર, તેના સામાન્ય ગુણો વગેરે તૂટી જાય છે! અને લોઢું એક પ્રવાહીરૂપે જૂદી જ સ્થિતિ, જૂદો જ આકાર અને તદ્દન જૂદા ગુણો ધારણ કરતું જણાય છે! લોઢાની એ સ્થિતિમાં તેનું જે જ્ઞાન છે તે તેની કેવળ ઘન અવસ્થાના જ્ઞાન કરતાં જૂદા જ પ્રકારનું હોય છે.

તપ પણ એવી જ એક ક્રિયા છે. જ્યારે તે પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે ઇન્દ્રિયો વડે યા તો બુદ્ધિ વડે જે જ્ઞાન માનવ મેળવી શકે છે તેનાથી તદ્દન જૂદા પ્રકારનું અને છતાં વાસ્તવિક જ્ઞાન તે મેળવી શકે છે. તપની નિરપેક્ષ-સંપૂર્ણ એકાગ્રતાને પરિણામે કાલનાં, પદાર્થનાં કે વ્યક્તિનાં બાહ્ય સ્વરૂપોનાં, સ્થૂલ ઇન્દ્રિયોના દૃઢ સંસ્કારોનાં અને સામાન્ય રૂઢિપ્રધાન વિચારોના સંસ્કારોનાં બંધનો તૂટે છે. અને પદાર્થની પાછળ આવી રહેલું તેનું સત્ય સ્વરૂપ તપઃ-શકિત વડે પ્રત્યક્ષ થાય છે! તપઃશકિતની એ શ્વેત જ્યોતિ ઊર્ધ્વ ચૈતન્યમાં બુદ્ધિની ઉપરની ભૂમિકામાં સ્વયંભૂ હોઈ ચૈતન્યના નીચેના સ્તરોમાં તે અપ્રગટ હોય છે. ભઠ્ઠીની પેઠે નીચેના સ્તરોને તપાવતાં દિવ્ય તપઃશકિતનું માનવનાં સામાન્ય કરણોમાં અવતરણ થાય છે. અલબત્ત, દિવ્ય તપઃશકિતની એ જ્યોતિ માનવના સામાન્ય ચૈતન્યમાં ધીમે ધીમે પ્રગટે છે જ્યારે તેની શ્વેત શિખા લખ-લખે છે ત્યારે તેની એકાગ્ર ઉષ્માને લીધે કઠિન પદાર્થનું કાઠિન્ય દૂર થઈ જાય છે. ફૂટ પ્રશ્નનું ફૂટત્વ. ઘનનું ઘનત્વ, દ્રવનું દ્રવત્વ, અંતરાયનો વિરોધ, અજ્ઞાતનું અજ્ઞેયત્વ દૂર થઈ જાય છે! અને માન-

સિક વિચારો પણ મનોમય ભૂમિકામાં રહેવાના ફરજિયાત ગણાતા બંધનને વટાવી જાય છે, તથા વિચારથી પર રહેલું વિચારનું સત્ય પ્રત્યક્ષ જુવે છે–અનુભવે છે! પદાર્થના ગુણમાં અને તેના સ્વરૂપમાં સમૂળું રૂપાંતર થઈ કોઈ જૂદા જ દષ્ટિબિંદુથી તેમને નિહાળવાની દષ્ટિભંગી માનવને પ્રાપ્ત થાય છે. એ કીમિયો તે જ તપ!

ચૈતન્યની એવી એકાગ્ર શક્તિ દુસ્તર ગણાતા અંતરાયોને ભેદીને પાર જાય છે. અને પદાર્થના અને વ્યક્તિના જ્ઞાનની કોઈ અજ્ઞાત બાજુ રજુ કરીને જ્ઞાનમાં અદ્દભુત વધારો કરી શકે છે. બળતણનો બચાવ કરવા માટે આજકાલ એવી ભઠ્ઠીને ચોવીસે કલાક ચાલુ રાખવામાં આવે છે. કારણ કે દરરોજ ઠંડી કરી પાછી ગરમ કરવા જતાં બળતણનો નકામો વ્યય થાય છે! એ ભઠ્ઠીમાં શંકુની ટોચ આગળ ગરમી એવી તો પ્રચંડ હોય છે કે ત્યાં આગળની ચકલી ઉઘાડતાં પાણીના નળમાંથી પાણી વહે છે તેમ ધગધગતો લોઢાનો રસ વહે છે. તપનો સતત ઉપયોગ કરવા ઇચ્છનારે પણ એવી જ આંતર ક્રિયા કરીને તપ:શક્તિની શિખાને સતત જાગ્રત રાખવાને શરુઆતમાં પ્રયત્ન કરવો પડે છે. ત્યાર પછી તે શક્તિ સાહજિક થઈ જાય છે. અર્થાત્ ચૈતન્યની શક્તિને શ્વેત અગ્નિશિખા પેઠે એકાગ્ર કરી તેનો પ્રચડ સંચય કરવો એનું નામ તપ! તપના અગ્નિની એવી શિખા જેનો સ્પર્શ કરે છે તે વસ્તુ કે વ્યક્તિ તુર્ત જ ઓગળી જઈને પોતાનું રહસ્ય તેની આગળ પ્રગટ કરે છે–કર્યા વિના તેને ચાલતુ જ નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે તપ:શક્તિ જ્યારે એકાગ્ર થાય છે ત્યારે દિવ્ય જ્ઞાનપ્રાપ્તિ માટે તેનો ઉપયોગ થઈ શકે છે. વળી સામાન્ય માનવ જે પદ્ધતિનો ઉપયોગ કરીને જ્ઞાન મેળવે છે તે રીતે એ મેળવેલું હોતું નથી. દિવ્ય તપ:શક્તિ જેમ જ્ઞાનપ્રાપ્તિનું સાધન હોય છે તે જ પ્રમાણે તે સામર્થ્ય અને શક્તિના આવિર્ભાવનું અને પ્રયોગનું પણ પ્રચંડ સાધન થઈ શકે છે.

જ્યારે તપઃશક્તિ શક્તિ–બળ–સામર્થ્યસ્વરૂપે કાર્ય કરે છે ત્યારે કોઈ પણ બીજી શક્તિના કરતાં તે વધારે સચોટ અને સફળ નીવડે છે. દિવ્ય તપઃશક્તિ અમોઘ હોય છે. દિવ્ય તપઃશક્તિમાં જ્ઞાન-ની પાછળ સર્વજ્ઞ પરમાત્માની સ્વયંભૂ જ્ઞાનશક્તિ અને દિવ્યતપઃ-શક્તિના સામર્થ્યની પાછળ સર્વશક્તિમાનની સ્વયંભૂ શક્તિ આવી રહેલી હોય છે. નિષ્ફળતાને તેમાં સ્થાન નથી, કારણ કે તેવી શક્તિ સર્વશક્તિમાનની જ શક્તિ થઈ રહેલી હોય છે.

વળી સામાન્ય માનવમાં ઘણી વાર જ્ઞાન અને શક્તિ—Knowledge (Intellectual side) and will( શક્તિ )–એમાં વિસંવાદ જોવામાં આવે છે. બુદ્ધિ જેનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તેને ટકાવી રાખવાને યા તો તેનો અમલ કરવાને માટે જે શક્તિ ( will ) જોઈએ તે તત્ત્વચિંતકમાં, કવિમાં કે વિચારકમાં હંમેશાં હોતી નથી; જ્યારે શક્તિશાળી કર્મવીરોમાં ઉચ્ચ જ્ઞાનશક્તિ ( એમની ક્રિયાશક્તિના પ્રમાણમાં ઉચ્ચ) બહુ જ વિરલ હોય છે. એટલે કે કર્મ કરવાની શક્તિની પ્રેરણા હમેશાં સંપૂર્ણ જ્ઞાનયુક્ત જ હોય એવું બનતું નથી.

પરંતુ દિવ્ય જ્ઞાનની તપઃશક્તિ જેનામાં સિદ્ધ થઈ હોય છે તેનામાં જ્ઞાન અને શક્તિ–Knowledge and will–બંને એક થઈ રહે છે. તેની જ્ઞાનજ્યોતિમાં તેજ તો હોય છે જ—જેથી અજ્ઞાનનો અંધકાર તે દૂર કરે છે. પરંતુ તે જ્યોતિમાં ઉષ્મા પણ એવી પ્રચંડ હોય છે કે જ્ઞાનના વિષયને વ્યવહારમાં પરિણત કરવાનું " સામર્થ્ય " તે ધરાવે છે. વળી એવા માણસમાં જ્ઞાન અને શક્તિ જેવો ભેદ ભાગ્યે જ રહી શકે છે. તેના જ્ઞાનમાં જે વસ્તુ–સત્ય આવે છે તેજ શક્તિસ્વરૂપ થઈને જગતમાં સફળ થાય છે અથવા તો કોઈક વાર શક્તિ પ્રથમ જાગ્રત થાય છે—અગ્નિની શિખા પેઠે–તો પણ તે જ્ઞાનમાંથી જ સ્ફુરે છે, અર્થાત્ તેની શક્તિ-રૂપી અગ્નિશિખામાં ગરમી ઉપરાંત જ્ઞાનની જ્યોતિ અને તેનું તેજ પણ હોય છે. અને જ્યારે એ બંને એકીસામટાં કાર્ય કરે છે

ત્યારે બંને નદીઓમાંથી છૂટતી તેમની ધારાઓ એકત્ર થઈને એક જ ધારે વહે તે પ્રમાણે તે વહે છે; જાણે ચૈતન્યના ફુવારામાંથી ઊડતી બે સેરો પાછી સંયુક્ત થઈને એક જ સેરરૂપે જણાતી ન હોય !

વળી દિવ્ય તપઃશકિતમાં જ્ઞાન અને શકિત ઉપરાંત આનંદના મૂર્ત સ્વરૂપ સૃજનને માટે પણ પ્રેરણા હોય છે ! તે સૃજન માનવની સામાન્ય શકિતથી, જ્ઞાનથી કે દર્શનથી કરવામાં આવે છે તેના કરતાં જૂદા પ્રકારનું હોય છે. ( અલબત્ત, તેની ઉત્પત્તિ, કાર્યપદ્ધતિ અને તેની સાથે સંકળાયલી સર્વે આંતરિક ક્રિયાઓ જૂદી હોય છે એવો ભાવાર્થ છે. ) આપણે સૃજન વિષે કવિતા વગેરેની ઉત્પત્તિનો, કળાઓનો આગળ વિચાર કરી ગયા છીએ. પરંતુ એ તો તપઃશક્તિ માનવની સામાન્ય પ્રકૃતિમાં કાર્ય કરે છે તેનું સ્પષ્ટીકરણ થયું. દિવ્ય તપઃશક્તિ પ્રાપ્ત કર્યા પછી જે સૃજનકાર્ય થાય છે તેમાં જ્ઞાન અને શકિતનાં બંને તત્ત્વો સંપૂર્ણપણે હાજર હોય છે એટલું જ નહિ, પરંતુ તેમાં ઉમેરાય છે આનંદનું–રસનું–પ્રેમનુ કહો–અનિર્વચનીય તત્ત્વ ત્યારે જ "**आनंदाद्धि एव खल्विमानि भूतानि जायंते**" અર્થાત્ "આનંદમાંથી આ સર્વે પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે" એ ઉપનિષદ્‌ની ઉકિતનું અનુભવસિદ્ધ જ્ઞાન થાય છે.

એ સૃજનમાં બુદ્ધિ વડે તર્ક કરીને કે માનુષી પ્રયત્ન યા તો ચેષ્ટા કરવાથી કે પરિમિત દર્શન કે અપૂર્ણ પ્રેરણા વડે કામ લેવામાં આવતું નથી. જ્યારે દિવ્ય તપઃશક્તિની સૃજન કરવાની પ્રેરણા કામ કરે છે ત્યારે તે માનવથી પર રહેલી કોઈ આનંદમય ભૂમિકામાં ઉત્પન્ન થઈને આનંદની રેલ પેઠે માનવ ચૈતન્યમાં ધસી આવે છે અને ચારે બાજુ આનંદપૂર્ણ સૃષ્ટિલીલા વિસ્તારી મૂકે છે. અને એ દિવ્ય સૃજનશક્તિમાં સૃજનનું જ્ઞાન અને તેની સિદ્ધિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય બંને સ્વયંભૂ હોય છે !

સામાન્ય માનસિક ભૂમિકાથી પર હોવાને પરિણામે એવી વ્યક્તિઓ–જેમાં દિવ્ય તપઃશક્તિ કાર્ય કરતી હોય છે તેઓ–માનસિક

નિયમોનું પાલન કરતી હંમેશાં જોવામાં આવતી નથી. તેનું કારણ તેઓ નીતિથી ભ્રષ્ટ હોય છે તે નહિ, પરંતુ તેઓ નીતિથી પર હોય છે. તે કોઈ એવી ભૂમિકામાં પોતાનું ચૈતન્ય ધારણ કરે છે કે જ્યાં નીતિ-અનીતિનાં, સત્ય—અસત્યનાં માનવબુદ્ધિએ બાંધેલાં ધોરણો લાગુ પડતાં નથી.

સૃષ્ટિની ઉત્પત્તિના મૂળમાં જેમ ભગવાનની તપઃશક્તિ રહેલી છે તે જ પ્રમાણે દિવ્ય તપઃશક્તિ પ્રાપ્ત કરનાર વ્યક્તિ જે સૃજન કરે છે તેમાં પણ ભગવાનની આનંદશક્તિનો જ આવિર્ભાવ હોય છે. તેનું આદિ કારણ અને અંતિમ હેતુ " આનંદ " હોય છે. પરંતુ એ આનંદ એટલે દુઃખની છાયાથી નાસતો ફરતો માનુષી હર્ષ કે સુખ નહિ. એ આનંદ સ્વયંભૂ અને નિરપેક્ષ હોઈ તેમાં અજ્ઞાન કે અશક્તિને સ્થાન હોતું નથી.

માનવમાં એ દિવ્ય આનંદશક્તિ વિધવિધ રૂપે અવ્યક્ત-પણે કાર્ય કરી રહેલી છે. માટે જ માનવ જીવન ધારણ કરી શકે છે. તે શક્તિનાં વિકૃત સ્વરૂપો માટે, તેની પરિમિત પ્રાપ્તિ માટે માનવ, અરણ્યમાં તૃષાતુર મૃગ જેમ પાણી માટે ઝંખે તેમ, પળેપળ ઝંખી રહ્યો છે. અને એ અદ્દભુત દિવ્ય આનંદની એક કણી—તેના અખૂટ સમુદ્રમાંથી એક ટીપું મળતાં તે ધરાઈ જાય છે. તેથી જ પ્રણયી પોતાની પ્રિયાના પ્રણયાલિંગન માટે તલસે છે, માતા બાળ-કને છાતી સાથે ચાંપે છે, માદા પોતાના બચ્ચા માટે જાન અર્પણ કરે છે, મિત્રો નેત્રો વડે પરસ્પર એક બીજાને પીએ છે, શહીદો ધર્મ ખાતર કુરબાન થાય છે, માનવ સ્વતંત્રતાને માટે રણક્ષેત્રમાં મૃત્યુ શોધે છે, અને પ્રેમનાં અનંત સ્વરૂપોમાંથી કોઈ એકનો પણ અનુભવ થતાં માનવને પોતાનુ જીવન સાર્થક લાગે છે એ થયો ઉપનિષદ્‌ની ભાષામાં " માનુષી આનંદ "

પરંતુ દિવ્ય તપઃશક્તિનું આનંદસ્વરૂપ જે વ્યક્તિ પ્રાપ્ત કરે છે તે ? તે પ્રતિક્ષણ દુઃખની છાયાથી અબાધિત એવા કોઈ દિવ્ય આનંદ-

સાગરમાં જ જીવન ધારણ કરે છે ! તે આનંદ સાહજિક–અપ્રયત્ન હોય છે. તેમાં નથી અજ્ઞાનને કે અશક્તિને સ્થાન તેમાં નથી હોતો જીવનનો ત્યાગ કે અજ્ઞાન અને આસક્તિભર્યો તેનો સ્વીકાર. સર્વત્ર દિવ્ય આનંદની લીલાના સાક્ષાત્કાર સાથે સાથે એવી વ્યક્તિમાં આનંદનાં અપૂર્ણ, અસત્ય અને પરિમિત–ટુંકામાં અજ્ઞાનભર્યાં સ્વરૂપોનું જ્ઞાન જાગ્રત હોય છે. તેનામાં કાર્ય કરતી આનંદશક્તિ સૃજન રચવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તે સૃજન જ્ઞાનથી પૂર્ણ, સામર્થ્યવાન અને દૈવી હોય છે. આનંદને સ્વરૂપ આપવા માટે પણ તે બુદ્ધિનો કે વ્યવહારદક્ષતાનો ઉપયોગ કરતો નથી. તે આધાર રાખે છે કોઈ દિવ્ય ધોરણની પ્રેરણા ઉપર. તે પૃથ્વીમાં સ્થાપિત કરવા મથે છે કોઈ ભાગવત ધર્મ, કોઇ સનાતન સત્યનો અને આધ્યાત્મિક આનંદનો સાહજિક નિયમ તે વ્યક્તિ પાર્થિવ ભૂમિકા-માં માનવ ચૈતન્યની ઉચ્ચમાં ઉચ્ચ આનંદશક્તિનો આવિર્ભાવ કરવા માટે સાધન બની રહે છે. માનવ માટે " તે કરે છે ", " તે મથે છે, " તેનું જીવનકાર્ય, " " તેનું સૃજન " વગેરે વાકયોના પ્રયોગો જેમ કરીએ છીએ તેમ તેને માટે કરવા એ જ ભૂલ છે. કારણ કે " તે કરતો હોતો નથી, " " તે મથતો નથી. " તેના ચૈતન્યમાં ઉદ્‌ભવતી કો આનદશક્તિ દિવ્ય તપઃશક્તિની પ્રેરણા પ્રમાણે સૃજન રચે છે.

જડ દેખાતી સૃષ્ટિમાં જેમ ચૈતન્યની ઉત્ક્રાંતિનું દિવ્ય કાર્ય આપણે જોઇએ છીએ તેમ ચેતનવન્તી માનુષી ભૂમિકામાં એવી વ્યક્તિઓ દ્વારા કોઈ પર ચૈતન્ય–Superconscience પોતાનું દિવ્ય કાર્ય કરે છે આપણી પાર્થિવ ભૂમિકામાં અવ્યક્ત રહેલી દિવ્યતાનું તો એ પ્રમાણ નહિ હોય ? માનવમાં રહેલા ભગવાન–ભાગવત ચૈતન્યનો તો તે આવિર્ભાવ નહિ હોય ? આપણા લોકો જેને " અવતાર " કહે છે તે ચૈતન્યનું અવતરણ તો નહિ હોય ?

અનંત, સ્વયંભૂ, આનંદસ્વરૂપ પુરુષોત્તમની લીલાની એ પરમ દિવ્ય આનંદલહરી જ્યારે પૃથ્વીમાં પ્રગટ થાય છે અને થશે ત્યારે પૃથ્વીની અને માનવની સાર્થકતા છે ! ॐ तत्सत् ।

" Will is the power of consciousness turned towards effectuation. " (Mother)

" તપઃશક્તિ એટલે અસરકારક–પરિણામસાધક કર્મ પ્રત્યે વળેલી ચૈતન્યની શક્તિ. "

* * *

" Divine will is the will expressing the Highest Truth. " (Mother)

" દિવ્ય તપઃશક્તિ એટલે પરમ–ઉચ્ચતમ સત્યને પ્રગટ કરનારી તપઃશક્તિ. "

# શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !

પ્રત્યેક કર્મની આવશ્યક પૂર્ણાહુતિ તરીકે ઉપનિષદોમાં અને આર્ય સંસ્કૃતિના પ્રત્યેક કર્મકાંડમાં " શાંતિઃ શાંતિઃ શાંતિઃ " ઉચ્ચારાય છે. એ મંત્રના દ્રષ્ટાઓએ કેવા મહાન સત્યનું દર્શન કર્યું છે ?

પ્રાચીનોને એ મંત્ર ઉપયોગી હોય કે ન હોય, પરંતુ કોણ કહી શકશે કે આપણને તે અત્યંત ઉપયોગી નથી ? વર્તમાન યુગની એક મોટામાં મોટી જરુરિઆત હોય તો તે "શાંતિ" છે. આપણે સત્તા, ઐશ્વર્ય, ધન સઘળું મેળવવામાં આગળ વધ્યા હોઇશું, પરંતુ શાંતિ વિના એ બધું અપૂર્ણ નથી લાગતું ? રાત અને દિવસ, મહિનાઓ, વર્ષો અને દાયકાઓ આપણે "કામ, કાંચન અને વધારે કામ"નો મંત્ર રટીએ છીએ. પણ આપણા કાર્યમાં કે કાંચનમાં નથી મળતું સુખ કે નથી થતાં શાંતિનાં દર્શન. આપણો જમાનો ભારે પ્રયત્નો આદરવાના ધમપછાડામાં મગરુરી માને છે. ખરું જોતાં વ્યક્તિ અને સમાજના સુખ માટે વલખાં મારવાની ક્રિયાને આપણે " કામ " કહીએ છીએ. આપણે તનતોડ પછાડા મારીએ છીએ, " કામ " કરતા નથી. એક લેખકે કહ્યું છે કે, " અમેરિકનો ઝપાટાબંધ ખાય છે, ફલંગો ભરી ચાલે છે, અને જલદી મરી જાય છે. " આપણે શાંતિની અનંત પ્રતિષ્ઠા ઉપર " કામ "ની ઈમારત ચણી જાણતા નથી. વિશ્વમાં જે ચિરસ્થાયી કાર્યો થયાં છે તે બધાંય પ્રથમ શાંતિના ગુપ્ત ગર્ભમાં પોષાઈને જન્મ્યાં છે એ આપણે ભૂલી ગયા છીએ.

આંખે દાબડા પહેરેલા ઘોડાની પેઠે આપણે જીવનમાં વર્તમાનથી થોડે જ આગળ દૃષ્ટિ નાંખી શકીએ છીએ. આપણી દૃષ્ટિ દૂર જઈ અનંત કાળને ભેદી શકતી નથી. નજીકની વસ્તુઓના બાહ્ય સ્વરૂપથી આપણે છેતરાઇએ છીએ. તારાઓ અને અનંત બ્રહ્માંડોમાં વર્તી રહેલા શાન્ત અને મૌનભર્યા છંદનું આપણને ભાન નથી. પુષ્પના અનિવાર્ય વિકાસમાં આપણી શ્રદ્ધા અચળ નથી.

શાંતિ એટલે જીવનના અનંત પટની વાસ્તવિક ભૂમિકા; શાંતિ એટલે વાસ્તવિક આનંદની પ્રતિષ્ઠા; શાંતિ એટલે ક્રિયાશીલતાનો, સમર્થ ક્રિયાશક્તિનો, કાર્યદક્ષતાનો તથા કાર્યક્ષમતાનો અભાવ—એમ માનવું એ ભૂલ છે. વળી શાંતિ એટલે ઐહિક જીવનનો અણવિશ્વાસ એમ પણ માનવામાં આવે છે. પરંતુ એ બધાં ' શાંતિ ' નથી. એ તો તમોગુણનું મૃત્યુ છે.

સાચા કર્મકૌશલનો આધાર શાંતિ છે. સચોટ કાર્યદક્ષતા શાંતિમાથી જન્મે છે. ખરી શાંતિમાં અદ્ભુત ક્રિયાશીલતા છે.

પરંતુ શાંતિ એટલે ધમપછાડાનો અસ્વીકાર ખરો. શાંતિ એટલે આરંભોમાં રહેલી તીવ્ર ચચળતા અને ઝંઝાવાતના જેવી ઉતાવળ તથા ઉત્પાતનો અભાવ ખરો. વળી શાંતિ એટલે સુખનો કે આનંદનો અભાવ છે એમ માનવું પણ ભૂલભરેલું છે. વાસ્તવિક સુખ અને આનંદની પ્રતિષ્ઠા કરવી એટલે જ શાંતિ પ્રાપ્ત કરવી

અને એવી શાંતિ શ્રદ્ધા વિના ક્યાંથી સંભવે ? તારાઓ અને ગ્રહોના મૂંગા છંદનું સંગીત શ્રવણ કરનાર વિરાટ્ બ્રહ્માંડોમાં કાર્ય કરી રહેલા પ્રભુના અનિવાર્ય હેતુને જાણે છે. એ ઉચ્ચી શ્રદ્ધા કેવળ વિચારજન્ય છે નહિ; તે કેવળ બુદ્ધિની ક્રિયા નથી; એ તો સક્રિય કોઈ વિશ્વમાં વર્તી રહેલા દિવ્ય હેતુમાં અડગ શ્રદ્ધાથી પ્રેરિત હોય છે. પછી ભલેને તાત્કાલિક સર્વે ઘટનાઓ, સંજોગો અને દૃશ્યો તેની વિરુદ્ધ દેખાતાં હોય !

આપણે વસ્તુઓ પ્રાપ્ત કરવા પાછળ, સુખનો ઉપભોગ કરવા ખાતર, ગાંડાતૂર છીએ, કારણ કે "રખેને તક જતી રહે !"—"રખેને સમય ચાલ્યો જાય અને આપણે મોડા પડીએ !" એવી આપણને બ્હીક હોય છે.

ખરું છે. આપણો સમય વહી જાય છે; પ્રાચીનો પેઠે તેને થંભાવી રાખવાની કલા આપણામાંના ઘણા થોડા જાણે છે. કોણ જાણે કેમ, પ્રાચીનોને હંમેશાં સમય મળતો. તેઓ તેને થોભાવી જાણતા. શાંતિ એટલે "મને સમય છે."

પરંતુ આપણને એ કલા કેમ નથી આવડતી ? કારણ કે, આપણને તો અનંત કાલના ક્ષણિક વર્તમાનના અપૂર્ણાંકમાં જ શ્રદ્ધા છે. આપણને "શાશ્વતીઃ સમાઃ"—"અનંત કોટિ વર્ષો" મનોદૃષ્ટિથી પણ ગોચર થતાં નથી. જ્યારે પ્રાચીનોની દૃષ્ટિ આગળ અનંત કાલ ખેલ કરતો. તેઓની દૃષ્ટિ યુગોયુગની પેલે પાર જોઈ શકતી ! અપ્રાપ્ત "ભૂરિ કર્તવ્યમ્"—એવાં ઘણાં કાર્યો પ્રત્યે તેઓ નિશ્ચલ નેત્રે જોઈ રહેતા; આત્માના કોઈ દર્શનને વાસ્તવિક કરવા માટે મન્વન્તરો અને યુગો સુધી વાટ જોતાં થાકતા નહિ ! પૃથ્વીના કેન્દ્ર પ્રત્યે થતા ગુરુત્વાકર્ષણમાં આપણને શ્રદ્ધા છે, પરંતુ બ્રહ્માંડોને ભેગાં રાખનાર આધ્યાત્મિક ગુરુત્વાકર્ષણમાં અને તેના કેન્દ્ર પ્રભુમાં આપણને શ્રદ્ધા નથી. અને તેથી કોઈ અવ્યવસ્થિત પેઢીનો વારસો પોતાને તુરતમાં જ મળેલો હોય અને તેને સુધારવાનો કુલ બોજો અને જવાબદારી પોતાને માથે હોય એમ માની આપણે આમથી તેમ દોડાદોડ કરી મૂકીએ છીએ પરિણામે પેઢીની અવ્યવસ્થામાં ઘટાડો થતો નથી; ઘણું ખરું તો ગેરવ્યવસ્થા જ વધતી જાય છે. આપણે તેને "પ્રગતિનું" નામ આપી સંતોષ માનીએ છીએ.

તમને કોઈ પણ વખત એ શાન્તિની ઝાંખી થઈ તો હશે; હૃદયના અનન્ય પ્રણયીનું જ્યારે તમને પ્રથમ મિલન થયેલું ત્યારે

અંતરના ઉંડાણમાં રહેલી શાન્તિમાં તમે તેનો લ્હાવો લીધો છે. તમે કહેશો કે "મેં એ આનન્દ શબ્દોમાં મૂકીને પૂરી મઝા ગુમાવી હતી." પરંતુ એથી "શાન્તિ"નો મર્મ તમને જણાયો તે કાંઈ જવાનો છે? અને આજે પણ એ અનુભૂતિ અંતરના ગહન ઉંડાણની શાન્તિમાં તમારા અણમોલ ભંડાર પેઠે મોજુદ છે. જરુર પડયે તમેં તેનો આશ્રય ક્યાં નથી લેતા?

ખરું છે, માનવને ભાષા વાપરવાની ટેવ પડી છે. ઘણી વાર તે વધારે પડતી હોય છે. આખો વખત શબ્દો, શબ્દો અને શબ્દો! માનવ માની બેઠો લાગે છે કે આત્મા આત્માનો પરિચય વાણી વડે જ થાય! કેવી ભૂલ? મૌનની શાન્તિમાં થતા ગાઢ, સાચા પરિચયના અજ્ઞાનને લીધે જ એ માન્યતા પ્રચલિત છે. વર્ષોને અન્તે પરદેશથી સ્વદેશ ફરતાં તમારી માતા જે સ્વાગત કરે છે તે શબ્દોના અભાવ વડે જ યથોચિત થતું નથી? લાંબે સમયે સહૃદયી મિત્રને કે વિખૂટી પડેલી પ્રિયાને મળેલા માનવનું દૃષ્ટિકેન્દ્ર એના અંતર ભણી વળે છે અને વાચા મૌનમાં વિલય પામે છે. પરંતુ તેથી આત્મા આત્માનું ગાઢ મિલન થતું નથી એમ માનવું ભૂલભરેલું છે. ઊલટું આ મૌનમાં પ્રસરતી શાન્તિનો ક્ષુદ્ર વાચા વડે ભંગ કરવામાં આવે તો આ આત્મયુગલ વચ્ચે થતી ઉંડી આપલેમાં ભંગ પડે છે! અને એ ગાઢ આંતર મિલનમાં જે પરસ્પર આપલેની અનુભૂતિ થાય છે તે વાચા કરતાં વધારે સચોટ, ઉંડી અને વજ્રલેપ જેવી હોય છે. માનવ-જીવનની એ નીરવ, શાન્ત ક્ષણો તેના વર્ષોના જીવન કરતાં વધારે અમૂલ્ય હોઈ આત્માના વિકાસમાં ગુપ્ત પણ અક્ષર ફાળો નથી આપતી?

કદાચ તેથી જ અંગ્રેજી કહેવત પડી હશે કે "વાચા ચાંદી છે, જ્યારે મૌન સોનુ છે."

જીવનની નાની મુશ્કેલીઓ અને ઝીણી ઝીણી પરંતુ માનવને

અશાન્ત કરી મૂકતી દુગ્ધાઓથી છૂટા થઈ કોઈ કોઈ વખત એ શાન્તિનો અનુભવ કરવા પ્રયત્ન કર્યો છે ખરો ? શાન્તિનું એ સ્થિર સામ્રાજ્ય નિરંતર સનાતન કાલથી વિરાજે છે ! તેને પ્રાપ્ત કરવામાં માનવની વારે વાર છે.

જેણે એ શાન્તિ મેળવી છે તેણે વિશ્વનું આધ્યાત્મિક ગુરુત્વ-મધ્યબિન્દુ મેળવ્યું જાણવું. વિશ્વના દિવ્ય નિયમના છંદના ડોલનને તે જાણી શકે છે; જાણીને પોતાની ગતિ તેની સાથે સંવાદી બનાવી શકે છે. તેના જીવનમાં તાલભંગ—બેહૂદું સંગીત સંભળાતું નથી !

શાન્તિને મેળવનાર માનવ શક્તિની પરિમિતતાઓ જાણે છે, છતાં માનવના ઉજ્જવળ અને દિવ્ય ભાવિમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હોય છે. આપણી ઉતાવળમાં આપણે જે પેઢીની વ્યવસ્થા જાતે જ હાથમાં લઈ બેઠા છીએ તેની પૂરી પુંજી જાણવાનો પણ આપણને સમય મળતો નથી ! એટલે જ સૂર્ય અને પૃથ્વીના અયનોથી પાર, અનન્ત આકાશમાં તરતાં—ચમકતાં બ્રહ્માંડોની છંદપ્રેરિત સતત ગતિની શાન્તિ આપણે જાણતા નથી. એટલે જ પર્વતોની શાન્ત ભવ્યતાને આપણે જોઈ શકતા નથી કે વિસ્તૃત જંગલની ઘટાઓમાં થોકેથોક સિંચાએલા શાન્ત જીવનનો આપણને ખ્યાલ આવતો નથી.

કાર્યનો આપણો ખ્યાલ પણ કેવો ગ્રામ્ય અને સંકુચિત છે ? આપણે મહાન્ માની લીધેલા કોઈ પણ કાર્યનો આરંભ કરતા પહેલાં આપણને ઢોલ પીટયા વિના નથી ચાલતું. પ્રથમ ઉચિત શોરબકોર કરવામાં કાર્યની ફતેહનું આપણે માપ કાઢીએ છીએ ! જ્યારે આપણી નજર આગળ પ્રતિદિન સૂર્યનારાયણ એની એ શાન્ત ભવ્યતાની પુનરુક્તિ કરતો આકાશમાં આરૂઢ થાય છે ! પુષ્પોની કળી રાત્રિના ગહન મૌનમાં વિકસી પ્રફુલ્લિત પુષ્પરૂપે ઉષાનું સ્વાગત કરે છે ! અને પ્રચંડ વટવૃક્ષનો અંકુર અજ્ઞાત રીતે પૃથ્વીના પડમાંથી બહાર પડે છે !

જરા પણ ફેરફાર થતાં આપણે ચમકી જઈએ છીએ; અકસ્માત્ થતાં આપણે ગુસ્સે થઈએ છીએ, નિરાશ પણ થઈએ છીએ. આજુ-બાજુ ચાલી રહેલી વિકારની પરંપરા પ્રત્યે આપણો આત્મા શાન્ત આરામ અને પ્રસાદભર્યા ગાંભીર્યથી જોઈ શકતો નથી; જ્યારે ભૌતિક શાસ્ત્ર આપણા કાનમાં અવાજ કરીને આપણને સમજાવી રહ્યું છે કે એકે એક ઇલેક્ટ્રોન—વિદ્યુત્ અણુમાં ઇલેક્ટ્રોન અને પ્રોટોન પણ—પ્રત્યેક ક્ષણે વિકાર પામી રહ્યો છે!

આપણી અશાન્તિનું એક કારણ એ પણ છે કે આપણે, ઝીણી ઝીણી વિગતોનો હિસાબ ગણવામાં ગુંથાઇ જઈ સમગ્રને વીસરી જઈએ છીએ. આપણો જમાનો Specialistsનો—નિષ્ણાતોનો છે. એટલે સમગ્ર માનવતા આપણામાં ઓછી વિકાસ પામે છે અને તેના ઉપર આપણી નજર પડતી નથી.

આપણને વિભાગો પાડવાનો શોખ છે. આપણને પૃથક્કરણમાં મઝા પડે છે. વર્ગીકરણ આપણી માનીતી પદ્ધતિ છે. વિશાળ, સર્વ-ગ્રાહી એકીકરણની—સમન્વયની ચાવી આપણને હાથ લાગી નથી.

અને આપણી કલામાં પણ અસર ઉત્પન્ન કરવાના તનતોડ પ્રયત્નો થઈ રહેલા જોઇએ છીએ નવીન સર્જનનું વિધાન કરતાં આપણા કલાવિધાયકો થાકી જાય છે. આપણે ભૂલી જઈએ છીએ કે સર્જનનો સમય આત્મસંજ્ઞાનો સમય નથી. ખરું સર્જન અસર કરે છે, પરંતુ અસર કરવા પ્રયત્ન કરતું નથી. તેથી આપણા કલાપ્રદેશોમાં મંથનદશામાંથી ઉછળતાં ફીણ અને અશાન્ત જળની ઉથલપાથલ વધારે જણાય છે. ખરું સર્જન મન્થનદશાના દુઃખકર અનુભવ પછી પથરાતી દિવ્ય શાન્તિમાંથી કલાવિધાયકને પ્રભુની પ્રસાદીરૂપે પ્રાપ્ત થાય છે. જ્યારે એવી પ્રસાદી મળે છે ત્યારે વિધાયકના જીવનમાં આનન્દનું સ્વપ્ન સદાને માટે જાગૃત થાય છે. વિધાયકને ત્યારે જ સર્જનની કલા આવડે છે અને સુખદુઃખના મન્થનથી પર થવાની ચાવી જડે છે.

શાન્તિ મળતી નથી કારણ કે જીવનસમુદ્રની સપાટીનાં મોજાંઓમાં આપણે રહીએ છીએ. તેના ગહન ઊંડાણમાં ડૂબકી મારવાથી જ સ્થિર શાન્તિનો અનુભવ થાય. બાહ્ય જીવનમાં આપણે એવા ઘસડાઈ રહ્યા છીએ, તેનો કોલાહલ સાંભળવામાં આપણે એટલા રોકાઈ ગયા છીએ કે અંતરાત્માનો ઊંડો, શાન્ત સાદ સાંભળવાને આપણને તક કે સમય સરખાં પણ મળતાં નથી !

જીવનની સપાટી પર રમતા વિકારી વ્યક્તિત્વની વાસનાઓ તૃપ્ત કરવામાં, આપણામાં રહેલા બહિર્મુખ માનવની કામનાઓને સંતોષવામાં આપણે એવા મશગૂલ થઈ ગયા છીએ કે આપણા અતરના ગહન ઊંડાણની શાન્તિમાં રહેલો ખરો માનવ ભૂખે મરે છે તેની જરુરિયાતને આપણે ભાગ્યે જ જાણીએ છીએ.

પ્રાચીનો શાન્તિનો મર્મ જાણતા. તેઓ તેને પ્રાપ્ત કરી જીવન ગાળતા. તેમના સમગ્ર જીવનમાં શાન્તિનાં કિરણો ચારે બાજુ પ્રસરતાં. એ પરમ શાન્તિ જેણે આર્યાવર્તને વેદ, ઉપનિષદો અને ષડ્દર્શનો આપ્યાં; જેણે ભગવાન્ ગૌતમ બુદ્ધની ધ્યાનસ્થ નિર્વાણની શાન્તિભરી અને વિરાટ્ વિશ્વમાં નૃત્ય કરી રહેલા નટરાજની કલામૂર્તિઓનું અને અજન્તાના અમર ચિત્રપટ જેવું કલાસર્જન કરાવ્યું; જેણે વ્યાસ અને વાલ્મીકિની અમર મહાકાવ્યની પ્રસાદી ચખાડી તે આપણને પણ આજે પ્રાપ્ત થાઓ ! અને આપણા જીવનની દૃઢ પ્રતિષ્ઠા એ પરમ શાન્તિમાં અચળ થઈ સર્વગ્રાહી, સમન્વિત જીવનની રચના કરો !

શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !

# ઉત્ક્રાન્તિ યાને ક્રમવિકાસ

[ ઇવોલ્યુશનવાદની સમજુતી અને તેના અંતિમ લક્ષ્યનો નિર્ણય—આર્યમીમાંસાની દૃષ્ટિએ.

અંગ્રેજી ભાષામાં Evolution ઇવોલ્યુશન-શબ્દના પર્યાય તરીકે 'ઉત્ક્રાંતિ' અને 'ક્રમવિકાસ' એ બન્ને શબ્દો હિંદની લગભગ બધી ભાષાઓમાં થોડા ઘણા ફેરફાર સાથે સ્વીકારાયલા લાગે છે. પરંતુ મને લાગે છે કે એ શબ્દો 'ઇવોલ્યુશન'નો પૂરેપૂરો અને યથાર્થ અર્થ આપોઆપ વહન કરતા નથી. 'ક્રાન્તિ 'માં Revolution-વિપ્લવનો કંઇક અર્થ આવી જાય છે. વળી 'ઉત્' પ્રત્યયને લીધે 'ઊર્ધ્વગતિ કરતી' એવો ખ્યાલ પણ ઉમેરાય છે. 'ક્રમવિકાસ' પણ 'ક્રમે ક્રમે પ્રગતિ કરતી' અવસ્થાનો ખ્યાલ આપે છે. ઇવોલ્યુશનનો ખ્યાલ એ બન્નેથી કાંઈક જૂદો પડે છે. ઇવોલ્યુશનમાં પ્રગતિ જ થાય એવું નથી-અધોગતિ પણ થઈ શકે; અને ઉત્ક્રાંતિને બદલે અવનતિ પણ થાય.

પરંતુ શબ્દ વગર આપણે ચલાવી શકતા નથી. એટલે આ લેખમાં ઇવોલ્યુશનના પર્યાય તરીકે આપણે એ શબ્દોનો ઉપયોગ ઉપરની સૂચના ધ્યાનમાં રાખીને કરીશું. ]

ઉત્ક્રાંતિ—ક્રમવિકાસ એટલે શું ?

પ્રકૃતિમાં કોઈપણ અવસ્થા અતડી, આજુબાજુની પરિસ્થિતિ જોડે સંબંધ વગર અસ્તિત્વમાં આવતી નથી. આજની સ્થિતિ ભૂત કાળની સ્થિતિનું પરિણામ છે એટલું જ નહિ, પરંતુ ભાવિની દિશા વર્તમાન તૈયાર કરી રહેલ છે. ખૂબ વ્યવહારુ રીતે કહીએ તો તમે આજે જે સ્થિતિમાં છો તે તમારા ભૂતકાળની અને આજની પરિસ્થિતિને આભારી છે. અને આજે તમે તમારું પોતાનું ભાવિ ઘડી રહ્યા છો. તમે ભડકીને કહેશો, "શું આજ ઇવોલ્યુશ-વાદ આ તો કર્મનો સિદ્ધાંત થયો!" આજનો ઉત્ક્રાંતિ-વાદ કહેશે, "મને કર્મની કે પુનર્જન્મની ખબર નથી; અને હું એ જાણવાની પરવા પણ કરતો નથી."

હજી વધારે દૃષ્ટાંતોથી ઉત્ક્રાંતિવાદની સમજુતી આપવા યત્ન કરીએ. ધારો કે કાનજીભાઈ ગૂજરાતને એક ગામડેથી મુંબાઇ કમાવા માટે નીકળ્યા. મુંબાઇ જઈ ધંધે વળગ્યા. ધીમે ધીમે મુંબાઈની યાંત્રિકતા અને શહેરની સઘળી ટેવો તેમનામાં આવતી ગઈ. તે નિય-મિત થયા, કમાયા, સારા ઘરમાં રહેવા લાગ્યા—જો કે મુંબઇમાં સારાં ઘર છે એમ કહેવું સહેલાઇથી માનવામાં આવે તેમ નથી!—સારાં કપડાં પહેરવા લાગ્યા અને મુંબાઇગરી ભાષા અને ભાગીતૂટી મરાઠી પણ બોલવા લાગ્યા. વીસ વર્ષ પછી ગામડે જવાનું બંધ થઈ ગયું. કુટુંબસહિત તેઓ મુંબાઇવાસી થયા. સટ્ટો કર્યો, ફાવ્યા, બંગલો વેચાતો લીધો. તેમનાં છોકરાં નાનપણથી જ મુંબાઈગરા તરીકે ઉછર્યા તેમણે ઘડપણમાં મોટી ખોટ ખાધી, દેવાળું કાઢ્યું, સદાને માટે મુંબાઇનો ત્યાગ કરી દમણ જઇ વસ્યા. ત્યાં ધીમે ધીમે તેઓ દમણ-વાસી બન્યા. તેમનામાં મુંબાઇની અસરો ઘણીખરી રહી શકી. પરંતુ તેમનાં છોકરાં ઘાણકા લોકોની ભાષા બોલવા લાગ્યાં.

હવે ઉત્ક્રાંતિવાદ તમને કાનજીભાઈના જીવનની ચાવી આપવાનો દાવો કરે છે. તેમના જીવનમાં ઉત્ક્રાંતિવાદના ત્રણ મૌલિક સિદ્ધાંતોનો અમલ થયલો આપણને જણાશે. ૧. જીવનસંગ્રામ. ૨. પરિસ્થિતિને

અનુકૂળ થવાની શક્તિ. ૩. લાયક હોય તેની (કુદરત તરફથી) પસંદગી. આ ત્રણ સિદ્ધાંતો આપણને ઉત્ક્રાંતિની ક્રિયા કેવી રીતે થાય છે તેનો ખ્યાલ આપે છે.

જીવનસંગ્રામ જીવનમાં સર્વત્ર વ્યાપી રહેલો છે. આપણે તેને સ્થૂલ રૂપે જોઈએ કે નહિ તેથી કાંઈ તેની વાસ્તવિકતા ઓછી થતી નથી. ગામડામાં મચેલા જીવનસંગ્રામમાં ટકાયું નહિ માટે કાનજીભાઈ મુંબાઇ આવ્યા; પણ મુંબઇ જેવા શહેરની પરિસ્થિતિમાં ગામડાનો વહેવાર ક્યાંથી ટકે? એટલે તેમણે આજુબાજુની નવી પરિસ્થિતિને અનુકૂળ થઈ જીવનસંગ્રામમાં વિજય મેળવ્યો. એમના જેવા બીજા ઘણાયે લોકો મુંબાઇ આવ્યા હશે, પરંતુ તેમાંથી કુદરતે કાનજીભાઇની પસંદગી તેમની યોગ્યતા કે લાયકાતને કારણે કરી. આ રીતે તેમના જીવનની ચાવી તમારા હાથમાં આવી. તમે કહેશો કે "એમાં કાનજીભાઈએ પોતે શું કર્યું? એ તો કુદરતનું એક રમકડું જ કેની?" હોઈ શકે. ઉત્ક્રાંતિવાદ એનો ઉત્તર આપવાને તૈયાર નથી.

કોઈ કહેશે, "નેપોલીઅન મહાન હતો, કારણ કે તેણે પોતાની પરિસ્થિતિને જાતે, ધાર્યા પ્રમાણે, તૈયાર કરી." ઉત્ક્રાંતિવાદ અશ્રદ્ધાપૂર્વક ડોકું હલાવી નેપોલીઅન અને સીઝર તો શું–પરંતુ ક્રાઇસ્ટ, ચૈતન્ય, નરસિંહ મહેતો, કાલીદાસ, શેકસપીયર, બુદ્ધ વગેરે જે સમયે થયા તે સમયે થવા જ જોઇતા હતા એમ તમને સિદ્ધ કરી આપવાનો પ્રયત્ન કરશે. તમે શંકાશીલ થઈને ડોકું ધુણાવો એ જૂદી વાત છે.

ઉત્ક્રાંતિવાદનો મૌલિક સિદ્ધાંત ત્યારે એ થયો કે કોઇ પણ પરિસ્થિતિમાં જે વિકાર થાય છે તેનું મૂળ આગળની પરિસ્થિતિમાં રહેલુ હોય છે પરંતુ આ તો "કશું જ નવું જગતમાં બનતું કે અસ્તિત્વમાં આવતું નથી" એમ કહેવાનો એક પ્રકાર નથી? એ પ્રશ્નનો ઉત્તર પાછળથી વિચારવા માટે રાખી આપણે સ્વીકારીશું કે વાનરમાંથી માનવ, આકારરહિત તેજની નીહારિકા ( Nebula–નેબ્યુલા )–

માંથી પૃથ્વીનો ગોળો અને અણુપરમાણુ અને સમગ્ર સૂર્યમાળા અને જડ–પાર્થિવ તત્ત્વમાંથી પ્રોટોપ્લાઝમ ( જીવનપુટમાં રહેલું સજીવ, પ્રાણમય તત્ત્વ ) ઉત્ક્રાંતિ પામ્યાં છે. તમને આમાં શંકા થાય એ બનવા જોગ છે. પરંતુ ડાર્વિન અને તેની પછીના ભૌતિકશાસ્ત્ર-વેત્તાઓએ ઉત્ક્રાંતિવાદની ઉત્ક્રાંતિ બહુ સચોટ રીતે સાબીત કરેલી છે. વાનરના અને માનવના અવયવોની રચનાથી માંડીને ગર્ભાશયમાં વાનર તથા માનવના વિકાસની સરખામણી કરીને, પુરાઇ ગએલા સમુદ્રની રેતીના ઉંડા સ્તરોમાંથી અને પર્વતોના નક્કર ખડકોની અંદરના ભાગમાંથી મળી આવતાં માણસોનાં અને પ્રાણીઓનાં હાડ-પિંજરોના તથા વનસ્પતિઓના રીતસર અભ્યાસથી માનવજાતિ વાન-રમાંથી કેવી રીતે ઉત્ક્રાંતિ પામી હશે તેના પુરાવા જોઈ શકાય તેમ છે.

સૂર્યમાળા શરુ થઈ તે પહેલાં આકારહીન તેજની નીહારિકામાં ગરમ ગરમ અણુ પરમાણુઓની ઉદ્દેશહીન ગતિમાત્ર થયા કરતી હતી. તેમાથી કોઈ અજ્ઞાત કારણને લઈને ચક્રના જેવી ગોળ ગોળ ગતિ થવા માંડી. કુંભારના ચાકની પેઠે ગોળ ગોળ ફરતાં તેજસ્વી ગરમ વાયુનો એ સમૂહ ઘન થતો ગયો. આખરે એક દિવસ આકાશમાં ઝગમગતા સૂર્યનારાયણનું દૃશ્ય વિશ્વે નિરખ્યું. લાલચોળ તપાવેલા લોઢાને હથોડા વતી ટીપતાં જેમ અગ્નિમય લોહકણો ચારે બાજુ છૂટે છે, અથવા તો જેમ કુંભારના ચાકપર ચઢેલી નરમ માટીમાંથી ચારે બાજુ માટીના લોચાઓ છૂટે છે, તેમ ચક્કર ચક્કર કરતા મૂળ સૂર્યના ગોળામાંથી સમૂહો છૂટા પડી કાળક્રમે તેના પૃથ્વી આદિ ગ્રહો થયા; અને તેમાંથી એ જ પ્રમાણે ચક્રગતિને પરિણામે ઉપગ્રહો છૂટા પડયા, ચંદ્ર પૃથ્વીની આજુ બાજુ કૂદડી ફરવા લાગ્યો. આ બધું જેમ જેમ ઠંડુ પડવા લાગ્યું તેમ તેમ નક્કર થતું ગયું. પરંતુ આજે સહસ્ર-યુગોની અવધિ પછી પણ પોતાના હૃદયમાં રહેલો એ પ્રવાહી ઉષ્ણ રસ પોતાના જ્વાલામય મુખમાંથી વમન કરીને પૃથ્વી આપણને પોતાના આદિ સ્વરૂપનું ભાન કરાવી શકે છે.

એ ગરમીને શમતાં યુગોયુગ વહ્યા. છેવટે આપણી પૃથ્વી ઉપર વાવાઝોડાં, વંટોળીઆ અને વરસાદનું સામ્રાજ્ય સ્થપાયું; અને નદીઓ, સમુદ્રો, સરોવર, ખાબોચીઆં વગેરેના આકાર બંધાયા. જીવનહીન, અહેતુક લાગતી પ્રકૃતિની એ લીલામાં સૌથી પ્રથમ લીલીછમ વનસ્પતિ જળાશયોમાંથી ધીમે ધીમે નક્કર જમીન ઉપર પોતાનું સામ્રાજ્ય વિસ્તારતી ગઈ. તેણે ઉઘાડી પૃથ્વીને લીલા, હરિયાળીવાળાં જંગલોથી આચ્છાદિત કરી; કઠિન પત્થરોમાં પોતાનાં મૂળ ઊંડાં નાંખીને તેમને વિદીર્ણ કરી વનસ્પતિએ તેમની નરમ માટી બનાવી દીધી! અને એ રીતે ભવિષ્યમાં આવનાર માનવજાતિને માટે ખેતીની તૈયારી તેણે કરી રાખી. સૂકી, વેરાન પૃથ્વીને ઠેકાણે જંગલો પવનની લહેરમાં ડોલવા લાગ્યાં. એ દશાઓ પૂરી થતાં કલ્પનાતીત વર્ષો વહી ગયાં. અને છતાં, એ આદિ દૃશ્ય નિહાળવા માટે પૃથ્વીના પડ ઉપર એક પણ માનવી ન હતો ! કેવું આશ્ચર્ય !

ઉત્ક્રાંતિવાદ કહે છે કે તે સમયે માનવનું હોવું જ અસંભવિત હતુ ! એ પ્રમાણે યુગો વીત્યા પછી એક દિવસ—અને તે પણ ઉત્ક્રાંતિવાદ પ્રમાણે ઓચિંતો આવેલો એક નહિ, પરંતુ ક્રમે ક્રમે આવેલો દિવસ—પાણીના ખાબોચીઆમાં ઝીણી, અદૃશ્ય, જીવનની એક લહેર ફરકી રહી ! નરી આંખે અદૃશ્ય એવું 'એમીબા'—સાદામાં સાદુ જીવનનું પ્રાથમિક સ્વરૂપ—પાણીમાં હાલી રહ્યું ! તેમાંથી થયાં પ્રચંડ રાક્ષસી ભુજંગો, અજગરો, ધીલોડીઓ અને વીંછીઓ, રાક્ષસી કદની માછલીઓ, દેડકાંઓ, મગરો અને જળચર હસ્તીઓ, સર્પો અને પંખીઓ. છેવટે ચાર પગે ચાલતાં જનાવરો આવ્યાં. અંતે આપણી માનવજાતિનો પિતા વાનર આવ્યો. તેણે ચાર પગે ચાલવાની પદ્ધતિમાં સુધારો કર્યો છૂટા થએલા બે પગને હાથ તરીકે વાપરવાનો સફળ પ્રયોગ તેણે કર્યો. યુગોયુગ પૃથ્વી ઉપર ભ્રમણ કરીને તેણે સ્વરક્ષણ અને પરભક્ષણના નિયમો પાળ્યા. પોતાની જાતિઓ અને સમૂહો રચી તેણે સામાજિક અને સામુદાયિક જીવ-

નનો પાયો નાખ્યો. ઉત્ક્રાંતિનો અચૂક નિયમ સૃષ્ટિને એ રીતે ચલાવી રહ્યો હતો. આખરે માનવ આવ્યો. તેણે પોતાના પિતા વાનરને ઉપયોગી પરંતુ પોતાને નિરર્થક એવી પુંછડીનો કાલાન્તે ત્યાગ કર્યો. મોટા મોટા નખોનો ઉપયોગ નહિ હોવાથી તે પણ ગયા. દાંતનો પ્રયોગ વિશેષ ન થતો હોવાથી દાઢો નાની થઇ. ઋતુના પ્રહારોથી બચવાને રુંવાંટીની જરુર ઓછી થઈ એટલે શરીર પરના વાળ ઓછા થઈ ગયા. મગજનો ઉપયોગ વધારે કરવાની ટેવ પડવાથી મસ્તક મોટું થયું. બુદ્ધિ જાગ્રત થતાં માનવ સંસ્કૃતિની શરુઆત થઈ.

તમને લાગશે કે આ "અરેબિયન નાઇટ્સ"ની વાર્તા તો નથી! કોઇ સાહિત્યકની કલ્પનાની લીલા તો નથી? કશું જ નહિ એ તો આપણી ધરતી પૃથ્વીની આદિથી માંડીને આજ સુધીની વાત—ભૌતિક શાસ્ત્રનાં પ્રત્યક્ષ પ્રમાણોને આધારે દોરેલાં અનુમાનોની બનેલી વાત છે; એમાં વળી અતિશયોક્તિને સ્થાન હશે ખરું? વાત આટલી ટુંકામાં કહી તેથી તમને આશ્ચર્ય થાય છે. પરંતુ તમે એ ધીમી, ક્રમે ક્રમે વિકાસ પામતી ક્રિયાઓમાં હાજર હોત તો તમને કશું જ આશ્ચર્ય લાગત નહિ. એક છેડે 'વાનર' અને બીજે છેડે 'માનવ' મૂકીને તમે જુઓ છો એટલે તમને નવાઈ લાગે અને માનવ તેના પિતા વાનરનો સ્વીકાર કરવાની ના પાડે એ પણ સંભવિત છે. પરંતુ વાનરમાંથી માનવ થતાં જે ભવો વીત્યા છે તેનો વિચાર કરો અને જે વિકારો ધીમે ધીમે દાખલ થયા તે જાણો તો કદાચ તમને એમ લાગે કે આટલાં બધાં વર્ષોમાં તો વાનરનો ફક્ત માનવ નહિ પરંતુ 'દેવ' પણ બની જઈ શકે! ઉત્ક્રાંતિવાદની એક ખૂબી એ છે કે તમે તેને જોઈ શકતા નથી છતાં જાણી શકો છો.

ઉત્ક્રાંતિવાદની સીડી આપણે આગળ જોઈ ગયા. પરંતુ ઉત્ક્રાંતિવાદના પ્રવર્તકો એટલેથી અટકતા નથી. તેઓ ઉત્ક્રાંતિ શામાંથી અને કોની થાય છે એ પ્રશ્નોના ઉત્તર પણ આપવાનો પ્રયત્ન કરે છે.

એક સાદો નિયમ એ છે કે સાદી વસ્તુઓમાંથી વધારે મિશ્ર, સંકુલ અને અટપટી રચના પ્રત્યે ઉત્ક્રાંતિ થાય છે. ઉદાહરણ તરીકે, આપણી આજકાલની મોટર સાઇકલ કે મોટરકારનો આદિ નમૂનો તપાસશો તો જણાશે કે સાદી રચનામાંથી વધારે અટપટી રચના કેવી રીતે ઉત્ક્રાંત થાય છે. સ્ટીમ એન્જિન કે ડાયનેમો (Dynamo)-નું પણ એવું જ સમજવું. અથવા તો સજીવન પ્રજાઓમાં આફ્રિકામાં વસતા સાદા અને પ્રાથમિક સ્થિતિમાં રહેતા હબસી લોકોનુ ઉદાહરણ લ્યો. તેઓ યુરોપના ઉસ્તાદ અને પહોંચેલા ગોરાઓ સાથે જીવનસંગ્રામમાં મુકાબલો ન કરી શકયા. પરિણામે આખો આફ્રિકા ગોરાઓનો થઈ ગયો ! એક ચોરસફૂટ જેટલી જમીનમાં તમે એક ઝાડનાં પચાસ બીજ વાવો અને બધાને ઊગવાની એક સરખી તક આપો. તોપણ એ બધાંમાંથી પ્રકૃતિ જે લાયક હશે, બળવાન હશે, પરિસ્થિતિને અનુકૂળ હશે, તેવાં એક બેને જ જીવતાં રહેવા દેશે. બાકીનાં અડતાળીસ મરી જવાનાં ! જીવનસંગ્રામમાં તો જે લાયક હોય, જેને પ્રકૃતિ પસંદ કરે, જે પરિસ્થિતિને અનુકૂળ થઈ શકે તેની જિત થવાની; બાકીનાં મરવાનાં.

પરંતુ અહી પ્રશ્ન એ ઉભો થાય છે કે ઇવોલ્યુશનમાં—ઉત્ક્રાંતિ-વાદમા જેને લાયકાત—fitness કહેવામાં આવે છે તે શેમાં રહેલી છે ? ખાસ કરીને માનવજાતિની ઉત્ક્રાંતિનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એની 'લાયકાત' કેવળ 'પ્રાણીઓ'ની પેઠે સ્થૂલ બલમાં કે હિંસા કરવાની શક્તિમાં રહેલી છે એમ માની લઇ શકાય તેમ નથી. કદાચ માનવ સંસ્કૃતિના આરંભમાં આત્મરક્ષણ અને જાતિનો વિકાસ તથા વર્ધન કરવા માટે એવા પ્રકારની લાયકાતને ઇષ્ટ તરીકે ગણીએ, તોપણ આજે ઓછામાં ઓછા પાંચ દશ હજાર વર્ષના ઇતિહાસ પછી પણ માનવની ઉત્તમતાનું ધોરણ એવુ ને એવુ પાશવ રહે યા તો રહેવું જોઈએ એમ માનવું બરાબર લાગતું નથી. ખરું છે કે માનવની બાબતમાં 'શક્તિ' યાને 'બલ' નો ખ્યાલ આજે

છેક સ્થૂલ મટી ગયો છે, અને **बुद्धिर्यस्य बलं तस्य**।–'જેનામાં વધારે બુદ્ધિ તે વધારે શક્તિવાળો' એ સૂત્ર પ્રમાણે શરીરે પ્રચંડ પરંતુ બુદ્ધિમાં વહેંતીઆ એવી ઘણી જાતોને યુરોપની બુદ્ધિવિકાસમાં આગળ વધેલી પ્રજાઓએ પોતાને વશ કરી છે -યા તો નિર્મૂળ કરી છે. એમ હોવા છતાં પણ વધારે ઉચ્ચ ધોરણથી 'લાયકાત'ના સિદ્ધાંતનો વિચાર થવો જોઈએ. શારીરિક બળની ગૌણ થએલી આજની પરિસ્થતિ સ્વીકારીએ અને બુદ્ધિબળની સમાનતા હોય તો પછી લાયકાતનું બીજું ધોરણ આપણે વિચારી શકીએ તેમ નથી વારું ? પ્રજાઓમાં કે વ્યક્તિઓમાં જે નીતિવિષયક ઉચ્ચતા, સ્વભાવની ખાનદાની, ઉદારતા, નીતિમત્તા, ધાર્મિકતા, કલારસિકતા વગેરે કેવળ બુદ્ધિની કે ચાલાકીની નહિ–પરંતુ ચારિત્ર્યની, અંતરની, ભાવની દૃષ્ટિએ કિંમતી વસ્તુઓ હોય તેમને શું આપણે "ઉત્ક્રાંતિવાદની લાયકાત" વગરની જ ગણવી પડશે ? અલબત્ત, કેવળ ધાર્મિકતા– પરંતુ એવી ધાર્મિકતા તો શુષ્ક અને નિર્જીવ જ ગણાય–યાને કેવળ કલારસિકતા વ્યક્તિને કે પ્રજાને તેની ઉત્તમોત્તમ લાયકાત નથી આપતી; કારણ કે શું વ્યક્તિ કે શું પ્રજા એક જ માનસ તત્ત્વની બનેલી હોતી જ નથી. એક વ્યક્તિ એટલે અનેક આંતર શક્તિઓનો–માનસ વ્યાપારોનો સમૂહ એટલું જ નહિ, પરંતુ તે સર્વે વચ્ચે સ્થાપિત થયેલી પરસ્પરની સમતુલા તથા વધારે ઓછી અગત્ય પ્રમાણે તે સર્વેની વ્યવસ્થાવાળો સમૂહ. વ્યક્તિ એટલે એક મધ્યસ્થ તપઃશક્તિના કબ્જામાં રહી પરસ્પરનાં કાર્યોમાં એક પ્રકારનો સંવાદ (અવિરોધ) જાળવનાર વિવિધ માનસ શક્તિઓ, વૃત્તિઓ તથા આંતર વ્યક્તિઓનો બનેલો પિંડ. એટલે વ્યક્તિમાં કે પ્રજામાં યાને તેમણે ઉત્પન્ન કરેલ સંસ્કૃતિના દેહમાં માનવની સર્વે અગત્યની–મૌલિક માનસ શક્તિઓનો સમતુલાભર્યો, અતિશયોક્તિની ખામીઓ વગરનો વિકાસ થવા માટે જ આગ્રહ હોવો જોઈએ. અને આ દૃષ્ટિથી પ્રજાની કે વ્યક્તિની લાયકાતના વિચારમાં તેના આધ્યાત્મિક અને નૈતિક

જીવનનાં તત્ત્વોનો સમાવેશ કરવો જ જોઇએ એમ કહ્યા વિના ચાલી શકે નહિ. આફ્રિકાના હબસીઓ કે અમેરિકાના રેડ ઇન્ડિઅનોની સાંસ્કારિક યોગ્યતામાં અને ફ્રાન્સ કે તુર્કીની સાંસ્કારિક યોગ્યતામાં તફાવત રહેલો છે એમ કહી શકાય. બન્ને જોડકાં પરદેશીઓને હાથે હારેલાં એવું ઇતિહાસમાં ઘણી વાર બન્યું છે. પરંતુ ઉપર જણાવી તે પ્રકારની સાંસ્કારિક સમતુલા સમગ્ર માનવજીવનમાં પ્રગટાવવામાં જે પ્રજાઓએ કે વ્યક્તિઓએ વધારે ફત્તેહ મેળવી હોય છે તે વધારે ચિરંજીવી અને શક્તિશાળી બની શકે છે.

વળી 'વંશપરંપરાગતતા' યાને 'પેઢીઉતાર' લક્ષણનો નિયમ પણ ઉત્ક્રાંતિવાદમાંથી તારવી શકાય તેવો છે. ખરું જોતાં અત્યારે આપણે એ વિચારને 'નિયમ'નું નામ આપી શકીએ તેવી સ્થિતિ નથી. અનેક મોટા ગ્રંથો એના ઉપર લખાય છે, છતાં એમનો નક્કર સાર એટલો જણાય છે થોડાંક લક્ષણો વંશપરંપરાગત ઊતરે છે અને કેટલાંક નથી ઊતરતાં. પ્રથમ દૃષ્ટિએ આ નિર્ણય ઘણો બાલિશ અને અસંતોષકારક લાગે છે, પરંતુ એ નિર્ણય પ્રયોગાત્મક દૃષ્ટિ વડે અભ્યાસ કરીને ત્યાર પછી કરવામાં આવ્યો છે એમાં તેની અગત્ય રહેલી છે. શારીરિક લક્ષણો અને શારીરિક પ્રકૃતિની ખાસિયતો વંશપરંપરા ઊતરવાનો સંભવ ઘણો વધારે છે. અને છતાં એને આપણે નિયમ તરીકે સ્વીકારી શકીએ તેટલો તે અપવાદ વિનાનો નથી. રોગી માતાપિતાનાં સંતાનો રોગી જ થવાં જોઈએ યા તો તેમનાથી ઊલટું નીરોગી માતાપિતાનાં સંતાનો નીરોગી જ હોય એ માન્યતા કે આશારૂપે ઠીક છે, પરંતુ તે અબાધિત નિયમ નથી. માનસિક શક્તિઓ, વલણ તથા ચારિત્ર્યની બાબતમાં પણ અપવાદ વિનાનો વંશપરંપરાગતતાનો નિયમ છે નહિ. રેલ્વે વર્કશૉપમાં કામ કરનાર મિસ્ત્રીનો છોકરો બીજો કોઈ ધંધો કરનારના છોકરા કરતાં યાંત્રિક કાર્યમાં વધારે સફળ નીવડે એ શક્ય છે, અથવા તો માછીનો છોકરો બીજા છોકરાઓ કરતાં માછલી પકડવામાં જલદી પાવરધો થાય એ

સંભવિત છે. પરંતુ એ પણ અબાધિત નિયમ નથી. ટેનિસના ચેમ્પિઅનનો પુત્ર ટેનિસની રમતમાં કે સીનિયર રેંગ્લર પ્રાંજપેનો પુત્ર ગણિતમાં બીજાઓ કરતાં વધારે હોશિયાર થાય એ માન્યતા સાચી નથી.

જાતિ તરફથી મળેલા ગુણો કે શક્તિઓ જ માનવ ભાવિ પ્રજાને વારસામાં આપી શકે છે. સ્વોપાર્જિત મિલ્કત વારસામાં તમે આપી શકો છો, પરંતુ સ્વોપાર્જિત શક્તિઓ આપી જ જશો એવી ખાતરી રાખી શકાય તેમ નથી. તમારા કૂતરાની પુંછડી કાપો અને ત્યાર પછી તેના પરિવારને પણ બાંડો કરો. કદાચ સાત કે સિત્તેર પેઢી સુધી એ પ્રયોગ ચાલુ રાખી નપુછડીઆ કૂતરાની જાતિની ઉત્ક્રાંતિ કરવા પ્રયત્ન કરો તો એ કેવળ સ્થૂળ તથા કોઈને ગ્રામ્ય અને અકારણ લાગતા પ્રયોગોને અંતે તમે તમારો હેતુ સાધી શકશો નહિ એવો ભૌતિકશાસ્ત્રીઓનો નિર્ણય છે, કારણ કે બાંડાપણું એ કૂતરાની જાતિનો ગુણ નથી પરંતુ પ્રત્યેક કૂતરાનું સ્વોપાર્જિત–ખરું જોતાં તમે આપેલું લક્ષણ છે.

છતાં એટલું સ્વીકારવું જોઈએ કે વંશપરંપરાના નિયમને પરિણામે કેટલીક શકયતાઓ–કોઇક વાર ઘણી જ બળવાન શકયતાઓ વ્યક્તિમાં જોવામાં આવે છે; અને અનુકૂળ સંજોગો મળતાં એ શકયતાઓ હકીકતમાં પરિણત થાય છે. સુથારના પુત્ર કરતાં ચિત્રકારનો પુત્ર ચિત્રકાર થવાનો સંભવ ઘણો જ વધારે છે. અને પોતાના ઘરના વાતાવરણનો ઘટતો ઉપયોગ કરે તો તે સહેલાઈથી ચિત્રકાર થઈ શકે. આપણી વર્ણવ્યવસ્થાના મૂળમાં આ નિયમમાં રહેલા સત્યનો સ્વીકાર હોવો જોઈએ. પરંતુ આપણી પ્રજાએ તેને એક યાંત્રિક નિયમનું સ્વરૂપ આપવાથી છેવટે તેમાં રહેલું સત્ય લુપ્ત થઈ ગયું અને પરિણામે આપણો સમાજ અસ્તવ્યસ્ત થઈ ગયો.

ઉત્ક્રાંતિવાદનાં મૌલિક તત્ત્વો આપણે ઉપર જોયાં. એ વાદ ઓગણીસમી સદીના યુરોપમાં ભૌતિકશાસ્ત્રની નવામાં નવી, મહાન,

યુગપ્રવર્તક શોધ તરીકે પ્રચાર પામ્યો હતો. માનવજીવન પ્રત્યે તે વાદના સ્વીકારને પરિણામે નવું દૃષ્ટિબિન્દુ સ્થાપિત થયું. એ સદીના યુરોપીય મીમાંસકોની વિચારસરણીની ચાવી મોટે ભાગે ઉત્ક્રાંતિવાદમાં મળી આવે છે અને તેની અસર જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પડેલી જણાય છે. પરિણામે માનવજીવનનો પાયો પાર્થિવ તત્ત્વમાં વધારે દૃઢ થયો. સમાજ, રાજનીતિ, વગેરેનો જૂદી દૃષ્ટિએ અભ્યાસ થવા માંડયો. આખી માનસિક સૃષ્ટિને જાણે નવી દૃષ્ટિ પ્રાપ્ત થઈ. ભાવનાશીલતાને ઠેકાણે અર્થશાસ્ત્ર તથા જીવનમાં સફળતા મેળવવાની આવશ્યકતા અને વ્યાવહારિકતા પ્રધાન થયાં. જીવનસંગ્રામનો સિદ્ધાંત પ્રકૃતિના એક અબાધિત નિયમ તરીકે સ્વીકારવાને પરિણામે ‘ સ્પર્ધા ’નું નવું તત્ત્વ વ્યક્તિ વ્યકિત તથા પ્રજા પ્રજા વચ્ચે ઇષ્ટ તરીકે સ્વીકારાયું. પ્રકૃતિના લાડીલા–પસંદગી પામેલા થવા માટે પોતાના હરીફોને બુદ્ધિપૂર્વક હઠાવવામાં પ્રકૃતિના એક અબાધિત નિયમનું જ અનુસરણ થાય છે એમ મનાવા લાગ્યું. વર્ગ વર્ગ વચ્ચે જીવનસંગ્રામની જરુર સમજાઈ, મૂડીવાનો અને મજૂરોના વિરોધનું મૂળ નંખાયું, પોતાનું સામુદાયિક જીવન ટકાવી અન્ય સમુદાયને જીવનસંગ્રામમાં હરાવવા માટે રાષ્ટ્રીય જીવનને સુવ્યવસ્થિત યંત્ર પેઠે નિયંત્રિત કરવાની અગત્ય સર્વત્ર જણાઈ. સામુદાયિક સંઘજીવન પ્રધાન ગણાતું થયું; વ્યકિત ગૌણ મનાવા લાગી. સમુદાયની વ્યક્તિ ઉપરની સત્તા ખૂબ વધી. પ્રજાની સઘળી અસરકારક અને સક્રિય શક્તિ રાજ્યતંત્રમાં કેન્દ્રિત–એકત્રિત થવાની વૃત્તિ ઉત્પન્ન થઈ.

ઉપર જાણી જોઈને ભૂતકાળનો પ્રયોગ કર્યો છે, કારણ કે થોડાં વર્ષોથી યુરોપના કેટલાક આગળ પડતા મીમાંસકો અને ભૌતિકશાસ્ત્રીઓની શ્રદ્ધા ઉત્ક્રાંતિવાદ ઉપરથી ડગવા લાગી છે. એનો અર્થ એવો નથી કે આજે ઉત્ક્રાંતિવાદ અસત્ય ગણાવા માંડયો છે, પરંતુ તે અપૂર્ણ છે અને તેમાં ખામીઓ છે એવું સ્વીકારાવા લાગ્યું છે. છતાં આપણા દેશમાં અંત્યજોના અસ્પૃશ્યપણાને શાસ્ત્રનિયત અને તેથી

ચ્છ માનનાર પંડિતોની પેઠે કેટલાક ભૌતિકશાસ્ત્રીઓ આજે પણ ઉત્ક્રાંતિવાદને વર્તમાન શોધખોળના શિખરરૂપ ગણે છે.

ક્રમે ક્રમે ઉત્ક્રાંતિ થયાના શરીરરચના સિવાય બીજા કયા પુરાવાઓ છે ? એવો પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવ્યો છે. વળી " The Decline of the West " નામનું પ્રખ્યાત પુસ્તક લખનાર જર્મન મીમાંસક સ્પેંગ્લર નીચે પ્રમાણે લખે છે:—

" There is no more conclusive refutation of Darwinism than that furnished by *paleontology* –So stable-mattered forms that appear and at once in their definite shape-(Page 32 Vol. II). What unfolds itself in ever-increasing richness of forms, is the great classes and kinds of living beings which exist aboriginally and exist still without transition–type in the grouping of to-day ( P. 32 ).

.........As for mankind, the discoveries of the *diluvial* age indicate more and more pointedly that the man-forms existing then correspond to those living now, and the continual failure to find man in Tertiary discoveries indicates more and more clearly that the human life-form, like every other, originates in a sudden mutation of which 'whence', 'how' and 'why' remain an impenetrable mystery." (P. 32 Vol. II.)

પ્રો. ઑઝબોર્ને અમેરિકાના ભૌતિકશાસ્ત્રવેત્તાઓની પરિષદ્ સમક્ષ પ્રમુખ તરીકે ભાષણ કરતાં ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતોની વાસ્તવિકતા વિષે શંકા દર્શાવી હતી.

બેર્ગસાં અને બીજા મીમાંસકો પૂછે છે કે " આ બધું આવ્યું ક્યાંથી ? " એ પ્રશ્નનો ઉત્તર ઉત્ક્રાંતિવાદને આધારે નીચે પ્રમાણે આપી શકાય. સૌથી પ્રથમ શકિત હતી. પાર્થિવ તત્ત્વમાં રહેલી શકિત જ્યારે તેનામાં રહેલા જડ–પાર્થિવ ભાગના ઉપર કાર્ય કરે છે ત્યારે ઉત્ક્રાંતિ શરુ થાય છે. એટલે શકિતના પ્રભાવે ઉત્ક્રાંતિની શરુઆત થઈ. ક્રમે ક્રમે સ્થૂલ સૃષ્ટિ તેમાંથી ઉદ્ભવી. જડમાંથી ચેતનની શરુઆત આ સિદ્ધાંત સ્વીકારે છે. ચેતન સૃષ્ટિમાં જણાતી અનંત પ્રજોત્પાદનશક્તિ, વ્યકિતનાં તથા સમાજનાં માનસિક લક્ષણો, સ્થૂલ અને સૂક્ષ્મ જગત્–સઘળું અણુ, પરમાણુ, ઈલેક્ટ્રોન ( વિદ્યુદણુ ) તથા આકાશતત્ત્વ વગેરેમાં રહેલી શકિતને આભારી છે. મીમાંસકની બુદ્ધિ કે દાર્શનિકોની તર્કસરણી યા તો પ્રતિભા પણ ઈથરના–આકાશતત્ત્વના આંદોલનનું પરિણામ છે. માનવના પ્રાણમાં ઊછળતી કામનાઓ ઈથરના કાર્યની " લીલા " માત્ર છે. માનવહૃદયમાં થતો ભાવોલ્લાસ વગેરે કેવળ નાડીઓના હલનચલનનું પરિણામ છે. અને તેનો યશ કે તેની જવાબદારી એ અનંત શકિતવાળી વિદ્યુદણુને કે ઈથરને શિર છે !! ટુકામાં દૃશ્ય જગત્ અને અદૃશ્ય, સૂક્ષ્મ, માનસિક જીવન–સઘળું પાર્થિવ તત્ત્વનું જ કાર્ય છે. આ પ્રમાણે આખી સૃષ્ટિને એક જાતના પાર્થિવતાના કેવલાદ્વૈતમાં ડૂબાવી દઈને નવીન "માયાવાદ" યા તો નૂતન " ચાર્વાકવાદ " આ દૃષ્ટિબિંદુને લઈને સ્થાપિત થાય છે.

સચરાચર સઘળું ઈથર–આકાશતત્ત્વનો જ પ્રતાપ ગણીએ તો પછી તે સિવાયનુ નામરૂપાત્મક જે જોઈએ છીએ તે તો કેવળ ' માયા ' જ ગણાય ને ? બધાં તત્ત્વો – elements નું મૂળ તત્ત્વ જોવા જાઓ તો એક જ છે ! એટલે જૂદાં જૂદાં તત્ત્વો અને તેના બનેલા સંયુક્ત પદાર્થો આપણે જોઈએ છીએ તે, એ દૃષ્ટિએ તો, ' મિથ્યા ' જ કે ની ?

સર્વશકિતમાન ઈથરની–આકાશતત્ત્વની લીલામાં વિચાર અને સૂક્ષ્મ શક્તિઓ કેવળ વિદ્યુત્–શકિતનો મગજમાં સંચાર થવાનું જ

પરિણામ હોય તો કેન્ટ કે શેક્સપીઅરના જેવા ચમકારા ઘણાના મગજમાં કેમ નહિ થતા હોય? એવો પ્રશ્ન કેટલાકને થાય એ સ્વાભાવિક છે. અને એ દૃષ્ટિબિંદુએ 'આત્મા', 'પરમાત્મા' વગેરે તત્ત્વો પણ માનવના મગજની નાડીઓમાં થતા ઈથરના પરપોટા કે ચમકારા નહિ તો બીજું શું? તમે કહેશો કે "આ તો જડવાદ થયો!" જે કહો તે. જગતના અને જીવનના અંતિમ તત્ત્વનો નિર્ણય કરવામાં ઉત્ક્રાંતિવાદ ઉપર જણાવી તે એક દિશા માનવ જાતિને બતાવી શકે તેમ છે.

બીજી દૃષ્ટિએ વિચાર કરતાં લાગે છે કે સ્થૂલ શરીરમાં જીવનનો આ પ્રાદુર્ભાવ—ભલે ચાર દિવસના ચાંદરણા જેવો માનવને લાગતો કે દેખાતો હોય—એટલે ઈથરની—આકાશતત્ત્વની કે વિદ્યુદણુની—ઇલેક્ટ્રોનની આંદોલનપરંપરા જ હોય, તો પછી એ લીલામાં કે એ ચાંદરણામાં 'જવાબદારી', 'ધર્મ', 'નીતિ' વગેરેનો સ્વીકાર કરવાની જરૂર પણ શી? ઉત્ક્રાંતિવાદની દૃષ્ટિએ તો તેમનો સ્વીકાર જીવનસંગ્રામમાં દીર્ઘાયુ થવાની કે ટકવાની શક્તિ કાયમ કરવાની તેમનામાં લાયકાત હોય તો જ તે યોગ્ય અને સકારણ ગણાય. પરંતુ જીવનસંગ્રામમાં દેખીતો પરાજય મળતો હોય તો પણ માનવજીવનથી સ્વતંત્ર વાસ્તવિકતા કે સત્ય તેમનામાં રહેલાં છે એવી શ્રદ્ધા માનવમાં જન્મી શકે તેમ છે કે નહિ? એ જન્મતી હોય તો તે સકારણ કેટલે સુધી? અને દેખીતા પરાજયો તથા વિરોધોની વચ્ચે અસાધારણ વ્યક્તિઓને જ નહિ પરંતુ સામાન્ય માનવીઓને પણ કોઈ સનાતન આંતર સત્યમાં—જીવનના કોઈ દિશાદર્શક ધ્રુવમાં શ્રદ્ધા થાય છે એટલું જ નહિ, પરંતુ તે શ્રદ્ધા સક્રિય થઈને તેમને એવી કોઈ અદૃશ્ય—અતીન્દ્રિય વાસ્તવિકતા યાને સત્ય માટે પોતાના સર્વસ્વનો, પોતાની દૃશ્ય વાસ્તવિકતાઓનો રાજીખુશીથી ભોગ આપવાને પ્રેરે છે. એ પ્રેરણા પાયા વગરની કેવી રીતે ગણી શકાય? કારણ કે તેનાં

પરિણામો વાસ્તવિક છે એટલું જ નહિ, પરંતુ નરી આંખે અસંભવિત લાગતાં એવાં પરિણામો તે લાવી શકે છે.

પરંતુ ખુદ યુરોપમાં છેલ્લી પેઢીમાં પ્રાણતત્ત્વમાં માનનારા મીમાંસકો (વાઇટેલીસ્ટ્સ) નીકળ્યા છે. તેઓ પ્રાણતત્ત્વને વિશ્વનું અને જીવનનું આદિ તત્ત્વ માને છે. તેઓ માને છે કે પાર્થિવ તત્ત્વો કેવળ સામગ્રી પૂરી પાડે છે, પરંતુ પ્રાણતત્ત્વ તેનો ઉપયોગ કરે છે. તે અનાદિ, અનંત, અને કહી શકીએ તો, અગમ્ય છે. તે સ્વયંભૂ છે પ્રકૃતિમાં તે છૂપું રહીને કાર્ય કરે છે. મનને પણ તે પાછળથી નિયોજે છે ઉત્ક્રાંતિનો પ્રેરક આઘાત–વેગ પ્રાણતત્ત્વને આભારી છે.

પરંતુ આ વિચારોની તુલના કરતાં કરતાં જ વિશ્વના સનાતન પ્રશ્નો ઉપસ્થિત થાય છે. "આ વિશ્વનું અંતિમ તત્ત્વ યાને સત્ય, જો તે છે એમ માની લઈએ તો, માનવ પોતાની બુદ્ધિ વડે જાણી શકે તેમ છે? કાલ, દિશા અને કાર્યકારણના ત્રિગુણાત્મક બંધનમાં રહેલું અને કાર્યકારણની રમતનો પાર ન પામનાર માનવ મન ગુણાતીત અને ત્રિકાલાબાધિત, દિશાથી પર એવું સત્યનું સ્વરૂપ હોય તો તેને કેવી રીતે પામી શકે વારુ? માનવની બુદ્ધિ પોતે જાણે છે એવું માને છે ત્યારે પણ તે કેટલું જાણે છે? કાલ અને દિશાનાં ચોકઠાં સિવાય તો તેનાથી પોતાનું કે વિશ્વનું ચિત્ર જોઈ સુદ્ધાં શકાતું નથી, તો પછી "કાલ શું?" કે "દિશા એટલે શું?" એનો ઉકેલ તે પોતે કેવી રીતે લાવી શકે? વળી પોતાની સ્થૂલ ઇંદ્રિયોથી તે જે દ્રવ્યતત્ત્વને યા તો પદાર્થતત્ત્વને જાણવાનો દાવો કરે છે તેનું પણ અંતિમ અને વાસ્તવિક સ્વરૂપ માનવની બુદ્ધિ કે તેની ઇંદ્રિયો જાણે છે–જાણતી હોય છે ખરી? કોઈએ દ્રવ્યતત્ત્વ – Matter જોયું છે ખરું? પશ્ચિમના કેટલાક મીમાંસકો તો એમ માનતા લાગે છે કે આપણી ઇંદ્રિયો ઉપર પડતા સસ્કારોને પરિણામે પદાર્થનું જે જ્ઞાન માનવને થાય છે તે કેવળ વ્યવહાર પૂરતું જ સત્ય છે. પરંતુ તે વડે પદાર્થના પોતાના અંતિમ સ્વરૂપનો નિર્ણય થઈ શકે

નહિ. આ પ્રમાણે ઇંદ્રિયો અને બુદ્ધિ સ્થૂલ પદાર્થતત્ત્વનું – Matterનું જ્ઞાન પણ મેળવી શકે તેમ નથી.

હવે એક બીજા દૃષ્ટિબિંદુથી ઉત્ક્રાંતિવાદનો વિચાર કરીએ. એ દૃષ્ટિબિંદુથી જોતાં ઉત્ક્રાંતિવાદનું અત્યારનું સ્વરૂપ નવું છે પરંતુ એની પાછળ રહેલું સત્ય જગતજૂનું છે એમ કહી શકાય. ઐતરેય ઉપનિષદ્‌માં નીચે પ્રમાણે રૂપકકથા છેઃ – **ता एता देवताः सृष्टा अस्मिन् महत्यर्णवे प्रापतंस्तमशनापिपासाभ्यामन्ववार्जत् ॥ ता एन-मब्रुवन्नायतनं नः प्रजानीहि यस्मिन् प्रतिष्ठिता अन्नमदामेति ॥ १ ॥ ताभ्यो गामानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ॥२॥ ताभ्योऽश्वमानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ॥३॥ ताभ्यः पुरुषमानयत्ता अब्रुवन् सुकृतं बतेति पुरुषो वाव सुकृतम् ॥ ता अब्रवीद्यथाऽयतनं प्रविशतेति ॥४॥**

“આ પ્રમાણે ઉત્પન્ન કરેલા દેવતાઓ મહાન અર્ણવમાં પડયા. બ્રહ્મે પુરુષને ક્ષુધા અને પિપાસાથી યુકત – સેન્દ્રિય કર્યો. તે દેવતાઓએ સર્જક પરમાત્માને કહ્યું, ” અમારે માટે એવું એક અધિષ્ઠાન તૈયાર કરો કે જેમાં રહીને અમે અન્નનો ભોગ લઈ શકીએ– પાર્થિવ તત્ત્વમાં આનંદ માણી શકીએ.” તેમની આગળ ગાય લાવવામાં આવી. તેમણે કહ્યું, ‘ આ પિંડ અમારે યોગ્ય નથી.’ પછી તેમને અશ્વ બતાવવામાં આવ્યો. દેવતાઓએ કહ્યું, ‘ એ પણ અમારે યોગ્ય નથી.’ પછી તેમને માનવદેહ બતાવવામાં આવ્યો. ત્યારે તેઓ બોલી ઊઠયા, “ખરેખર ! આ તો સરસ છે ! બરાબર બનાવેલ છે !” અને તેમાં તેમણે પ્રવેશ કરવાને અનુમતિ આપી.”

એ રૂપકવાર્તાનો અર્થ આપણી આધુનિક દૃષ્ટિએ વધારે સ્પષ્ટ દેખાય છે. માનવદેહની ઉત્ક્રાંતિ જ કેવળ નહિ, પરંતુ માનવદેહમાં વસતા ચૈતન્યની અંદર રહેલી દિવ્ય શકયતાનો પણ એ કથામાંથી આપણને સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. આર્યસંસ્કૃતિમાં કર્મના સિદ્ધાંતના પરિણામરૂપે પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકારાયલો છે. માનવ-

યોનિમાં જન્મ ધારણ કરતા પહેલાં ચોર્યાસી લક્ષ યોનિઓમાં જીવને પસાર થવું પડે છે એવી પ્રચલિત માન્યતા પણ આપણા લોકોમાં છે. એમાં માનવદેહની દુર્લભતા અને પ્રાણીઓમાંથી દેહરૂપે તથા ચૈતન્યરૂપે થએલી તેની ઉન્નતિનો પણ વિચાર સમાયલો છે.

પરંતુ એ દૃષ્ટિબિંદુમાં અને આજના ઉત્ક્રાંતિવાદમાં ભેદ છે – એક લેખે સમૂળો ભેદ છે એમ કહીએ તો પણ ચાલે. સમૂળો એટલે આખા દૃષ્ટિબિંદુનો. આર્યસંસ્કૃતિમાં વિધવિધ દેહનાં સ્વરૂપોમાં થઈને 'જીવ' પોતાનો વિકાસ કરે છે એમ માનવામાં આવે છે. વિધવિધ દેહો અને તેમનાં કરણોદ્વારા 'જીવ' પોતાનો આવિર્ભાવ કરે છે. પરંતુ આજના ઉત્ક્રાંતિવાદમાં 'જીવ'ને સ્થાન નથી એટલે ઉત્ક્રાંતિવાદનું મૂળ તત્ત્વ જગતજૂનું છતાં આજનો વાદ તેના સ્વરૂપમાં 'નવીન' છે એમ કહી શકાય.

**सोऽकामयत** । – "તેણે પ્રથમ ઇચ્છાશક્તિનો પ્રયોગ કર્યો." **एकोऽहं बहु स्याम्** । – "એક હું બહુ થાઉ." **स तपस्तप्त्वा इदं सर्वमसृजत्** । – "તેણે તપઃશક્તિનો પ્રયોગ કરીને આ સઘળું ઉત્પન્ન કર્યું" આ અને આવાં બીજાં અનેક સૂત્રોમાં વિશ્વના આદિમાં રહેલા ચૈતન્યનો સ્વીકાર આર્યમીમાંસાનાં મુખ્ય દર્શનોમાં સ્પષ્ટ જણાય છે. સૃષ્ટિના આદિમાં રહેલા એ અનંત ચૈતન્યનો આવિર્ભાવ જૂદા જૂદા દેહોમાં જૂદાં જૂદાં કરણોદ્વારા થાય છે. આવિર્ભાવને માટે ધારણ કરવામાં આવતો દેહ અને તેનાં કરણો ઉત્ક્રાંતિની પદ્ધતિ વડે ઉત્પન્ન થાય છે. વિશ્વના આદિમાં રહેલ ચૈતન્ય સૃષ્ટિમાં ઉત્ક્રાંતિરૂપે કાર્ય કરીને પોતાના આવિર્ભાવનાં કરણો તૈયાર કરે છે.

આપણાં પડ્દર્શનોમાંથી નિરીશ્વરવાદી સાંખ્ય અને આધુનિક ઉત્ક્રાંતિવાદ એ બે વચ્ચે ઘણું સરખાપણું છે. નિરીશ્વર સાંખ્યવાદમાં ચોવીસ તત્ત્વો જડ ગણાય છે.

૫ પંચ મહાભૂત—૧. પૃથ્વી ૨. અપ ૩. તેજ ૪. વાયુ ૫. આકાશ.
૧૦ ઇંદ્રિયો — ૫ કર્મેન્દ્રિયો — ૧. હસ્ત ૨. પાદ ૩. મુખ ૪. શિશ્ન ૫. પાયુ.
૫ જ્ઞાનેન્દ્રિયો — ૧. નેત્ર ૨. કર્ણ ૩. જિહ્વા ૪. નાસિકા ૫. ત્વક્.
૧ મન.
૫ તન્માત્રાઓ — ૧. શબ્દ ૨. સ્પર્શ ૩. રૂપ ૪. રસ ૫ ગંધ.
૧ બુદ્ધિ.
૧ ચિત્.
૧ અહંકાર.

૨૪

એકંદરે ચોવીસ તત્ત્વો જડ ગણાય છે. આ જડ પ્રકૃતિને ચેતન તત્ત્વ અર્પણ કરનાર એક પચીસમું તત્ત્વ સાંખ્યમાં મનાય છે. તેને પુરુષ કહેવામાં આવે છે. આ જડ પ્રકૃતિમાં શક્તિ છે, પરંતુ ‘જ્ઞાન’ કે ‘ચેતના’ નથી. પુરુષમાં જ્ઞાન છે, – ચેતના છે; પરંતુ શક્તિ તથા પદાર્થનો સંભાર નથી. આ બન્ને મળે છે ત્યારે જગત ઉત્પન્ન થાય છે એવો સાંખ્ય મત છે. આદ્ય – મૂળ પ્રકૃતિમાં ક્ષોભ થવાને પરિણામે જગત ઉત્પન્ન થાય છે એવા સાંખ્ય મતમાં અને વર્તમાન ઉત્ક્રાંતિવાદમાં ઘણું સામ્ય જણાઈ આવે તેવું છે. ખાસ કરીને એ બાબતમાં કે સાંખ્યમાં મન, બુદ્ધિ, અહંકાર વગેરેને પણ જડ ગણવામાં આવે છે.

આ રીતે જોતાં જગત આપોઆપ ચાલી રહેલા એક યંત્રના જેવું છે. ન સમજાય એવા કોઈ કારણે તે ઉત્પન્ન થઈ ગયું. એવા આકસ્મિક જગતનો હેતુ હોવાની, તેનો અંતિમ લક્ષ્ય હોવાની માગણી કે આશા માનવે શા માટે કરવી જોઈએ? સૃષ્ટિની પાછળ, જીવનની પાછળ, કોઈ અંતિમ તત્ત્વની યા તો તેની સાર્થકતાની કે

દિવ્યતાની શોધ કરવી એ જ માનવ મનની ભ્રમણા કેમ ન હોય? અને એવું કોઈ તત્ત્વ હોય તો નિરીશ્વર સાંખ્ય કે ચાર્વાકમીમાંસાની પેઠે વર્તમાન ઉત્ક્રાંતિવાદને તેની સાથે લેવાદેવા નથી. માનવનું મન એવા નિરર્થક પ્રશ્નો પાછળ ઘૂમે એ બહુ સારું છે એવું ઉત્ક્રાંતિવાદના ઘણા હિમાયતીઓ માનતા જણાતા નથી.

આપણે પ્રાણતત્ત્વનો સ્વીકાર કરનારા મીમાંસકોની વિચારસરણીથી આગળ જોવા પ્રયત્ન કરીશું. ઉત્ક્રાંતિની આખી ઘટના ઉપર દૃષ્ટિ રાખીને તેનો અર્થ તથા હેતુ સમજવાનો પ્રયત્ન કરીએ. પ્રથમ પગલે આપણને જણાય છે પાર્થિવ તત્ત્વ અને તેનાં બનેલાં જડ દેખાતાં સ્વરૂપો અને પદાર્થો, શક્તિ અને પદાર્થનાં જોડકાં, રાસાયનિક સંયોગો અને ધાતુ–અધાતુ વગેરે તત્ત્વોના બનેલા પદાર્થો. તેમાંથી બીજે પગલે ઉત્ક્રાંત થાય છે પ્રાણતત્ત્વ.* એ તત્ત્વ જડ પદાર્થમાં ચેતનના આવિર્ભાવની શરુઆત કરે છે. પરિણામે જડમાંથી ચેતનવાળી પરંતુ વિશિષ્ટ અવયવો વિનાની પ્રાણવાળી સૃષ્ટિના આવિર્ભાવની શરુઆત થાય છે. આવિર્ભાવ અને તિરોભાવ બન્ને ઘટનાઓ જેનામાં દેખાય છે એવી વનસ્પતિની ઉત્ક્રાંતિ એ પ્રાણતત્ત્વના આવિર્ભાવનું પ્રથમ પગલું ગણી શકાય. વનસ્પતિમાં સૂક્ષ્મ નાડીયંત્ર બાહ્ય જગતના સસ્પર્શો વહી લાવતું જણાય છે. એ પ્રમાણે એક પ્રકારની પ્રાથમિક ઇંદ્રિયપણાની –

તિરોધાન કરતું બીજ – અને એવાં તો અનેક બીજો – વનસ્પતિમાંથી થાય છે અને અનંત પ્રાણશક્તિને પોતાનામાં તિરોભૂત કરે છે. આ પ્રમાણે આવિર્ભાવ અને તિરોભાવની સહજસાધ્ય યોજના વનસ્પતિમાં જોવામાં આવે છે. પ્રાણીઓ અને માનવમાં તે શક્તિ પ્રજોત્પાદનની અનંત પ્રાણશક્તિરૂપે પ્રગટ થતી જણાય છે.

ત્રીજે પગલે ઉત્ક્રાંત થાય છે મન યાને મનોમય ભૂમિકા. ધીમે ધીમે પ્રાણમય પિંડમાં માનસિક શક્તિઓનો તથા પ્રાણની સૂક્ષ્મતર ક્રિયાઓનો તથા સંવેદનોનો વિકાસ શરુ થતો જણાય છે. પ્રાણી પોતે એ મનોમય ભૂમિકાના કાર્યથી શરુઆતમાં તદ્દન અજ્ઞાત હોય છે. આપણે પ્રાણીઓમાં કાર્ય કરતી જ્ઞાનશક્તિ યાને માનસિક શક્તિને અંધ-પ્રેરણા (Instinct) કહીએ છીએ. અંધ-પ્રેરણા એટલે બુદ્ધિની અચેતન ક્રિયા. જીવનને ટકાવી રાખવા તથા તેની જરુરીઆતો પૂરી પાડવા માટે પ્રાણી પ્રયત્ન કરે છે તેમાં અજાણ્યે પણ માનસિક શક્તિઓનો તેને ઉપયોગ કરવો પડે છે. એ માનસિક શક્તિઓની ક્રિયા આગળ ને આગળ વધતી જાય છે અને માનવમાં તે સંપૂર્ણ સચેતન થવાની શકયતા પ્રાપ્ત કરે છે એટલું જ નહિ, પરંતુ માનવ તેને કંઈક અંશે સિદ્ધ પણ કરે છે.

હવે ઉપરનું ઉત્ક્રાંતિનું સોપાન જોતાં આપણને જણાય છે કે ૧. પાર્થિવ તત્ત્વ, ૨. પ્રાણ અને ૩. મનોમય તત્ત્વ–એ દરેકમા જે વધારે સૂક્ષ્મ અને વધારે ઉચ્ચ હોય છે તે પોતાનાથી વધારે સ્થૂલ અને નિમ્ન તત્ત્વના ઉપર દબાણ કરી તેના વિરોધના ઉપર વિજય મેળવીને પોતાનો આવિર્ભાવ કરે છે. સ્થૂલ તત્ત્વમાં જડતા, અચેતનતા અને શક્તિ વગેરે પાર્થિવ તત્ત્વના ધર્મો; વિકાર, પ્રજાસાતત્ય ટકાવવાની ઉત્પાદક શક્તિ, કામનાપ્રધાન ક્રિયાશીલતા તથા માત્રા-સ્પર્શોને સ્વીકારવાની અને તેમની વાસનાને સંતોષવાની શક્તિ–પ્રાણના ધર્મો; તથા જિજ્ઞાસા, સમતુલા, વિવેકશક્તિ, ધારણા, તર્કશક્તિ વગેરે મનના મુખ્ય ધર્મો ગણી શકાય. વળી ઉપરના તત્ત્વમાં

પોતાનાથી નીચે આવેલા તત્ત્વને પોતાને વશ કરવાની શક્તિ પણ હોય તેમ જણાય છે. ઉદાહરણ તરીકે, પાર્થિવ તત્ત્વ જડતાવાળું છે પરંતુ તેમાં પ્રાણનો આવિર્ભાવ થતાં એની જડતા દૂર થઈ જાય છે. પાર્થિવતાની એવી ઘણી ઘણી અશક્તિઓને દૂર કરીને પ્રાણ તેમાં નવી શક્તિઓ પ્રગટાવે છે. એ જ પ્રમાણે મનોમય ભૂમિકા પ્રાણ તથા પાર્થિવતાના ઉપર પોતાનું આધિપત્ય જમાવી શકે છે. પ્રત્યેક ઉચ્ચતર તત્ત્વ પોતાનાથી નીચેના તત્ત્વને વ્યાપી રહે છે. આનો અર્થ એવો થતો નથી કે જડ પદાર્થ કેવળ જડ હોઈ તેનામાં અજ્ઞાત રૂપે પ્રાણતત્ત્વ યા તો 'મન' આવી રહેલ નથી. સ્થૂલમાં સ્થૂલ પરમાણુમાં પણ 'પ્રાણ' છે એમ આપણે કહી શકીએ. રેડિયમના એક અણુનું જીવન તેરસો વર્ષનું ગણાય છે. વળી તેમાં પ્રાણતત્ત્વ ઉપરાંત માનસિક શક્તિઓ પણ અપ્રગટપણે કાર્ય કરી રહેલી દેખાય છે – અલબત્ત, માનવમાં હોય છે તેવી તો નહિ જ; પરંતુ એ શક્તિ તેમાં પાર્થિવતાથી આચ્છાદિત હોય છે. વિશિષ્ટ પરમાણુઓ નિશ્ચિત ગુણો ધરાવે છે. વળી વિજાતીય અણુઓના સમૂહમાં પ્રત્યેક અણુ પોતાની પસંદગી પ્રમાણે બીજા અણુ જોડે સંયોગ કરે છે. ઉદાહરણ તરીકે, ગંધક અને લોઢું એ બે તત્ત્વોના પરમાણુઓના નિશ્ચિત પ્રમાણમાં થતા મિશ્રણને પરિણામે એક સંયુક્ત પદાર્થ ઉત્પન્ન થાય છે એટલું જ નહિ, પરંતુ અનેક પરમાણુઓના સમૂહમાં સંયોગ થવામાં પણ પરસ્પર ભાગીદારની પસંદગી હોય છે. એ પસંદગીમાં આપણને પરસ્પર આકર્ષણનું તથા તપઃશક્તિ અને બુદ્ધિના પ્રાથમિક સ્વરૂપનું દર્શન થાય છે.

પ્રાણમય સૃષ્ટિની પાછળ માનસિક શક્તિઓ રહેલી છે એટલું તો આજકાલ લગભગ બધા માનસશાસ્ત્રીઓ સ્વીકારતા લાગે છે. જનાવરોમાં માનસિક શક્તિઓ છે એ સત્ય અનેક પ્રયોગો તથા બારિક અવલોકનને પરિણામે સિદ્ધ થયેલું છે. જનાવરોમાં રહેલી એ અવ્યક્ત માનસિક શક્તિઓ કેળવણીના પ્રયોગને પરિણામે તેમનામાં

આગળ પડતી થાય છે. જર્મનીમાં આલ્બર્ફેલ ગામમાં મૅા. ક્રોલ (Kroll) નામનો એક માણસ જૂદાં જૂદાં પ્રાણીઓ રાખે છે અને તે સઘળાંને આશ્ચર્ય પમાડે એવી કેળવણી આપે છે. પ્રખ્યાત સાહિત્યરત્ન મૅારીસ મેટરલિંકે જાતે એ પ્રાણિશાળાની મુલાકાત લીધી હતી અને "લૅાત એ'કાતુ" નામના તેના પુસ્તકમાં તેણે વિગતવાર પોતાનું અવલોકન રજુ કર્યું છે. આશ્ચર્ય પમાડે એવી અનેક ઘટનાઓમાંની મહમદ નામના ઘોડાએ વર્ગમૂળના ૭ દાખલાએ ખરા કરી બતાવ્યા હતા તે એક છે. ઘોડાઓ સરવાળા બાદબાકી કરે છે એ તો સુવિદિત હશે. કૂતરાઓ ડ્રિલ કરે છે એટલું જ નહિ પરંતુ સિપાહીના દળમાં તેમને કેટલાક દેશોમાં દાખલ કરવામાં આવ્યા છે. વાંદરાંઓને કેળવીને લગભગ માનવ જેવાં બનાવી શકાય છે. કબુતર અને પોપટને સંદેશા લઈ જતાં શીખવી શકાય છે. હાથીઓની સ્વામિભક્તિનાં તથા બુદ્ધિની ચપળતાનાં અનેક ઉદાહરણો શિકારીઓના જાણવામાં હોય છે. બકરી, રીંછ, નોળિયો, બિલાડી વગેરેને પણ કેળવી શકાય છે.

વળી માનવસંસર્ગથી શિક્ષણ પામેલાં કે કેળવાયલાં પ્રાણીઓને અપવાદરૂપે ગણીએ તો પણ પ્રાણીમાત્રમાં તેમના પોતાનાથી અજ્ઞાત એવી બુદ્ધિ કાર્ય કરતી જણાય છે. કીડીઓ પોતાનાં દર ચોમાસામાં પાણી ન ભરાય એવે ઠેકાણે કરે છે. નિર્જીવ ગણાતી વનસ્પતિને પણ ઝેર ચઢે છે. તેનામાં અમુક અમુક વ્યક્તિની હાજરીને પરિણામે સારાં–માઠાં પ્રતિકાર્યો થાય છે.

હવે આપણે મૌલિક પ્રશ્ન વિચારીએ, "આ ઉત્ક્રાંતિ થવાનું કારણ શું છે? યા તો શું હોઈ શકે?" આખી ગતિશ્રેણી જોતાં આપણે એમ કહી શકીએ કે ચૈતન્યની વધારે ને વધારે ઉચ્ચ તથા સૂક્ષ્મ ભૂમિકાઓનો પાર્થિવ જગતમાં આવિર્ભાવ કરવો એવો તેનો હેતુ જણાય છે. પ્રાણ, મન વગેરે સૂક્ષ્મ ભૂમિકાઓ પાર્થિવ તત્ત્વથી

સ્વતંત્રપણે હયાત હોય એમ માનવાને વધારે કારણો મળે છે. વળી આપણી પાર્થિવ ભૂમિકા તેમને ઉત્પન્ન કરે છે એમ માની શકાય તેવું નથી. અલબત્ત, આપણી જડ પાર્થિવતાનો આશ્રય લઈને જ એ સૂક્ષ્મતર ભૂમિકાઓ અહીં પોતાનો આવિર્ભાવ કરી શકે છે. એ આવિર્ભાવ કઈ રીતે થાય છે એ પ્રશ્ન પણ સંક્ષેપમાં વિચારીએ.

પ્રત્યેક ઉચ્ચતર ભૂમિકા તેનાથી નીચેની ભૂમિકા ઉપર દબાણ કરીને તેનામાં પોતાનો આવિર્ભાવ કરતી લાગે છે. અર્થાત્, પાર્થિવ તત્ત્વની પાછળ યા તો તેની ઉપર પ્રાણનું તત્ત્વ દબાણ કરીને જડમાં ચેતનના આવિર્ભાવનો આરંભ કરે છે. તે જ પ્રમાણે મનોમય ભૂમિકા પ્રાણ તથા પાર્થિવ તત્ત્વના ઉપર દબાણ કરતી હોઈ તે બન્નેને પોતાનો આવિર્ભાવ કરવામા મદદગાર તરીકે વાપરે છે.

હવે પ્રશ્ન એ રહે છે કે ઉત્ક્રાંતિનું અંતિમ ધ્યેય છે યા નહિ ? અને હોય તો તે શું છે ? આ પ્રશ્નનો ઉત્તર ઉત્ક્રાંતિનું અવલોકન કરતાં સહેલાઇથી આપી શકાય તેવો છે. જડ–પાર્થિવ તત્ત્વમાંથી પ્રાણ અને પ્રાણમાંથી મન અત્યાર સુધી પ્રગટ થવા પામ્યાં છે, એટલે કે સ્વયંભૂ સૂક્ષ્મ ભૂમિકાઓ પાર્થિવ તત્ત્વનો આશ્રય લઈને જગતમાં આવિર્ભાવ પામે છે ઉત્ક્રાંતિ કાળમાં જેમ આગળ ને આગળ ગતિ કરે છે તેમ તેમ ચૈતન્યની સૂક્ષ્મતર ભૂમિકાનો વિકાસ થતો આવે છે. તો ચૈતન્યની ઉચ્ચતર શકયતાઓ ક્રમે ક્રમે વ્યક્ત કરવી એ ઉત્ક્રાંતિનો હેતુ છે એમ કહી શકાય. અચેતન પાર્થિવ તત્ત્વમાંથી સચેતન પ્રાણમય વ્યક્તિત્વ અને પ્રાણમાંથી બુદ્ધિનો વિકાસ થતો જણાય છે. આપણે જોઈએ છીએ કે દરેક પગલે ચૈતન્ય વિશાળ થાય છે. જડ સૃષ્ટિમાંથી ચેતન પ્રત્યે આવતાં પ્રત્યેક પગલે ચૈતન્યની વિશાલતર ભૂમિકા ઊઘડતી જાય છે. પદાર્થમાં જડતાના અને યાંત્રિકતાના બંધનમાં પૂરાયલું, જીવનમાં અંધ પ્રેરણાથી જકડાયલું અને કામના, ક્ષુધા, તૃષા વગેરેના અસંતોષ પાછળ મશગૂલ અને

પ્રાણની ઇચ્છાઓના અંધબળથી પ્રેરાઈ આમતેમ ફૂટાતું ચૈતન્ય છેવટે મનોમય ભૂમિકાને પ્રાપ્ત કરી નિર્મળ અને ઉન્નત જ્યોતિનાં શિખરોને પ્રાપ્ત કરે છે. એ વિશુદ્ધ જ્ઞાનની મનોમય ભૂમિકામાં સ્થાપિત થઈ, પ્રાણ, શરીર તથા પોતાની મનોમય ક્રિયાઓ ઉપર દૃષ્ટિ નાખી, પોતાની જાતને તથા બાહ્ય જગતને ચૈતન્ય જુએ છે, જાણે છે, સમજવા યત્ન કરે છે, સમજે છે તથા તેના ઉપર આધિપત્ય સ્થાપિત કરવાનો પ્રયત્ન કરે છે. હાસ્તો, મન એટલે આત્મદર્શન અને વિશ્વદર્શન કરતી ચૈતન્યની જ્ઞાનશક્તિ; પ્રાણ એટલે પાર્થિવ તત્ત્વનો કબજો લઈ, તેને સજીવ ( સચેતન ) કરી મૂકનાર અને જગતમાં જીવન પ્રગટાવનાર તપઃશક્તિમય ચૈતન્ય, અને સ્થૂલ પાર્થિવ તત્ત્વ એટલે ચૈતન્યની ( આપણે માટે ) સુષુપ્ત અવસ્થા !

હવે એક પ્રશ્ન રહે છે તે એ કે આખી યે ઉત્ક્રાંતિની ક્રિયાનો અંતિમ હેતુ માત્ર માનસિક ચૈતન્યનો આવિર્ભાવ કરીને અટકી જવાનો છે કે તેની આગળ જવાનો ? ઘણા કાળ સુધી બુદ્ધિ વિશ્વમાં સર્વોપરિ ચૈતન્યશક્તિ ગણાતી હતી. અને બુદ્ધિ એક મહાન શક્તિ છે એમાં તો સંશય છે જ નહિ. એના પ્રભાવે પર્વતો માનવને પગે નમ્યા છે અને સમુદ્રો તેના રાજમાર્ગો થઈ રહ્યા છે. સામાજિક જીવનની મહત્તા શરુ થઈ છે તે પણ એને લઈને. એટલું જ નહિ પરંતુ પોતાનાથી પર એવી કોઈ અદ્‌ભુત શક્તિના અશ્રુત સંદેશા પણ માનવનું મન સ્વીકારે છે. પરંતુ આપણે વિચારવાનું છે તે એ કે શું મન એ જ ચૈતન્યની ઉત્તમોત્તમ શક્યતા છે ? કે તેનાથી પર–તેનાથી ઉચ્ચ એવું બીજું કશું છે કે નહિ ?

મનની સર્વશક્તિમત્તામાં પશ્ચિમના મીમાંસકો પણ શંકા ઉઠાવવા લાગ્યા છે. આપણાં દર્શનોમાં તો " **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । न तत्र मनो याति । यद्बुद्धेः परतस्तु सः ॥** " વગેરે સૂત્રોમાં મનથી પર રહેલી ચૈતન્યની ઉચ્ચતર શક્યતાનો

સ્વીકાર સ્પષ્ટ રીતે અનેક દાર્શનિકોએ કરેલો છે. એટલું જ નહિ, પરંતુ ઘણા સાધકો અને યોગીઓએ વ્યાવહારિક પ્રયોગો અને પ્રયત્નો કરીને એ શકયતા પોતાનામાં સિદ્ધ કરવાની પદ્ધતિઓ પણ શોધી કાઢી છે. પશ્ચિમમાં પણ મનથી સ્વતંત્ર એવી 'intuitive faculty'–'સ્મૃતિની શક્તિ'નો સ્વીકાર થવા લાગ્યો છે, તથા તેની સાથે ગૂઢતા અને અગમ્યતાનો સ્વીકાર અને તેના પ્રત્યે આકર્ષણ વધવા લાગ્યાં છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આર્યદર્શનોમાં તો વેદથી માંડીને છેક છેલ્લા દર્શન સુધી સર્વેમાં મનથી પર રહેલા તત્ત્વનો સ્વીકાર સ્પષ્ટપણે થએલો જણાય છે. વેદમાં પણ " **हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्** ।–મનરૂપી સુવર્ણના ઢાંકણથી સત્યનું મુખ આચ્છાદિત થએલું છે " એવો ઉલ્લેખ અનેક વાર જૂદી જૂદી રીતે જૂદે જૂદે સ્થળે કરવામાં આવ્યો છે. સત્યનો જ્યોતિર્મય સૂર્ય મનોમય ભૂમિકાના આકાશથી પર આવેલો છે એવું વેદમાં નિર્વિવાદપણે જણાઈ આવે છે.

પરંતુ આપણને પ્રશ્ન થશે કે " મનથી પર રહેલું "–" માનસિક ભૂમિકાથી પેલે પાર "–" જેને મન કે વાચા જાણી શકતાં નથી "–" જે બુદ્ધિથી પર છે " અને " જ્યાં ચક્ષુ, વાચા કે મન જઈ શકતાં નથી " એ તત્ત્વ શું છે? ખરું જોતાં એ પ્રશ્ન આત્મવિરોધી છે. કારણ કે જે વસ્તુ બુદ્ધિના અધિકારની બહાર છે તેના વિષે જાણવાનો તેનો પ્રયત્ન અસમજસ છે, અયોગ્ય અને અધિકાર બહારનો છે. પરંતુ એવો ઉત્તર આપવાથી માનવ કદી સંતોષાતો નથી. ખરું છે કે મનથી પર રહેલા એ તત્ત્વનો ગમે તેટલો સ્પષ્ટ ખ્યાલ બાંધવામાં બુદ્ધિ પરિમિત સફળતા મેળવે, પરંતુ તેની પૂરેપૂરી સમજૂતી તેની અનુભૂતિના ખ્યાલ કરતાં તદ્દન જૂદા જ પ્રકારની હોવી જોઈએ એટલું તો નક્કી. પ્રાણમય ભૂમિકામાં જકડાયલા જનાવરને

લઈને તમે તેને મનોમય ભૂમિકાની શક્યતા, તેના સ્વરૂપનું નિરૂપણ—મનની શક્તિઓનો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરો તો પરિણામ શું આવશે? પ્રથમ તો "મન" જેવા તત્ત્વનો સ્વીકાર જ કરવાને તે તૈયાર નહિ થાય. કોઈ ચમત્કારિક શક્તિને પરિણામે મન જેવી વસ્તુનો સ્વીકાર કરે તોપણ તેની વિધવિધ શક્તિઓને સ્વીકારવા તે કદી તૈયાર નહિ થાય. અને કદાચ સ્વીકારે તો પણ જનાવરને મનોમય ભૂમિકાનો અનુભવ ક્યાંથી થાય?

મનથી પર રહેલા એ ઉચ્ચ તત્ત્વ પ્રત્યે પણ માનવ મનનું દૃષ્ટિબિન્દુ કંઈક એવા પ્રકારનું છે. છતાં મન એ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે એવી, અને પ્રકૃતિમાં થતી ઉત્ક્રાંતિની દિશાને સજ્ઞાન સહાય આપી શકે એવી એક શકિત હોવાથી માનવ તે ઉચ્ચ તત્ત્વને જાણી શકે તેમ છે. માનવજન્મની ઉત્તમતા—તેની દુર્લભતાનું કારણ પણ એ મનથી પર જવાની શક્યતા સિદ્ધ કરવાની તેની શક્તિમાં રહેલું છે.

આગળ ઉત્ક્રાંતિનો ક્રમ તપાસતાં આપણે જોયુ છે કે ઉચ્ચતર ભૂમિકા અધોભૂમિકાના ઉપર દબાણ કરી ક્રમે ક્રમે પોતાની ઉત્ક્રાંતિ કરે છે—પોતાનો આવિર્ભાવ કરે છે. એટલે મનથી પર જે તત્ત્વ હોવું જોઈએ તે પણ મનની ઉપર દબાણ કરતું હોવું જોઈએ. વળી ક્રમે ક્રમે એ તત્ત્વનો વિકાસ થઈ તે પણ ઉત્ક્રાંતિના ક્રમમાં આવિર્ભાવ પામવું જોઈએ. વળી મન, પ્રાણ વગેરે તત્ત્વો પાર્થિવ તત્ત્વથી શરુઆત કરે છે—પાર્થિવ તત્ત્વમાં પ્રચ્છન્ન રીતે પાછળ રહેલાં માલૂમ પડે છે. તેવી જ રીતે આ "મનથી પર રહેલું" તત્ત્વ પણ પાર્થિવ તત્ત્વથી માંડીને છેક મનોમય ભૂમિકામાં અંતર્હિત હોવું જોઈએ—પછી ભલે તે અજ્ઞાત રૂપે હોય.

આગળ જણાવેલા બન્ને વિચારો ખરા હોય એમ માનવાને કારણ છે. મનની ભૂમિકા છોડીને ઉપર જવાની જે ઉત્કટ અભિ-

લાષા માનવમાં જન્મી છે તે એ ઉપરની ભૂમિકાના દબાણની સાક્ષી પૂરે છે. મનથી ઉપરની એ ભૂમિકાને આપણે "વિજ્ઞાન"ની સંજ્ઞા આપીશું. વળી કેટલાક માણસો સ્મૃતિ (Intuition) દ્વારા બુદ્ધિ ન મેળવી શકે એવું જ્ઞાન મેળવે છે; હૃદયમાં પ્રભુના સંદેશા પયગંબરો મેળવે છે; બુદ્ધિની મદદ વિના ઋષિઓ સત્યનું દર્શન કરે છે—એ સર્વે "વિજ્ઞાન"ની આગાહીરૂપ છે. રામકૃષ્ણ પરમહંસ જ્યારે "મનથી અતીત, પ્રત્યક્ષ સત્ય" વિષે બોલે છે ત્યારે આપણને એ નવા તત્ત્વની ઝાંખી થાય છે. ખરી વાત એ છે કે મનોમય ભૂમિકા હજી માનવને માટે એટલી નવી છે તથા મનની વિધવિધ શક્તિઓની ખીલવણી અને સાક્ષાત્કાર હજી માનવને એટલાં ઓછાં થયાં છે કે માનવ જાતિનો મોટો ભાગ તો મનને અનંત, અનાદિ માનવાને તૈયાર છે. મનથી પર રહેલા તત્ત્વની તેમને ઝાંખી પણ ક્યાંથી થાય! માનવોની મોટી સંખ્યા તો હજી પ્રાણનાં ઇચ્છા, વાસના, સત્તા તથા ધનપ્રાપ્તિની એષણા વગેરેને સંતોષવામાં મગ્ન છે; અને મનની શક્તિનો પ્રયોગ મોટે ભાગે તો કેવળ પ્રાણને સંતોષવાના સાધન તરીકે જ કરવામાં આવે છે. છતાં સાધકો, ધર્મપ્રવર્તકો, ભક્તો, યોગીઓ અને પયગંબરોમાં એ "વિજ્ઞાન"ના કાર્યની ઝાંખી આપણને થાય છે અને "વિજ્ઞાન"માં રહેલી પ્રચંડ શક્તિનું આપણને દર્શન થાય છે.

એ "વિજ્ઞાનશક્તિ" મનથી તે ઠેઠ પાર્થિવ તત્ત્વ સુધી કાર્ય કરે છે તે જોવાનો પ્રયત્ન કરીશું. પરંતુ તે પહેલાં "મન" અને "વિજ્ઞાન" એ બે ચૈતન્યની શક્તિઓમાં રહેલો ભેદ બુદ્ધિથી જાણવાનો પ્રયત્ન કરીશું. મન જે જ્ઞાન પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરે છે તે "વિજ્ઞાન"માં સ્વયંસિદ્ધ હોવું જોઈએ. મનમાં જે શક્યતા કે સૂચનારૂપે દેખાય છે તે "વિજ્ઞાન"માં નિશ્ચિત શક્તિસ્વરૂપ હોવું જોઈએ. મનમાં દ્વૈતની અનિવાર્ય અનુભૂતિ હોઈ તે અજ્ઞાનથી શરુઆત કરી જ્ઞાનપ્રાપ્તિ પ્રત્યે ગતિ કરે છે; "વિજ્ઞાન" અદ્વૈતની મૌલિક અનુ-

ભૂતિ પર રચાએલું હોઈ જ્ઞાનથી શરુઆત કરી, સત્ય જ્ઞાનમાં રહેલી સ્વયંભૂ શક્તિનો વ્યવહારમાં આવિર્ભાવ કરે છે. વિજ્ઞાનમાં અવિદ્યાને સ્થાન હોઈ ન શકે. મનમાં અવિદ્યા છે. મનમાં સંદેહ હોય છે અને સંભવે છે "વિજ્ઞાન"માં નિશ્ચિત જ્ઞાન હોય છે. જ્ઞાનની શોધ કરતું પરિમિત ચૈતન્ય એ જ "મન." જ્ઞાનપૂર્ણ, આત્મસ્થ અને નિઃસંદેહ, અનંત ચૈતન્ય તે "વિજ્ઞાન." મન અહંતા અને કામનાનો સ્વીકાર કરીને કાર્ય કરી શકે છે. વિજ્ઞાન અનંત, અદ્વૈતના ઉપર પ્રતિષ્ઠિત હોઈ તપઃશક્તિ (Self–fulfilling will)નો પ્રયોગ કરે છે.

હવે પ્રશ્ન થવાનો સંભવ છે કે આ બધું ઉપર જણાવ્યા પ્રમાણે છે એનો શો પુરાવો? પુરાવો એ છે કે "વિજ્ઞાન"ને માનવ પ્રાપ્ત કરી શકે છે! અર્થાત્ એ પુરાવો પ્રત્યક્ષ પ્રમાણનો છે. જનાવર પેઠે માનવ બુદ્ધિથી વંચિત નહિ હોવાથી જ પ્રકૃતિની ઉત્ક્રાંતિમાં તે સજ્ઞાન ભાગ ભજવીને પોતાની ઉચ્ચતર શક્યતાઓ પ્રત્યે ગતિ કરી શકે છે. પાર્થિવ તત્ત્વમાં આપણને "વિજ્ઞાન"નું તત્ત્વ અજ્ઞાત રૂપે આવી રહેલું જણાય છે. અણુપરમાણુઓના સંયોગમાં અને તત્ત્વોના વર્તનમાં આપણને ગણિતશાસ્ત્રની નિશ્ચિતતા જણાય છે. હાઈડ્રોજન અને ઓક્સિજનના સયોગનું પ્રમાણ નિશ્ચિત છે! અમુક પદાર્થ કે તત્ત્વ ચોક્કસ સંજોગોમાં અમુક પ્રકારે જ વર્તન કરે છે. તેનામાં સ્વયંભૂ જ્ઞાનશક્તિ, સ્વયભૂ નિશ્ચિતતા, વ્યવસ્થિતતા આપણને જણાઈ આવે છે. વળી પ્રાણીઓમાં પણ જે અંધપ્રેરણા (Instinct) જણાય છે તેનું મૂળ પણ એ વિજ્ઞાનના તત્ત્વમા છે. બુદ્ધિથી જાણ્યા વિના પ્રાણીઓ આપોઆપ જરુરનું વર્તન કરવાને પ્રેરાય છે તેઓ જ્ઞાનની શોધ કરી શકતાં નથી. પરંતુ તેમનું વર્તન જ્ઞાનના સચયનુ પરિણામ હોય એવું આપણને લાગે છે. કીડીઓ પોતાનાં દર ઉંચે સ્થાને જ બાંધે છે; ઝેર ખવડાવવા જતાં જાનવરો ખોરાક સુંઘીને જ નાસી જાય છે; પોતાનાં બચ્ચાંઓના બચાવ માટે તેઓ મરવા

તૈયાર થાય છે; કરોળીઓ જાળની ગુંથણીમાં પદાર્થવિજ્ઞાનના નિયમોનુ પાલન કરે છે—વગેરે વગેરે.

પ્રાણની પેઠે મનની ભૂમિકામાં પણ વિજ્ઞાન કાર્ય કરી રહ્યું હોય છે. માનવ મનના સમગ્ર કાર્યમાં " પ્રત્યેક કાર્યનું કારણ હોવું જ જોઇએ " એવી જે માન્યતા રહેલી હોય છે તે તથા માનવને તે માન્યતામાં જે અનિવાર્યતા લાગે છે તે બન્ને મનથી પર રહેલી કોઈ ભૂમિકાના કાર્યને આભારી છે. તેની ક્રિયાઓને (૧) " સ્મૃતિ, " (૨) " શ્રુતિ " અને (૩) " દૃષ્ટિ " એવાં નામો આપીશું. ઈન્ટયુઈશનને આપણે " સ્મૃતિ " કહીશું, કારણકે જ્યારે માનવના મનમાં તે શક્તિ કાર્ય કરવા માંડે છે ત્યારે જાણે જૂનું ભૂસાઈ ગએલું જ્ઞાન આત્માના ભંડારમાંથી પાછું આવતું ન હોય એ રીતે તેનું કાર્ય શરુ થાય છે.

" શ્રુતિ"નો અર્થ " પ્રેરણા " છે. આપણે એને " શ્રુતિ " નામ આપ્યું છે, કારણકે બુદ્ધિમાં કે હૃદયમાં તેની ક્રિયા " સાદ"ની પેઠે સંભળાય છે—શ્રવણ કરવામાં આવે છે; અંતરમાં સંભળાતો " નાદ " તે આ " શ્રુતિ. " પરંતુ બધા જ માણસો તે નાદને સાંભળતા નથી—સાંભળી શકતા નથી. કેટલાક તો પોતાની કામનાઓને, કોઈ પોતાના મનપસંદ વિચારને, કોઈ જૂઠી સૂચનાને, કોઈ અર્ધશ્રુતિને " અંતરાત્માના સાદ " તરીકે—ખરેખરી શ્રુતિ તરીકે સ્વીકારી ગોથાં ખાય છે. એ માર્ગ અનુભવ અને અભ્યાસનો છે.

ત્યારપછી "દૃષ્ટિ." દૃષ્ટિ એટલે સત્યનુ દર્શન. જેમ સ્થૂલ ચક્ષુ વડે પદાર્થોનુ પ્રત્યક્ષ દર્શન થાય છે, તેમ સૂક્ષ્મ ચક્ષુ વડે આંતર સત્યનુ પ્રત્યક્ષ દર્શન થાય છે. ' પ્રત્યક્ષ " એટલે કેવળ રૂપક સમજવુ નહિ. સત્ય સ્વરૂપ લઈને દર્શન આપે છે એમ કહેવાનો ભાવાર્થ છે. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને વિશ્વરૂપ જોવા માટે જે દૃષ્ટિ આપી હતી તે આ. પરંતુ કેવળ મનથી વિચાર કરી એક દૃશ્ય ઉત્પન્ન કરવાની મનની શક્તિ " દૃષ્ટિ " નથી એ યાદ રાખવાનું

છે. વેદના ઋષિઓ " દ્રષ્ટા " કહેવાતા તેનું કારણ પણ એ કે તેઓએ ઋચામાં ગાયેલાં સત્યો બુદ્ધિ વડે વિચાર કરી શોધી કાઢયાં નથી, પરંતુ એ " દૃષ્ટિ " વડે પ્રત્યક્ષ જોયાં છે. વળી એ સત્ય અપૌરુષેય હોઈ સ્વયંસિદ્ધ છે. એટલે ઋષિઓએ તે સત્ય ઉત્પન્ન કર્યું નથી પરંતુ તેનું દર્શન કર્યું છે.

માનવજાતિની ઉત્ક્રાંતિમાં એ અત્યારે અજ્ઞાત વિજ્ઞાનની ભૂમિકાની પ્રાપ્તિ અને તે દ્વારા વિશ્વમાં આવિર્ભાવ પામી રહેલા ચૈતન્યનો વિકાસ એક ડગલું આગળ કરવો–એ ઉત્ક્રાંતિનો હેતુ લાગે છે. પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુ સ્વીકારતાં પણ ઉત્ક્રાંતિની, અંતિમ દિશા દિવ્ય ચેતન્યનો વિકાસ કરી તેની ઉચ્ચતર શક્યતાઓ સિદ્ધ કરી જીવનમાં તેમને વ્યક્ત કરવામાં સમાયલી હોય એમ જણાય છે.

આર્યાવર્તની અનુભવપ્રધાન યોગપદ્ધતિથી તદ્દન સ્વતંત્રપણે યુરોપના તત્ત્વવેત્તાઓ આજે પણ સ્મૃતિપ્રધાન ચૈતન્ય–Intuitional Consciousnessની શક્યતા સ્વીકારી રહ્યા છે.

વળી સૃષ્ટિમાં માનવ શ્રેષ્ઠ ગણાય છે તેનું કારણ પણ એ જ જણાય છે કે માનવમાં રહેલી ઉચ્ચ શક્યતાના આવિર્ભાવમાં માનવ સજ્ઞાન ભાગ ભજવી પ્રકૃતિની અંતિમ દિશામાં જાતે પ્રગતિ કરી શકે તેમ છે; પ્રાણીઓની કે જડ પદાર્થની પેઠે પ્રકૃતિમાં થતી ધીમી અને યાંત્રિક પદ્ધતિને તે વટાવી જઈ શકે છે. તે પોતે પ્રકૃતિને ઉત્ક્રાંતિ કરવામાં સહાય કરી શકે તેમ છે. અને ઉત્ક્રાંતિની ગતિમાં અનંતગુણ વૃદ્ધિ કરી યુગોયુગનો વિકાસ થોડાક સૈકાઓમાં સમાવી શકે તેમ છે! અને મનથી ઉપર રહેલા વિજ્ઞાનમાં જઈને માનવ જે શક્તિઓનો ઉપયોગ કરી શકે તેમ છે તે ઉષ્મા તથા વિદ્યુત કરતાં વધારે તેજસ્વી અને શક્તિશાળી, પર્વત કરતાં વધારે દૃઢ, સ્થિર અને ગગનચુંબી, સમુદ્ર કરતાં વધારે ગંભીર, વ્યાપક અને વિશાળ, અને પ્રકૃતિમાં ખીલતા વસંતના બહાર કરતાં પણ વધારે પ્રાણપ્રદ, ઉલ્લાસપૂર્ણ અને સુંદર હશે! અને માનવને માનવ મટાડી દઈ દેવ ન બનાવે તો ઉત્ક્રાંતિનો હેતુ સિદ્ધ થયો એમ કોણ કહી શકે વા

# સાધક મિત્રને

તમારી સાધના 'વિષે તમે પત્રમાં લખ્યું છે તે ઉપરથી મને કેટલાક વિચારો રજુ કરવાનુ યોગ્ય લાગે છે અને તમે તે ઉપર ધ્યાન આપશો એવી આશા રાખું છું. મારા વિચારો જરા લંબાણથી રજુ કરવા માટે આગળથી જ તસ્દીને માટે ક્ષમા માગું છું. પરંતુ સાધનાની પ્રગતિમાં તેની અગત્ય મને એટલી જણાય છે કે એટલી અગવડ આપીને પણ હુ મારા વિચારો તમારી આગળ રજુ કરવાની ધૃષ્ટતા કરું છું.

તમે છોટમકૃતિ, પ્રીતમ અને શંકરાચાર્ય વગેરે વાંચો છો તે વાંચન તરીકે તો જરાયે સાધનામાં બાધક નથી. ઊલટાં સાધકના વિકાસની ખાસ ( ચોક્કસ ) ભૂમિકામાં તેઓ સહાયક થઈ પડે તેવા છે. પરંતુ યોગસાધના એટલે ભગવાનની ( ભગવદ્ ચૈતન્યની) પ્રાપ્તિ માટે પ્રયત્ન અને તે પ્રયત્નમાં સાધક કવિઓની કૃતિને ( ગમે તેવી ઉત્તમ આધ્યાત્મિકતા વાળી હોય તો પણ ) સાધનાની પદ્ધતિ તરીકે સ્વીકારવી ઇષ્ટ નથી. સાધના વ્યવહારુ–Practical આધ્યાત્મિકતા છે અને તેમાં તો કોઇની અનુભૂતિ ( સાક્ષાત્કાર ) વધારે પ્રમાણભૂત ગણાય.

તમે કહેશો કે ઉપર જણાવેલા કવિઓએ જે કહ્યું છે તે પણ અનુભવનું જ પરિણામ છે, તો સારે તમને જણાવવું પડશે કે તે વિચાર પણ સર્વાંશે ખરો નથી. કવિઓએ જે સત્ય વિષે ગાયું છે તે

કેવળ મનની ભૂમિકામાં પડતું સત્યનું અપૂર્ણ પ્રતિબિંબમાત્ર છે એવો મારો અનુભવ છે.

વળી માનવનું મન ( તેની બુદ્ધિ ) સર્વદેશીય, અંતિમ સત્યની સઘળી બાજુઓ એકસામટી ગ્રહણ કરી શકતું નથી. કવિતા પણ અંતિમ, સર્વદેશીય સત્ય ગ્રહણ ન કરી શકે એ દેખીતું છે.

માનવના મનની જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિ જ પૂરવાર કરે છે કે તે જે જ્ઞાન પ્રાપ્ત કરે તે સત્યના અંશમાત્રનું હોઈ શકે–સમગ્ર સત્યનું નહિ. જ્યાં સુધી ચોક્કસ પરિમિતતાઓમાં સત્ય પકડાય નહિ–ટુંકામાં જ્યાં સુધી કાળ, દિશા અને કાર્યકારણના નિયમના બંધનમાં સત્ય આવે નહિ–ત્યાં સુધી તેને મન ગ્રહણ જ કરી શકતું નથી. મન દરેક વસ્તુને, નિયમને, પદાર્થને કે તત્ત્વને ટુકડા ટુકડા કરીને જ જાણી શકે છે, વિભાગોને ભેગા કલ્પીને તેમાંથી સમગ્ર કે સંપૂર્ણ–અખંડ વસ્તુ, વિષય કે પદાર્થનો વિચાર ઘડે છે. દરેક વસ્તુના કેન્દ્રમાં રહેલ મધ્યસ્થ સત્યને તે પહેલે જ સપાટે ગ્રહણ કરી શકતું નથી. મનની જ્ઞાન પ્રાપ્ત કરવાની અત્યારની પદ્ધ-તિ જ કેવી અપગ છે ? તે સત્યનું સીધે સીધુ દર્શન તો કરી જ શકતું નથી. એટલે તેને ઈન્દ્રિયોના સંસ્કાર (*sense–impression*) ઉપર આધાર રાખવો પડે છે. એવા સંસ્કારો ભેગા કરી તે ઉપરથી અનુમાન ( deduction ) અને ઉપમાનની (Inductionની) પદ્ધતિએ તે જ્ઞાન મેળવવા મથે છે.

ઘણી વિગતો ભેગી કરે છે ત્યારે તે નિયમને તારવી શકે છે. દાખલા તરીકે વસ્તુઓ જમીન ઉપર પડવાનાં અનેક ઉદાહરણો ભેગાં કરીને ગુરુત્વાકર્ષણનો ( *gravitation*નો ) નિયમ તારવે છે. પરંતુ પદાર્થની પાછળ–બાહ્ય દેખાવની પાછળ રહેલું સત્ય માનવનું મન એકી વખતે અને ઈન્દ્રિયોની મદદ વગર ગ્રહણ કરી શકતું નથી. ધારો કે એક માણસને જાણવો હોય તો પ્રથમ તો તેનો દેખાવ મન પોતાની ઈન્દ્રિયો વડે જુએ છે, તેનાં કર્મો જુવે છે, તેની વાણી

સાંભળીને ધ્યાનમાં રાખે છે, તેના વિચારોનો પરિચય કરવાનો પ્રયત્ન કરે છે અને એ પ્રમાણે ભેગા થયલા જ્ઞાનને એકઠું મૂકીને માનવનું મન માને છે કે " મેં તેના વિષે જ્ઞાન મેળવ્યું. " ખરું જોતાં એ જ્ઞાન સત્યના અર્થમાં નહિ પરંતુ સત્યની શકયતા માત્ર છે. માણસ એના વર્તનમાં દેખાય તેના કરતાં તદ્દન જૂદો અંતરમાં હોઈ શકે છે. અને તેવો ન હોય તોપણ જીવનમાં બહાર જેટલો વ્યક્ત થાય છે તે કાંઈ સંપૂર્ણ માણસ–અંતરમાં હોય તેવો હોતો નથી.

મનનો ધર્મ જ છે કે define કરવું – કોઈ પણ વસ્તુ કે પદાર્થ યાને જ્ઞાનના વિષયની વ્યાખ્યા કરવી (definition કરવી). વ્યાખ્યા કરવી એટલે limit કરવું–સીમાડાઓ બાંધવા–અનંતની વિરાટ્તામાંથી તેને છૂટો પાડી તેનું નિરાળું (separate) અસ્તિત્વ ( Existence ) સ્વીકારવું ( posit કરવું ). મનનો પાયો જ દ્વૈત છે, જ્યારે વિદ્યાશક્તિની જે ભૂમિકા મનથી પર રહેલી છે તેનો પાયો અદ્વૈત છે. જ્ઞાતના વિષયને જ્ઞાતાથી જૂદો પાડે ત્યારે જ મન " જ્ઞાન મેળવી શકે છે, " જ્યારે વિજ્ઞાનમાં કોઈ પણ વસ્તુનું જ્ઞાન ચૈતન્ય વડે જ મેળવાય છે. જ્ઞાનના વિષયની ( જેના સંબધી જ્ઞાન મેળવવાનું હોય તેની ) સાથે ચૈતન્ય એકતા કરે છે અને તેને પોતાની જાતની પેઠે–પોતાના આત્મા તરીકે જાણે છે. અને તેથી એમાં ભૂલનો સભવ હોતો નથી. એ પ્રમાણે મનની જ્ઞાન પ્રાપ્ત કરવાની આખીય પદ્ધતિ જ એવી છે કે તે વડે સાચું જ્ઞાન મળી શકતું નથી. તેટલા જ માટે ઉપનિષદ્ વગેરેમાં બ્રહ્મના વર્ણનમાં **यद्‌बुद्धेः परतस्तु सः** ।–જે બુદ્ધિથી પર છે તે તે છે"–" **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह** ।–જ્યાંથી વાચા અને મન થાકીને પાછાં પડે છે " એ પ્રમાણે કહેવામાં આવ્યું છે.

પરંતુ તમે કહેશો કે મનની સામાન્ય ક્રિયાઓ એ પ્રમાણે અપૂર્ણ જ્ઞાન આપનારી છે એમ સ્વીકારીએ તોપણ કવિતા તો મનની એક અસાધારણ શક્તિ છે. કવિતા એટલે આર્ષ દૃષ્ટિ–સત્યનું

સીધેસીધું દર્શન કરનાર મનની સાહજિક શક્તિ-જેમાં પ્રેરણા વગેરે ઉચ્ચ શક્તિઓને કાર્ય કરવાને તક મળે છે. હું તે કબુલ કરું છું. બુદ્ધિ એટલે Reasoning Process; તર્કની પદ્ધતિ વડે બુદ્ધિ જે જ્ઞાન મેળવી શકે તેના કરતાં વધારે ઉચ્ચ અને વધારે સાચું જ્ઞાન ભાવની સમાધિ વડે યા તો બુદ્ધિના અસાધારણ ઉડ્ડયનને પરિણામે કે પછી કલ્પનાશક્તિની પ્રતિભાને પરિણામે માનવ મેળવી શકે છે. પરંતુ તે પણ અપૂર્ણ અને પરિમિત તો ખરું જ.

વળી કવિતાનું form-રૂપ એવું છે કે તેને લીધે પણ સત્યમાં ઘણી પરિમિતતાઓ પ્રવેશ કરવા પામે. કવિતામાં પણ સર્વદેશીય સત્યની સમગ્રતા સમાવી શકાતી નથી, કારણકે તે કરવાનું કામ કવિતાનું નથી. કવિતા સત્યની એક બાજુને લઈને તેમાં રહેલી દિવ્ય સુંદરતાને વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે છે. વળી કવિતામાં અલંકાર વગેરે ભાષાના શણગારો પણ યથાસ્થાને રહી શોભામાં વધારો કરે છે, પરંતુ સત્યની પ્રાપ્તિમાં અલંકારો અતિશયોક્તિરૂપ થઈ પડવાનો અને પરિણામે સત્યનો અપૂર્ણ ખ્યાલ રજુ કરવાનો ભય રહેલો છે. કવિઓના સાક્ષાત્કારો સામાન્ય રીતે કેવળ મનની ભૂમિકામાંના હોય છે એ વિચારનો સબળ પુરાવો તો એ છે કે સત્યની સુંદરતાનું દર્શન કરનારા ઘણા ખરા કવિઓ વ્યવહારના સામાન્ય જીવનમાં પ્રાણની ભૂમિકામાં વસતા બીજા માણસો જેવા સામાન્ય જ જણાય છે. તેઓના મનને જે દિવ્ય દર્શન થયું હોય છે તેની અસર તેમના પ્રાણને ભાગ્યે જ પહોચી શકે છે. તેમના જીવનમાં સ્વાર્થ, ઇચ્છા, કામના, કીર્તિનો લોભ વગેરે અજ્ઞાનની વૃત્તિઓ સામાન્ય માનવમાં હોય છે તેવી જ માલમ પડે છે.

નરસિંહ મહેતો, છોટમ વગેરે કવિઓમાંથી " તે જ તું "– " તે જ તું " "तत्त्वमसि" એવો જે બોધ તમે તારવો છો તે પણ સંપૂર્ણ અને સમગ્ર સત્ય નહિ પરંતુ અંતિમ સત્યની એક બાજુ છે એવો મારો અનુભવ અને અભિપ્રાય છે.

નરસૈયાએ તો શ્રીકૃષ્ણ ભગવાનની "દાણલીલા" અને "સુરતસંગ્રામ" પણ ગાયાં છે! તેનું શું કરશો? જો કવિને ધોરણ તરીકે લ્યો તો પછી તે જ કવિ જ્યારે સત્યની બીજી બાજુ રજુ કરે ત્યારે પણ તેનો સ્વીકાર કરવો જોઇએ. નરસયો શ્રીકૃષ્ણને ભગવાન રૂપે (નહિ કે અનંત સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપે) ભજે છે. જેમ આપણે કોઈ વ્યક્તિને મળવાને આતુર ને વ્યાકુળ બનીએ તેમ તે શ્રીકૃષ્ણનાં દર્શન માટે વ્યાકુળ બનેલો છે. તેણે મહાદેવને રીઝાવીને રાસનાં દર્શન કર્યાં તેનું શું રહસ્ય સમજવું?

"બ્રહ્મ" અને "ભગવાન" એ બેના (conception) વિચારની પાછળ જે અનુભવનો ભેદ આવી રહેલો છે તે થોડે ઘણે અંશે બતાવવાનો પ્રયત્ન કરીશ. મને લાગે છે કે યોગની દિશામાં અંતિમ ધ્યેય શું છે તેના ઉપર સાધકની સિદ્ધિનો આધાર રહેલો છે. કયો હેતુ પ્રાપ્ત કરવા માટે યોગ કરવામાં આવે છે તેના ઉપર "કેવી સિદ્ધિ પ્રાપ્ત થશે" તેનો આધાર છે. તમારા યોગની વર્તમાન દશામાં તમે હંમેશને માટે નિશ્ચિત ડગલું ભરો તે પહેલાં હું તમને એ બે હેતુઓમાં અને પરિણામે બન્નેની સાધનપ્રણાલીમાં રહેલો ભેદ સમજાવવા પ્રયત્ન કરીશ.

"બ્રહ્મવાદ" જેને ઘણી વાર "માયાવાદ"ના નામથી પણ ઓળખાવવામાં આવે છે તેનો કળશ હિંદમાં શ્રીમદ્ શંકરાચાર્યે ચઢાવ્યો. ભગવાનની ભક્તિ અને ઉપાસના રામાનુજ અને વલ્લભાચાર્યે દૃઢ કરી આ બન્ને પ્રણાલીઓ જીવન પ્રત્યે માનવનું જૂદું જૂદું દૃષ્ટિબિંદુ રજુ કરે છે.

બ્રહ્મવાદમાં **ब्रह्म सत्यं जगन्मिथ्या!** એ સૂત્રથી જગતના મિથ્યાત્વનું પ્રતિપાદન કરી **अयमात्मा ब्रह्म।** અને **तत्त्वमसि। अहं ब्रह्मास्मि।** "આત્મા બ્રહ્મ છે"–"તુ તે (બ્રહ્મ) છે"–"હું બ્રહ્મ છું" એ પ્રમાણે ઉત્તરોત્તર સૂત્રમાં બ્રહ્મનું સત્યપણું વધારે ને

વધારે આગળ પડતું જાય છે. હવે એ દૃષ્ટિબિંદુનું વ્યવહારુ પરિણામ શું આવે અને સાધનામાં એ માર્ગના અનુયાયીઓ કેવો માર્ગ લે છે તે આપણે જોઈએ. એ દૃષ્ટિબિંદુનું વ્યવહારુ પરિણામ જીવનનેમિથ્યા ગણીને તેનો ત્યાગ કરવાની વૃત્તિરૂપે આવે છે. સર્વે મિથ્યા ગણનાર જીવનની સર્વે પ્રવૃત્તિઓને મિથ્યા ગણવાની ભૂલ કરવા માંડે છે. ઇચ્છાઓને સંતોષવાને બદલે તે તેમને કચરી નાંખે છે, જીવનનો ઉલ્લાસ અનુભવવાને બદલે તેને શાપરૂપ–બંધનરૂપ–મિથ્યા ગણતો થાય છે. સંન્યાસવૃત્તિનો આધાર લઈ, જગતનો સદંતર ત્યાગ કરી, લયસમાધિમાં મગ્ન થઈ, બ્રહ્મમાં લીન થઈ રહેવું એ તેનો અંતિમ આદર્શ થઈ પડે છે. જ્યાં સમાજના નેતા ગણાતા વિદ્વાનોમાં, સંન્યાસીઓમાં અને તત્ત્વજ્ઞાનીઓમાં જીવન પ્રત્યે આવા ઉદાસીનતા હોય તેવા સમાજમાં સામાન્ય માણસ કેવું જીવન ગાળી શકે ? સામાન્ય માણસ તો સંન્યાસી જેટલી ઉત્કટ ત્યાગવૃત્તિ દુનિયા પ્રત્યે ધારણ કરી શકે નહિ એટલે તે જીવનમાં રહ્યો ક્ષુદ્ર કીટની માફક ઘસડાતો જાય અને જીવનને શાપ આપતો જાય તેને કમાવુ તો પડે જ, છતાં આખો વખત તેને તે પ્રવૃત્તિ અર્થવગરની, મિથ્યા અને માયારૂપ લાગે. એવા સમાજમાં વિજયો ક્યાંથી સંભવે ? એવી પ્રજાની સંસ્કારિતામાં ઉત્સાહ, શૌર્ય, પરાક્રમ, સાહસવૃત્તિ અને શોધકવૃત્તિ ક્યાંથી પોષાય ? કારણ કે શોધ પણ માયારૂપ, સાહસ તો મૂર્ખાઈ, પરાક્રમ અભિમાનની પરિસીમા, શૌર્ય વિચારહીન ધૃષ્ટતા, ઉત્સાહ રજોગુણનું અજ્ઞાન ગણાવા માંડે છે. આપણી પ્રજાના (સમાજના કહો) પતનમાં આ મનોદશાએ પણ થોડો ઘણો ફાળો નથી આપ્યો એમ નહિ.

હવે સાધનાની પ્રણાલીમાં કેવી પદ્ધતિનો આશ્રય લેવામાં આવે છે ? એ જ્ઞાનયોગના માયાવાદપ્રધાન બ્રહ્મવાદ પ્રમાણે સાધના કરનારાઓ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાનો પ્રયત્ન કરે છે; તથા માનસિક ભૂમિકામાં રહી “ હું બ્રહ્મ છું” યાતો “ **तत्त्वमसि** ”

કે " **अयम् आत्मा ब्रह्म** " એમાંથી કોઈ સૂત્રનો સાક્ષાત્કાર કરવાનો માનસિક પ્રયત્ન કરે છે. કેટલાક સાધકો બ્રહ્મના સૂચક પ્રણવનો (ૐ કારનો ) આશ્રય લે છે. કેટલાક રાજયોગમાંથી પ્રાણાયામાદિ ક્રિયાનો સ્વીકાર કરી તેની સાથે જ્ઞાનયોગની એકાદ પદ્ધતિનો–જપનો કે મનનનો કે ૐકારનો સ્વીકાર કરે છે. વધારે આગળ વધેલા લોકો મનની ભૂમિકામાં રહી પુરુષ અને પ્રકૃતિનો ભેદ સ્થાપિત કરવા પ્રયત્ન કરે છે. તેઓ પોતાનાં મન, પ્રાણ અને શરીરની પ્રકૃતિમાં જે જે ક્રિયાઓ થાય છે તેનાથી છૂટા પડીને "હું પુરુષ છું; હું પ્રકૃતિ નથી" એ પ્રમાણે પુરુષ–પ્રકૃતિનો ભેદ સ્થાપિત કરવાનો અભ્યાસ કરીને, છેવટે પ્રકૃતિમાંથી છૂટા પડીને " હું શરીરમય પુરુષ છું "–"હું પ્રાણમય પુરુષ છું" અને છેવટે મનની સર્વે ક્રિયાઓથી તટસ્થ "મનોમય પુરુષ છું " એવો સાક્ષાત્કાર કરે છે. ત્યાર પછી " હું શુદ્ધ છું, મુક્ત છું, અનંત છું " એવો અભ્યાસ કરી " હું બ્રહ્મ છું "–"અનાદિ, અનંત છું "–"કાળ અને દિશાનાં બંધનો–શરીર, પ્રાણ કે મનનાં બંધનો મને નથી " એ પ્રમાણે અનુભવીને પોતે પ્રકૃતિનાં કરણોથી છૂટા થઈ જવાનો પ્રયત્ન કરે છે.

એ પ્રમાણે જે અભ્યાસ કરવામાં આવે છે તેની કેટલીક અસર તો સારી હોય છે જ. દાખલા તરીકે એવા સાધકની પ્રાણમય પ્રકૃતિમાં પણ એક પ્રકારની સાત્વિકતા સ્થપાય છે. તેઓ શાંત, સમ અને બાહ્યાચારમાં શુદ્ધ હોઈ શકે છે. તેઓને મનની ભૂમિકામાં જે જે અનુભવો થાય છે તેમની જ્યોતિ પ્રાણ અને શરીરની પ્રકૃતિ ઉપર કાંઈક અંશે પડે છે અને ત્યાં પણ વિશુદ્ધિ થોડે ઘણે અંશે સ્થપાય છે.

પરંતુ એટલેથી કંઈ જીવનનો પ્રશ્ન ઉકેલાઈ જતો નથી. મનની ભૂમિકામાં રહીને માનવ ચૈતન્ય લયસમાધિનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરી શકે છે, અને તેનાથી આગળ માનવનું મન જઈ શકતું નથી.

લયસમાધિમાં મનના અસ્તિત્વનો ઐકાંતિક અભાવ થઈ જાય છે. પરંતુ તે પણ કેવળ માનસિક સાક્ષાત્કાર હોય છે, કારણ કે જો ખરેખર તે સાક્ષાત્કાર પ્રાણ અને શરીરમાં રહેલા ચૈતન્યમાં થાય તો શરીર ટકવું પણ અસંભવિત થઈ પડે છે. કેટલાક જૂના જ્ઞાનયોગીઓનાં શરીર એ પ્રમાણે એકવીસ દિવસમાં પડી જતાં એમ કહેવાય છે. પરંતુ પ્રશ્ન એ છે કે શું જીવનનું અંતિમ સાર્થક એ પ્રમાણે શરીરને પાડી નાંખવામાં સમાયલું છે ?

ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને પણ અર્જુનને જ્ઞાનયોગનો બોધ આપ્યો છે. પરંતુ તેની પદ્ધતિ જો ધ્યાનપૂર્વક જોશો તો માયાવાદ ઉપર રચાયલા જ્ઞાનયોગ કરતાં તે જૂદી જણાશે.

હવે ભગવાનના ખ્યાલ વિષે વિચાર કરીએ. એ વિચારનો સ્વીકાર કરનારાઓ જગતને મિથ્યા નથી માનતા, પરંતુ તેઓ જગતને ભગવાનના આવિર્ભાવ તરીકે માને છે. એ પ્રમાણે જોતાં જીવન (અને જગત) ભગવાનનો જ આવિર્ભાવ હોવાથી તેમની દૃષ્ટિએ જગત સત્ય ઠરે છે. જીવનનાં સર્વે ક્ષેત્રો ભાગવત જીવનના આવિર્ભાવ માટે લાયક છે એવું માનવામાં આવે છે. તે માર્ગે આધ્યાત્મિક વિકાસ કરનારા સાધકો ભક્તિ, ઉપાસના, આત્મસમર્પણ, સેવા વગેરે ઉપાયોનો આશ્રય લે છે માનવ શક્તિની પરિમિતતા, માનવ પ્રકૃતિની અપૂર્ણતા, તેમાં રહેલું અજ્ઞાન વગેરે તેઓ સ્વીકારે છે. છતાં પણ અંતિમ સત્ય ભાગવત ચૈતન્ય છે એમ પણ તેઓ શ્રદ્ધાપૂર્વક માને છે. ભગવાનની વિદ્યાપ્રકૃતિમાં (પરા શક્તિમાં ) જે પૂર્ણતા રહેલી છે, તેના સ્વરૂપમાં જે અનંત જ્ઞાનશક્તિ રહેલી છે તેનો તે સ્વીકાર કરે છે. એ માર્ગની સૌથી વધારે સાહસયુક્ત હિંમત તો એ છે કે ક્ષુદ્ર અને અપૂર્ણ જણાતો માનવ ભગવાનની એ દિવ્ય પરા શક્તિમાં રહેલી પૂર્ણતાનો અધિકારી છે એમ તે માને છે અને જાહેર કરે

છે. ભગવાનની પ્રકૃતિ જોડે "સાધર્મ્ય" પ્રાપ્ત કરવું તે શકય માને છે અને તેને માટે પ્રયાસ કરે છે.

મારું કહેવાનું એ છે કે સમગ્ર અને સમન્વયવાળું સત્ય આપણે પ્રાપ્ત કરવું હોય, જો આપણે સમગ્રતાવાળી (સર્વદેશીય) પૂર્ણતા સાધવી હોય, તો આપણે ઉપર જણાવેલા બંને મતમાં રહેલા સત્યનો સ્વીકાર કરવો જોઈએ. માયાવાદમાં માનનારા જ્ઞાનયોગીઓ જે નિર્લેપ તટસ્થતા અને ગૂઢ, અચળ શાંતિની સ્થાપના કરવા પ્રયત્ન કરે છે તે આપણે પણ આપણી પ્રકૃતિમાં સ્થાપિત કરવી જોઈએ. વળી શરીર, પ્રાણ અને મનની પ્રકૃતિનાં સર્વે કાર્યો અને પ્રતિકાર્યોમાંથી આપણે પુરુષરૂપે જૂદા પડીને આત્માની જન્મસિદ્ધ સ્વયંભૂ મુકિત પણ અનુભવવી જોઈએ પરંતુ એ મુક્તિ જન્મ-મરણનો ફેરો ટાળવા માટે નથી મેળવવાની. એ મુક્તિ મેળવવી એટલે પુરુષની પોતાની સાહજિક અને સ્વયંભૂ મુક્તિ પોતાની પ્રકૃતિમાં સિદ્ધ કરવી તે. આપણે મુક્તિ મેળવવાની છે તે શેમાંથી ? પ્રકૃતિના અજ્ઞાનમાંથી – પ્રકૃતિનાં બધનોમાંથી–નહિ કે પ્રકૃતિનાં પોતાનાં સ્વરૂપોમાંથી અથવા તો પ્રકૃતિનાં સર્વે કરણોમાંથી. જૂના જ્ઞાનમાર્ગીઓની પેઠે જો અજાણ્યે અજ્ઞાન, બંધન વગેરે સાથે સાથે પ્રકૃતિનો સમૂળો ત્યાગ કરી દઈએ તો આપણા જીવનના આધ્યાત્મિક કોયડાનો ઉકેલ લાવવાને બદલે આપણે માત્ર તેને અભરાઈએ ચઢાવ્યો જ ગણાય. આપણને કોઈ એ મુશ્કેલીભર્યો પ્રશ્ન ઉકેલવાને માટે આપ્યો હોય તેનું નિરાકરણ કરવાને બદલે આપણે તે પ્રશ્નના કાગળને ફાડી નાખી દઈએ તેથી આપણું કામ સરે નહિ એ દેખીતું છે. આત્મા તો નિત્ય-શુદ્ધ, મુક્ત અને જ્ઞાનયુક્ત છે; તેને કંઈ મુકિત નવી મેળવવાની નથી. ખરું જોતાં પ્રકૃતિનાં બંધનોમાંથી મુક્તિ મેળવી તેમને ઠેકાણે રૂપાંતર થયલી શુદ્ધ પરા પ્રકૃતિની ક્રિયાઓ સ્થાપિત કરી ચૈતન્યની અને પ્રકૃતિની–બન્નેની મુક્તિ સાધકે અનુભવવી જોઈએ.

બીજી એક વાત એ છે કે "માયાવાદ"નો સંપૂર્ણ સ્વીકાર વ્યવહારમાં થવો અસંભવિત છે, કારણ કે તેનું અનુસરણ કરવા જતાં જીવવું જ અસંભવિત બની જવાનો સંભવ છે. શ્રીમદ્ શંકરાચાર્ય જેવા અદ્વૈતસિદ્ધ યોગીએ પણ "જગત માયા છે" એ સૂત્ર સમજાવવા માટે માયારૂપ પ્રવૃત્તિ હિંદને એક ખૂણેથી બીજે ખૂણે સુધી પ્રચંડ વેગપૂર્વક કરી હતી અને બત્રીસ વર્ષ સુધીમાં શાસ્ત્રાર્થ, ગ્રંથ-પ્રકાશન અને મઠોની સ્થાપના વગેરે કાર્યો તેમણે પણ કરેલાં છે. (એ બધાંએ કાર્યો "માયા"રૂપ જ ગણાવાં જોઈએ.) સડી ગયેલા બુદ્ધ ધર્મને તેની માતૃભૂમિમાંથી નિર્મૂળ કરવા માટે આગગાડી ન હતી તે સમયમાં શ્રી શંકરાચાર્યે સમસ્ત ભારતવર્ષનું પર્યટન બે વાર કર્યું! ખરું જોતાં જગતને માયા ગણનારા તેમણે તો એકાદ અરણ્ય પસંદ કરી, ત્યાં સ્થિર થઈ, પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાં સુધી દેહ પડવાની વાટ જોવી એ જ વધારે યોગ્ય ગણાય!

હું કબુલ કરું છું કે "માયાવાદ"માં સત્યની એક બાજુ રજુ થયલી છે. (તે ઉપર જણાવેલી છે.) પ્રકૃતિની ક્રિયાઓમાંથી પુરુષની સ્વતંત્રતા, સમતા અને અખંડ શાંતિ, નિષ્ક્રિયતા તટસ્થતા અને સર્વના અદ્વૈતના સાક્ષાત્કારો પ્રાપ્ત કરવા પણ જોઈએ. પરંતુ અતિશયોક્તિભરેલા "વાદનો" સ્વીકાર હું યોગ્ય ધારતો નથી.

હજી તમે પૂછશો કે બ્રહ્મ–સચ્ચિદાનંદ અને ભગવાન–પ્રભુ–પરમાત્મા એ બેમાં શો ફેર છે?

આગળ એક જગોએ મેં જણાવેલું છે કે મન અંતિમ સત્યને સંપૂર્ણરૂપે જાણી શકે તેમ નથી. તે સત્યના ખંડને જાણી શકે છે. પરંતુ અંતિમ સત્ય અખંડ છે એટલું જ નહિ, પરંતુ અનંત છે; અને અનંતનો ખ્યાલ માણસને આવી શકતો નથી. માટે જ ઉપનિષદ્ **નેતિ નેતિ**–"આ નહિ"–"આવું હોય તેટલું જ નહિ પરંતુ તેથી પણ વધારે" એ પ્રમાણે અભાવાત્મક પ્રયત્ન વડે સત્યનો પરિ-

છે. ભગવાનની પ્રકૃતિ જોડે "સાધર્મ્ય" પ્રાપ્ત કરવું તે શક્ય માને છે અને તેને માટે પ્રયાસ કરે છે.

મારું કહેવાનું એ છે કે સમગ્ર અને સમન્વયવાળું સત્ય આપણે પ્રાપ્ત કરવું હોય, જો આપણે સમગ્રતાવાળી (સર્વદેશીય) પૂર્ણતા સાધવી હોય, તો આપણે ઉપર જણાવેલા બંને મતમાં રહેલા સત્યનો સ્વીકાર કરવો જોઈએ. માયાવાદમાં માનનારા જ્ઞાનયોગીઓ જે નિર્લેપ તટસ્થતા અને ગૂઢ, અચળ શાંતિની સ્થાપના કરવા પ્રયત્ન કરે છે તે આપણે પણ આપણી પ્રકૃતિમાં સ્થાપિત કરવી જોઈએ. વળી શરીર, પ્રાણ અને મનની પ્રકૃતિનાં સર્વે કાર્યો અને પ્રતિકાર્યોમાંથી આપણે પુરુષરૂપે જૂદા પડીને આત્માની જન્મસિદ્ધ સ્વયંભૂ મુક્તિ પણ અનુભવવી જોઈએ. પરંતુ એ મુક્તિ જન્મ-મરણનો ફેરો ટાળવા માટે નથી મેળવવાની. એ મુક્તિ મેળવવી એટલે પુરુષની પોતાની સાહજિક અને સ્વયંભૂ મુક્તિ પોતાની પ્રકૃતિમા સિદ્ધ કરવી તે. આપણે મુક્તિ મેળવવાની છે તે શેમાંથી? પ્રકૃતિના અજ્ઞાનમાંથી – પ્રકૃતિનાં બંધનોમાંથી–નહિ કે પ્રકૃતિનાં પોતાનાં સ્વરૂપોમાંથી અથવા તો પ્રકૃતિનાં સર્વે કરણોમાંથી. જૂના જ્ઞાનમાર્ગીઓની પેઠે જો અજાણ્યે અજ્ઞાન, બંધન વગેરે સાથે સાથે પ્રકૃતિનો સમૂળો ત્યાગ કરી દઈએ તો આપણા જીવનના આધ્યાત્મિક કોયડાનો ઉકેલ લાવવાને બદલે આપણે માત્ર તેને અભરાઈએ ચઢાવ્યો જ ગણાય. આપણને કોઈએ મુશ્કેલીભર્યો પ્રશ્ન ઉકેલવાને માટે આપ્યો હોય તેનું નિરાકરણ કરવાને બદલે આપણે તે પ્રશ્નના કાગળને ફાડી નાખી દઈએ તેથી આપણું કામ સરે નહિ એ દેખીતું છે. આત્મા તો નિત્ય-શુદ્ધ, મુક્ત અને જ્ઞાનયુક્ત છે; તેને કંઈ મુક્તિ નવી મેળવવાની નથી. ખરું જોતાં પ્રકૃતિનાં બંધનોમાંથી મુક્તિ મેળવી તેમને ઠેકાણે રૂપાંતર પામેલી શુદ્ધ પરા પ્રકૃતિની ક્રિયાઓ સ્થાપિત કરી ચૈતન્યની અને પ્રકૃતિની–બન્નેની મુક્તિ સાધીને અનુભવવી જોઈએ.

બીજી એક વાત એ છે કે "માયાવાદ"નો સંપૂર્ણ સ્વીકાર વ્યવહારમાં થવો અસંભવિત છે, કારણ કે તેનું અનુસરણ કરવા જતાં જીવવું જ અસંભવિત બની જવાનો સંભવ છે. શ્રીમદ્ શંકરાચાર્ય જેવા અદ્વૈતસિદ્ધ યોગીએ પણ "જગત માયા છે" એ સૂત્ર સમજાવવા માટે માયારૂપ પ્રવૃત્તિ હિંદને એક ખૂણેથી બીજે ખૂણે સુધી પ્રચંડ વેગપૂર્વક કરી હતી અને બત્રીસ વર્ષ સુધીમાં શાસ્ત્રાર્થ, ગ્રંથપ્રકાશન અને મઠોની સ્થાપના વગેરે કાર્યો તેમણે પણ કરેલાં છે. (એ બધાંએ કાર્યો "માયા"રૂપ જ ગણાવાં જોઈએ.) સડી ગયેલા બુદ્ધ ધર્મને તેની માતૃભૂમિમાંથી નિર્મૂળ કરવા માટે આગગાડી ન હતી તે સમયમાં શ્રી શંકરાચાર્યે સમસ્ત ભારતવર્ષનું પર્યટન બે વાર કર્યું! ખરું જોતાં જગતને માયા ગણનારા તેમણે તો એકાદ અરણ્ય પસંદ કરી, ત્યાં સ્થિર થઈ, પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાં સુધી દેહ પડવાની વાટ જોવી એ જ વધારે યોગ્ય ગણાય!

હું કબુલ કરું છું કે "માયાવાદ"માં સત્યની એક બાજુ રજુ થયલી છે. (તે ઉપર જણાવેલી છે.) પ્રકૃતિની ક્રિયાઓમાંથી પુરુષની સ્વતંત્રતા, સમતા અને અખંડ શાંતિ, નિષ્ક્રિયતા તટસ્થતા અને સર્વના અદ્વૈતના સાક્ષાત્કારો પ્રાપ્ત કરવા પણ જોઈએ. પરંતુ અતિશયોક્તિભરેલા "વાદનો" સ્વીકાર હું યોગ્ય ધારતો નથી.

હજી તમે પૂછશો કે બ્રહ્મ–સચ્ચિદાનંદ અને ભગવાન–પ્રભુ–પરમાત્મા એ બેમાં શો ફેર છે?

આગળ એક જગોએ મેં જણાવેલું છે કે મન અંતિમ સત્યને સંપૂર્ણરૂપે જાણી શકે તેમ નથી. તે સત્યના ખંડને જાણી શકે છે. પરંતુ અંતિમ સત્ય અખંડ છે એટલું જ નહિ, પરંતુ અનંત છે; અને અનંતનો ખ્યાલ માણસને આવી શકતો નથી. માટે જ ઉપનિષદ્ **નેતિ નેતિ**–"આ નહિ"–"આવું હોય તેટલું જ નહિ પરંતુ તેથી પણ વધારે" એ પ્રમાણે અભાવાત્મક પ્રયત્ન વડે સત્યનો પરિ-

ચય કરાવે છે. મન, વાચા અને બુદ્ધિથી તેને પર કહીને મન, વાચા કે બુદ્ધિનો તેને જાણવા માટે ઉપયોગ કરવો નકામો છે એમ આપણને કહે છે. લાકડાના બજારમાં કપડાં ભરવાનો ગજ લઈ જવા જેવી એ પ્રવૃત્તિ છે. વળી ઘણે ઠેકાણે જણાવવામાં આવ્યું છે કે તે "અનંત" મન, બુદ્ધિ, ઇન્દ્રિય, વાચા વગેરેથી પ્રાપ્ત થઈ શકતો નથી, પરંતુ અનુભવ વડે—ચૈતન્ય વડે જાણી શકાય છે. છતાં પણ મનને તેનો ખ્યાલ નથી આવતો. તેટલા માટે અનુભવી સાધકોએ તેને "સચ્ચિદાનંદ" એવું નામ આપ્યું. તે નામમાં બ્રહ્મના—અનંત-ના ગુણોની કાંઈક ઝાંખી વ્યાખ્યા મનની સગવડ માટે અપાયલી જણાશે.

સ્થૂલ કે સૂક્ષ્મ એવું કંઈ પણ વિશ્વમાં નથી જે બ્રહ્મથી સ્વતંત્ર હોય, કારણ કે અનંતમાં સર્વનો સમાવેશ થઈ જાય છે. બ્રહ્મ અનંત **सत्**સ્વરૂપ હોઈ, અસ્તિત્વનો કોઈ પણ એવો વિભાગ નથી જેનો એ અનંત **सत्**માં સમાવેશ ના થતો હોય, તે **चित्**-સ્વરૂપે અનંત શક્તિસ્વરૂપ છે, અર્થાત્ અનંત ચૈતન્યમય હોઈ સર્વ ચૈતન્યમય પદાર્થોમાં એક અખંડ સ્વરૂપે વ્યાપી રહ્યો છે. તે અનંત **आनंद**સ્વરૂપ છે—તેમાં સર્વ અનુભૂતિઓ આનંદસ્વરૂપે અનુભવાય છે. પરંતુ **सत्**, **चित्** અને **आनंद**—જીવનના સર્વે સ્વરૂપોમાં વિલસી રહેલ અનંત અસ્તિતત્ત્વ, જીવનમાં અને વિશ્વમાં ફેલી રહેલી અનંત, અખંડ શક્તિઓના આધારરૂપ ચૈતન્યશક્તિ અને જીવનનાં અને વિશ્વનાં સર્વે સ્વરૂપોમાં વ્યાપી રહેલો અખંડ આનંદ તે પણ સત્ય નથી. એ પ્રમાણે થવાનું કારણ પણ આપણા મનની અપૂર્ણતા જ છે. સત્, ચિત્ અને આનંદ એ ત્રણે શક્તિઓ બ્રહ્મમાં એકજ સ્વરૂપે હોઈ સાહજિક ક્રિયાઓ હોય છે; ત્રણેનું અસ્તિત્વ પણ તેનાથી નિરાળું જેવું હોઈ એક જ છે.

ઉપર જે બ્રહ્મસ્વરૂપનો ખ્યાલ રજુ થયો તે ઉપરથી એટલું તો સમજી શકાય તેમ છે કે તે વિશ્વના સ્થૂલ અને સૂક્ષ્મ સર્વે

પદાર્થોનો અખંડ પાયો છે. તે નિષ્પક્ષપાત, તટસ્થ, એક, અખંડ સ્વરૂપ હોઈ અવિભાજ્ય છે. તે સર્વવ્યાપી છે. તેને પુણ્ય અને પાપ, સારું અને નઠારું, નીતિ અને અનીતિ–એવા ભેદો હોઈ શકે નહિ. રેતીના કણમાં તે ઓછો નથી અને જ્ઞાનયુક્ત યોગીમાં તે વધારે હોતો નથી; તેની અનંતતા આગળ માનવજાતિ તો શું પણ અનંતકોટી વિશ્વો પણ કાંઈ વિસાતમા નથી. વિનાશ અને ઉત્પત્તિ બન્ને તેને તો સમાન હોય છે. તેને બંધન કે મોક્ષ હોઈ શકે નહિ.

આ પ્રમાણે તેનું યથાર્થ સ્વરૂપ હોવાથી આપણને સ્પષ્ટ જણાય છે કે તેના સાક્ષાત્કાર વિના આપણી પ્રકૃતિમાં જે દ્વૈતરૂપી અજ્ઞાન આવી રહ્યુ છે તે દૂર થઈ શકે તેમ નથી. એ અદ્વૈત વિના અનંત બ્રહ્મનું નિષ્ક્રિય અને તટસ્થ સ્વરૂપ અનુભવાતાં પ્રાપ્ત થતી સમતા, શાંતિ, તટસ્થતા અને નિર્લેપતા વિના આધ્યાત્મિક જીવનને માટે કેટલીક અનિવાર્ય તૈયારીઓ આપણે કરી શકીશું જ નહિ. આપણા મૂળ આધ્યાત્મિક સ્વરૂપમાં આપણે અવિદ્યા પ્રકૃતિથી પર છીએ અને આપણા શુદ્ધ સ્વરૂપમાં અવિદ્યા પ્રકૃતિને સ્થાન નથી એ અનુભવ કરવાનો એક માર્ગ જ્ઞાનમાર્ગ છે. તે માર્ગે જતાં આપણા મૂળ સ્વરૂપનો અનંત સચ્ચિદાનંદ સ્વરૂપે સાક્ષાત્કાર થાય છે અને પરિણામે પ્રકૃતિનાં બંધનો વટાવી તેમાં પૂર્ણતા સ્થાપિત કરવી સહેલી થઈ પડે છે.

માયાવાદની પાછળ જે સાધનાનો માર્ગ રહેલો છે તેને પરિણામે આપણા ચૈતન્યમાં તટસ્થતા, નિર્લેપતા, સમતા, શાંતિ વગેરેના સાક્ષાત્કારો પ્રાપ્ત થાય છે, પરંતુ તે કાંઈ આપણી પ્રકૃતિની પૂર્ણતા ન ગણાય. વળી માયાવાદ પ્રમાણે પૂરેપૂરી સિદ્ધિ મેળવવા જતાં કેવું પરિણામ આવે તે વિચારતાં પણ જણાશે કે "બ્રહ્મને રેતી તથા મહાત્મા સરખા છે." પરંતુ આપણે વ્યવહારમાં તેનો પ્રયોગ કરીએ તો ભૂલ ગણાય. આપણે પાર્થિવ ભૂમિકામાં છીએ. આપણે પ્રકૃતિથી

અબાધિત, કેવળ ચૈતન્ય નથી. આપણે Organized consciousness–સદેહ ચૈતન્ય યા તો પિંડધારી ચૈતન્યસ્વરૂપ છીએ. આપણે કેવળ શુદ્ધ સ્વરૂપની વાત કરીએ તે નકામી છે. આપણે જેને કેવળ શુદ્ધ સ્વરૂપ કહીશું તે પણ પ્રકૃતિમાં થતા આવિર્ભાવના અભાવ પ્રમાણે જ કહી શકીશું. આપણે જે પાર્થિવ ભૂમિકામાં રહીએ છીએ તેમાં તો આવિર્ભાવનો મૌલિક નિયમ કાર્ય કરતો જણાય છે જે આધ્યાત્મિક પૂર્ણતા માનવ પ્રકૃતિમાં સ્થાપિત થઈ શકતી નથી અને જે આપણી સ્થૂલ ભૂમિકામાં પોતાની પ્રતિષ્ઠા સ્થાપન કરી શકતી નથી તે ભાગ્યે જ આપણા જીવનનું અંતિમ ધ્યેય ગણી શકાય.

આપણે નીતિ–અનીતિનો ભેદ બ્રહ્મની પેઠે ન સ્વીકારીએ તો જીવન ન ચાલી શકે–એવા જીવનને આપણે આદર્શ જીવન ભાગ્યે જ ગણી શકીએ. પિતા, પુત્ર. પુત્રી, માતા, બહેન, સોનું, પત્થર વગેરેમાં ભેદ સ્વીકારીને આપણે વ્યવહારને સ્થાપિત કરી શકીએ છીએ. બ્રહ્મમાં એવા કશા ભેદને સ્થાન ન હોય એ દેખીતું છે.

દુનિયા એટલે Creation. સૃષ્ટિ એટલે manifestation–આવિર્ભાવ આવિર્ભાવ એટલે gradation of planes–ભૂમિકાઓની ચઢતી ઊતરતી વ્યવસ્થા; gradation અને organization –એવી મર્યાદા અને વ્યવસ્થા બ્રહ્મમાં શક્ય નથી. અનંત અનાદિમાં વળી gradation–મર્યાદા અને organization–વ્યવસ્થા અને Creation–સૃષ્ટિ ક્યાંથી ?

Creation–સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે અનંત બ્રહ્મ–સચ્ચિદાનંદ પોતે ભગવાનરૂપે (Organize) વ્યવસ્થિત થાય છે, જેમ આકાશતત્ત્વ ( ether ) સર્વવ્યાપી જ્યોતિ–Light સ્વરૂપ છે. પરંતુ આપણી દુનિયાને અજવાળું આપવા માટે સૂર્ય રૂપે તેનું મંડળ (Organized રૂપ લે છે ) થાય છે. સૂર્ય પણ (ether) આકાશતત્ત્વ પોતે જ છે, પરંતુ Organized–વ્યવસ્થિત અને દૃઢ થયલો

છે. હવે માયાવાદીઓ એક દલીલ કરે છે તે એ કે ભગવાન પણ સચ્ચિદાનંદ પોતે જ છે તો પછી સચ્ચિદાનંદ ભગવાન કરતાં ચઢિયાતો ગણાય. આ દલીલ માણસના મનની મૂર્ખાઈની પરિસીમા છે, માણસના મનમાં stupidity and arrogance–મૂર્ખાઈ અને ગર્વ એટલાં બધાં રહે છે કે તે પોતાનાથી પર રહેલી ચૈતન્યની ભૂમિકાઓમાં પણ પોતાના ઉત્પન્ન કરેલા "ઊંચું અને નીચું"–"ભારે" અને "હલકું"–એવા જંગલી વિચારોને ધોરણ તરીકે સ્થાપિત કરવાનો મિથ્યા પ્રયત્ન કરે છે!

વળી તે પ્રયત્ન કરે છે એટલું જ નહિ પરંતુ મૂર્ખ મન એવો પણ આત્મસંતોષ માને છે કે "હું બધું જાણું છું–હું બધું જાણી શકું તેમ છું." પોતે બ્રહ્મ અને ભગવાનને પણ પોતાના તાજવામાં મૂકી, પોતાના કાટલે જોખી, તેના ઉપર પોતાનો સિક્કો મારવાનો પ્રયત્ન કરે છે!

મનની આ ગર્વિષ્ઠતામાં માયાવાદીઓમાંના તો ઘણાખરા ફસેલા હોય છે. બ્રહ્મસ્વરૂપ જાણવાનો દાવો કરી, પોતે બધું જાણે છે એવો ઘમંડ તેમના મનમાં સદા વાસ કરી રહેલો છે.

માનવ શક્તિ એટલી પરિમિત છે કે ભગવાનનો (ભાગવત ચૈતન્યનો) સાક્ષાત્કાર એ જ તેને માટે શક્ય સાક્ષાત્કાર છે ભગવત્-પ્રાપ્તિ કરી શકાય તો તેના મૌલિક ચૈતન્ય બ્રહ્મનો પણ સાક્ષાત્કાર થાય. પરંતુ ભાગવત ચૈતન્ય પ્રાપ્ત કર્યા વિના લાંબી લાંબી ફલંગો ભરવાની વાતો મિથ્યા છે. ભગવાન વિના સિદ્ધિ નથી. માણસ તો organized (સ્થૂલ અને સૂક્ષ્મ દેહધારી) પ્રાણી રહ્યો. જાણે પોતાને દેહ હોય જ નહિ એવી રીતે વાત કરવી, એવી રીતે દલીલ કરવી એ મિથ્યાચાર છે. એવી લાંબી લાંબી માયાવાદની વાતો કરનારાઓને પણ પ્રકૃતિ ક્યાં છોડે છે? ખાવાની તેમને ફરજ પડ-

વાની—શરીરના ધર્મો રહેવાના, પ્રાણમાં વાસનાઓ પણ હોય—કામના, ઈચ્છા પણ આવે, ક્રોધ પણ હંમેશાં ગેરહાજર નથી હોતો.

આધ્યાત્મિક જીવન માટે સૌથી જરુરનો એક મહાન ગુણ નમ્રતા છે. આપણી પરિમિતતાઓ સ્વીકારીને નહિ, પરંતુ આપણી ઉત્તમોત્તમ શક્યતા અને આપણી સમર્થમાં સમર્થ શક્તિ ભગવાનની અનંત શક્તિ પાસે ઘાસના તણખલા જેવી છે એનો આપણા અંતરે સ્વીકાર કરવાની જરુર છે. મિથ્યા ગર્વ ધારણ કરનારાઓ ઉપર ભગવાન પોતાની કરુણા કરી શકતો નથી. લાંબી માયાવાદની વાતો છોડીને ભગવાનને ખરેખરા હૃદયથી આત્મસમર્પણ કરવામાં વેદાંતની શુષ્ક વાતો કરતાં હજારગણી વધારે આધ્યાત્મિકતા રહેલી છે એવો મારો મનુભવ છે.

આગળ વ્યવહાર—જીવન માટે આપણે ભેદનો સ્વીકાર કરીએ છીએ તે દલીલ મેં કરી છે. કોઈક વાર તેના ઉત્તરમાં એમ કહેવામાં આવે છે કે " રામાજ વગેરેની—વ્યવહારની આપણે શી પરવા ? " પરંતુ એ પણ યથાર્થ નથી. આપણી પૃથ્વીમાં સર્વ શક્તિમત્તાનો જે સ્વયંભૂ નિયમ પ્રવર્તે છે તેની ક્રિયા જ એવી છે કે વિશ્વરચનાનું કેવળ પાલન જ નહિ, પરંતુ આપણી પૃથ્વી ઉપર ઉત્તરોત્તર ઉચ્ચતર ચૈતન્યનો અવિર્ભાવ કરવાની ક્રિયા કદી અટકતી નથી. લોકસંગ્રહ કરવા માટે—જનસમાજને યોગ્ય દિશા બતાવવા માટે ભગવાન પોતે પાર્થિવ પ્રકૃતિનાં દેખીતાં બંધનોનો સ્વીકાર કરે છે; તે માનવમાં

માયાવાદમાં માનનારાઓ "બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કારને પરિણામે આનંદ અનુભવાય છે" એમ કહે છે. હવે "આનંદ"નો થોડો ઘણો પણ જેને અનુભવ થયો હશે તે કહી શકશે કે બે જૂદા દેખાતા ચૈતન્યના મિલન ( યોગ ) વિના આનંદની અનુભૂતિ અસંભવિત છે. સૂર્યને પોતાના તેજનો ખ્યાલ અંધકાર વિના નથી આવતો. તેવું જ કાંઈ આ બાબતમાં પણ છે. આનંદના અનુભવ માટે દ્વૈત અનિવાર્ય છે પરંતુ તે દ્વૈત એટલે વિભાગ યાતો વિરોધી અને કદી પણ ન ટળે એવુ દ્વૈત નહિ. સ્ત્રી અને પુરુષનું દ્વૈત હોય છે તેવું તે દ્વૈત છે એની અનુભૂતિમાં દરેક વ્યક્તિમાં બન્નેનો સમાવેશ થાય છે, અને બન્ને મળીને એક થાય છે! એ આખી અનુભૂતિ આનંદમય હોય છે. બ્રહ્મના આનંદને પ્રાપ્ત કરવા માટે, તેનો અનુભવ થવા માટે પણ એવું ચૈતન્યનું દેખીતું દ્વૈત જરુરનું છે, પરંતુ માયાવાદીઓની પેઠે એ દ્વૈતનો વિનાશ કરવામાં આવે તો પછી આનંદની અનુભૂતિ અસંભવિત બને છે.

વળી બ્રહ્મસ્વરૂપનો માનસિક ભૂમિકામાં રહીને સાક્ષાત્કાર કરનારાઓ ( ખરું જોતાં તેઓ મનની ભૂમિકામાં તેનું Reflection —પ્રતિબિંબમાત્ર ઝીલે છે ) સમાધિનો અનુભવ કરીને એમ માને છે કે " આપણે જન્મમરણનો ફેરો ટાળ્યો છે. " પરંતુ એ માન્યતા પણ સાધનાની દૃષ્ટિએ મને યથાર્થ લાગતી નથી. સવિકલ્પ કે નિર્વિકલ્પ સમાધિ એટલે અહંતાના બીજનો માનસિક ભૂમિકામાંથી લોપ થવો અને મનની સંજ્ઞાનો તાત્કાલિક સમૂળો અભાવ યાને તેની મૂર્ચ્છા. ધારો કે એવો અનુભવ થયો, પરંતુ તેથી કંઈ આપણું પ્રાણમય શરીર ( કોશ ) દૂર થઈ જતું નથી. કેટલાક એમ કહે છે કે અમે વાસનાક્ષય કરીને પ્રાણ તથા અન્નમય દેહના બીજનો વિનાશ કરીએ છીએ. એ પણ શકય નથી, કારણકે બીજ નષ્ટ કરવાની સત્તા તેમની નથી.

વળી બ્રહ્મનો માનસિક ભૂમિકામાં થયલો સાક્ષાત્કાર જ્યાં સુધી પ્રાણ અને શરીરની ભૂમિકાઓમાં પણ અનુભવાય નહિ, ત્યાં સુધી એકલા મનના અનુભવનું બળ પ્રાણ અને સ્થૂલ ભૂમિકાના ઉપર કદી પણ કાબુ જમાવી શકે નહિ. વળી કેવળ માનસિક ભૂમિકામાં પ્રાપ્ત કરેલા સાક્ષાત્કાર વડે આખી પ્રકૃતિનું રૂપાંતર કદી પણ થઈ શકતું નથી. તેથી જ કરીને સમાધિની ભૂમિકાનો સાક્ષાત્કાર કરનારા કેટલાક સાધકો જ્યારે પાછા સામાન્ય સ્થૂલ ચૈતન્યમાં કે પ્રાણમય ભૂમિકામાં આવે છે ત્યારે સામાન્ય માણસો જેવા જ હોય છે. તેમનામાં પણ સામાન્ય ઇચ્છાઓ, વ્યસનો, ત્રુટિઓ વગેરે સ્પષ્ટ જણાઈ આવે છે. તેમનામાં લોભ, ક્રોધ વગેરે ચોકખાં દેખાય છે. એ સમાધિ પ્રાણની અને શરીરની અપૂર્ણ પ્રકૃતિનું રૂપાંતર કરવાને અસમર્થ છે. સમાધિ ઊતરતાં જ એવા સાધકો પાછા સામાન્ય પ્રકૃતિમાં આવી પડે છે અને બહુ બહુ તો તે અનુભૂતિની કંઈક ઝાંખી અસર પ્રાણના તુમુલ રજોગુણ ઉપર પાડવામાં સફળતા મેળવી શકે છે.

માયાવાદને જીવનમાં ઊતારવાનો પ્રયત્ન કરતાં માનવ પ્રકૃતિમાંની કેટલીક શક્તિઓ તો તદ્દન કુંઠિત થઈ જવાનો સંભવ છે. ઉદાહરણ તરીકે, હૃદયની રસવૃત્તિ–aesthetic sense લ્યો. માયાવાદનું યથાર્થ અનુસરણ કરનારની પ્રકૃતિની એ બાજુ અપૂર્ણપણે વિકાસ પામવાની. સર્વ કલા, સંગીત વગેરેમાં તેને માયાનો આભાસ થવાનો –થવો જોઈએ. " બધામાં બ્રહ્મ જોતાં તેને આનંદ થશે " એ દલીલ કરવી યથાર્થ નથી. કારણકે " બ્રહ્મ"ના સાક્ષાત્કારનું પરિણામ અદ્વૈતમાં આવે–બીજી વસ્તુનું જૂદું અસ્તિત્વ રહે જ નહિ. એટલે વિવિધતામાંથી મળતો આનંદ દુર્લભ થઈ પડે છે. ભાવ ( Emotions ) એ પણ વિકાસનુ ( ચૈતન્યના વિકાસનું ) એક ઉપયોગી સાધન છે. પરંતુ સમાધિની અનુભૂતિનો આગ્રહ કરનારમાં તેની ખીલવણી ના થાય એ દેખીતુ છે.

એટલે પોતાની જાતને " મુક્ત " માનીને પ્રકૃતિને એ પ્રમાણે અપૂર્ણ રાખવી કોઈ પણ રીતે ઈષ્ટ નથી. હૃદયની ઊર્મિઓ, તેમાં રહેલી પ્રેમ, સ્વાર્પણ, સેવા જેવી દિવ્ય વૃત્તિઓ; પ્રાણમાં રહેલ વિપુલતા, પૂર્ણતા અને ભોગસામર્થ્ય; બુદ્ધિમાં આવેલી શ્રુતિ, સ્મૃતિ, દૃષ્ટિ તથા તર્ક, કલ્પના, નિર્ણય અવલોકન, ચિંતન વગેરે અનેકાનેક શક્તિઓ નહિ ખીલવવામાં જ શું માનવનું સાર્થક છે? માયાવાદવાળા જ્ઞાનયોગમાં પ્રકૃતિ પ્રફુલ્લ થઈ પોતાની દિવ્યતાને પ્રાપ્ત કરીને રૂપાંતર પામતી નથી એટલું જ નહિ, પરંતુ તેની કેટલીયે શક્તિઓ કુંઠિત રહી જાય છે, અને પ્રકૃતિથી સદંતર દૂર થઈ જવાનો અસંભવિત પ્રયત્ન કરવામાં તેવા સાધકો શક્તિ અને પ્રયત્નનો વૃથા વ્યય કરે છે એમ મને લાગે છે.

એ વાદ જ્યારે પ્રજા સ્વીકારે છે ત્યારે તેનું જીવન શુષ્ક અને નીરસ થઈ તેમાં આનંદ, ઉત્સાહ અને ચેતનનો સ્રોત વહેતો બંધ થવા માંડે છે. જીવન ચાર દિવસનું ચાંદરણું ગણાય છે. અને એવા ચાર દિવસના ચાંદરણામાં " સ્વતંત્રતા " શી ? સ્વાર્થત્યાગ શા માટે ? તેનાથી પણ શું ? સેવા શી ? ભગીરથ પ્રયત્નો શા ? વિશ્વગ્રાસી મહત્ત્વાકાંક્ષા અને અખૂટ પ્રયત્નો શા માટે ? " એવી મનોદશા જન્મ પામે છે. જીવનનો ઉત્સાહ અને ઉલ્લાસ, તેના સ્પંદનનો આનંદ, પ્રકૃતિની અનંતવિધ શક્તિઓના સ્વામી થવાનો દુર્દમ આગ્રહ વગેરે અસંભવિત બને છે.

પ્રકૃતિની શક્તિઓને કુંઠિત કરવામાં હું માનતો નથી. તેનો સમૂળગો ત્યાગ કરવો યા તો તેનાથી કોઈ પણ પ્રકારે દૂર થઈ જવું કે બળાત્કારથી પ્રકૃતિને ચગદી નાંખવાનો પ્રયત્ન કરવો એ આપણી દુનિયાના અસ્તિત્વનો હેતુ નથી એવું મને લાગે છે. હું તો માનું છું કે આપણું વિશ્વ દિવ્ય ચૈતન્યના આવિર્ભાવ માટે લાયક સ્થાન છે, અને ચૈતન્યમાં રહેલાં જ્ઞાન, શક્તિ અને આનંદ એ સર્વેની અનંત

લીલા પ્રગટાવવા માટે માનવ પ્રકૃતિ પણ લાયક છે—અધિકારી છે. અવિદ્યામાં આપણે છીએ ખરા, પરંતુ અવિદ્યાનું મૂળ વિદ્યામાં રહેલું છે.

તે ઊર્ધ્વભૂમિકામાં ( વિદ્યાપ્રકૃતિમાં ) રહેલા અનંત દિવ્ય ભાગવત ચૈતન્ય પ્રત્યે અને તે દિવ્ય મહાશક્તિ ( પ્રકૃતિ ) પ્રત્યે માનવ ખુલ્લો થઈ શકે તેમ છે. તેમને તે પોતાની પ્રકૃતિમાં લાવી શકે તેમ છે, અને તેમની મદદથી અવિદ્યા પ્રકૃતિનું વિદ્યાપ્રકૃતિમાં રૂપાંતર કરી શકે છે, અજ્ઞાનને જ્ઞાનમાં ફેરવી શકે, અશક્તિને અમોઘ શક્તિનું અને દુઃખને નિરતિશય આનંદનું સ્વરૂપ પ્રાપ્ત કરાવી શકે છે, અને એ રૂપાંતર છેક સ્થૂલ દેહના ચૈતન્ય પર્યંત થઈ શકે છે.

યાદ રાખજો કે આધ્યાત્મિક લાભની તક હાથમાં આવેલી ગુમાવ્યાથી ફરીને તે મળતી નથી. કેટલાક પોતાના બળે સાધના કરી પ્રગતિ કરે છે; કેટલાક સંજોગોને બળે પ્રગતિ સાધવામાં ફત્તેહ મેળવે છે. કેટલાકના ઉપર ભગવાનની કૃપા અવતરે છે. પરંતુ એવા પણ કેટલાક હોય છે કે પોતાના ઉપર ઊતરતી કરુણા—કૃપાનો ઇન્કાર કરે છે.

યોગસાધનાની દિશા બદલો તે પહેલાં પૂરો વિચાર કરવાને ફરીથી મિત્ર તરીકે હું તમને આગ્રહ કરું છું. જીવનનો સ્વીકાર અને ભાગવત ચૈતન્ય અને દિવ્ય ભાગવત પ્રકૃતિ ( પરા પ્રકૃતિ ) નો માનવ જીવનમાં આવિર્ભાવ એ આપણા માનવ જીવનનો અંતિમ હેતુ જણાય છે તેને માટે કેટલીક દલીલો રજુ કરું છું.

આપણી દુનિયામાં ચૈતન્યના આવિર્ભાવ (manifestation)—નો અભ્યાસ કરતાં આપણને જણાય છે કે જડતા અને પ્રાણહીનતાવાળી matter ( દ્રવ્ય યાને પદાર્થ ) ક્રમે ક્રમે ચૈતન્ય તરફ પ્રગતિ કરે છે જડ વસ્તુઓમાં પૃથ્વી, માટી, પર્વત, નદી, પાણી

વગેરેમાંથી ધીમે ધીમે પ્રગતિ થતાં વનસ્પતિ ઉત્પન્ન થાય છે. વનસ્પતિમાં અને જડ વસ્તુઓમાં ફેર એટલો છે કે જડ વસ્તુઓમાં પ્રાણતત્ત્વ આગળ પડતું જણાતું નથી (ત્યાં પણ પ્રાણતત્ત્વ છૂપું રહેલું તો છે જ), જ્યારે વનસ્પતિમાં (૧) assimilation–બહારનાં તત્ત્વોને પોતાનામાં ઘટાવવાની શક્તિ તથા (૨) Reproduction–જાતિની સંવૃદ્ધિ કરવાની શક્તિ અને (૩) Growth–વિકાસ એવાં તત્ત્વો આગળ પડે છે.

વળી વનસ્પતિમાં શ્વાસોચ્છ્વાસની તથા sensations–ઈન્દ્રિયોના સંસ્કારો મધ્યસ્થ (central) નાડીકેન્દ્ર (nervous system) પ્રત્યે લઈ જવા લાવવાની, થાકની, મૂર્ચ્છાની, મરણની વગેરે nerves–જ્ઞાનતંતુ યાને નાડીઓની અવસ્થાઓ પણ હાજર હોય છે.

પરંતુ તેમ છતાં વનસ્પતિઓમાં વ્યક્ત થતો પ્રાણ–ચેતન કે જીવન ગમે તે કહો–સંપૂર્ણપણે પોતાનો આવિર્ભાવ નથી કરી શકતો. દાખલા તરીકે પ્રાણની સંપૂર્ણતાનું એક લક્ષણ "ગતિ" (motion) છે તે વનસ્પતિ કરી શકતી નથી,

પરંતુ વનસ્પતિથી આગળ જાનવરો–પ્રાણીઓમાં આપણે પ્રાણનો પૂર્ણ વિકાસ જોઈ શકીએ છીએ એટલું જ નહિ, પરંતુ બુદ્ધિ (મન) ની શરુઆત પણ આપણને તેમનામાં દેખાવા માંડે છે. વળી કેટલીક લાગણીઓ (Emotions) યાને ભાવો પણ તેમના જીવનમાં અપૂર્ણપણે વ્યક્ત થતા હોય એમ માનવાને કારણ મળે છે. જનાવરમાં ખોરાક બહારથી લઈને assimilate કરી–પચાવી પોતાનો કરી લેવાની શક્તિ, પ્રજોત્પાદનશક્તિ, ગતિ કરવાની શક્તિ વગેરે અનેક પ્રાણની શક્તિઓ ઉપરાંત Blind instinct–અંધ પ્રેરણાની આશ્ચર્યકારક શક્તિ પણ રહેલી છે. તેમને જીવનના રક્ષણની બાબતમાં જે અંધ પ્રેરણા થાય છે તે ખરેખર

અદ્‌ભુત હોય છે. આપણને તેનું કાર્ય જોઈને એમ લાગ્યા વિના ન રહે કે "પ્રાણીમાં કોઈ સ્થળે ચોક્કસ અને ભૂલ વગરનું–અચૂક જ્ઞાન કાર્ય કરી રહેલું છે."

જનાવરના જીવનને જોખમ થવાના સંજોગો તેને આગળથી ખબર પડી જાય છે અને તે પોતાની જાતને બચાવવાની તૈયારી કરે છે. તે પોતાનો માળો ક્યાં ને કેવો બાંધવો તે આપોઆપ જાણે છે. ( જાણે તેની પાછળ જ્ઞાન આવી ન રહ્યું હોય ! ) તે ચરવાની જગાઓ જાણે છે, પાણી ક્યાં મળી શકશે તે પણ શોધી કાઢે છે, પોતાને નડનારી મુશ્કેલીઓ માટે આગળથી તૈયારી કરી મૂકે છે– વગરે અનેક પ્રકારે આપણે તેનામાં રહેલી જ્ઞાનશક્તિનું કાર્ય જોઈ શકીએ છીએ. વળી તેનામાં અપક્વ બુદ્ધિ તથા તર્કશક્તિ ( Reasoning process ) પણ કાર્ય કરતાં જણાય છે. અલબત્ત, જાનવર માણસ પેઠે વિશુદ્ધ બુદ્ધિ વડે નહિ, પરંતુ ઇન્દ્રિયોના ઉપર થતા sensations–સંસ્કારજન્ય જ્ઞાન વડે મળતા સુખ–દુઃખ વડે નિર્ણયો બાંધતું જણાય છે. અમુક જગોએ જવા માટે તેને માર પડે છે ત્યારે પ્રથમ તો તે સમજતું નથી. પરંતુ ફરી ફરીને એ પ્રમાણે થતાં તે અમુક unpleasant–નહિ ગમતો કે દુઃખકારક sensation–સંસ્કાર અને ક્રિયાથી દૂર રહેવાનું એ બે વચ્ચે સંબંધ અનુભવે છે અને તેવા અનુભવથી દૂર રહેવાનો નિર્ણય કરીને તેનાથી બનતાં સુધી દૂર રહે છે, અથવા તો તે કાર્ય કરે છે તોપણ તેને દુઃખદાયક અનુભવ ન થાય તેની સાવચેતી લઈને કરે છે. દાખલા તરીકે, ખેતરનો રખેવાળ ન હોય ત્યારે બળદ કે ગાય તેમાં પેસીને ખાઈ જાય છે. તમારું ધ્યાન બીજે હોય એટલામાં કૂતરું આવીને ડાચું ભરી જાય છે–વગેરે વગેરે.

વળી તેનામાં બાળકની સંભાળ લેવાની જાતીય સંરક્ષકવૃત્તિ પણ હોય છે. તે પોતાના સોબતીના મરણથી શોક પ્રામતું જણાય છે. આ

પ્રમાણે તેનામાં ભાવ( emotion )ની પણ શરુઆત થયલી જણાય છે.

એમાંથી ક્રમે ક્રમે માનવ ચૈતન્યનો વિકાસ થયો. માનવના પ્રાણનાં કાર્યો કરનારી ઈન્દ્રિયો ઘણી જ ઝીણવટવાળી અને અનંત details–ઝીણીઝીણી શક્યતાઓવાળી હોય છે; તેનામાં ભાવનો અનુભવ પણ જાનવર કરતાં ઘણો જ વિશાળ અને Refined–સાંસ્કારિક હોય છે; અને તેની બુદ્ધિ તો ઘણી વધારે આગળ પડતી થાય છે. તે કાર્ય અને કારણ વચ્ચેનો સંબંધ મન વડે જાણી શકે છે એટલું જ નહિ, પરંતુ તે પોતાના સમગ્ર જીવનને પોતાની બુદ્ધિ વડે નિયત કરી શકે છે. નહિ શોધાયલાં સત્યોને અને ઇંદ્રિયો વડે કદી પણ ન જાણી શકાય તેવાં સત્યોને તે બુદ્ધિ વડે શોધી કાઢે છે. વળી તેનામાં conscience–અંતરાત્મા પણ વધારે આગળ આવી શકે છે. તે પોતાના વ્યક્તિત્વના મૂળરૂપ અંતરાત્મામાં ડૂબકી મારીને તેની પ્રેરણાને જાણી શકે છે. તે જડ પ્રકૃતિના નિયમોને બુદ્ધિ વડે જાણી શકે છે અને પ્રાણની ઈચ્છાઓની અસંસ્કારિતા ઉપર બુદ્ધિનો અંકુશ મૂકે છે. તે લાગણીઓની ( ભાવની ) અતિશયતાઓને બુદ્ધિથી દૂર કરી શકે છે.

આ પ્રમાણે જડ વસ્તુની તમોગુણી અને અજ્ઞાનમય ચૈતન્ય–દશામાંથી આપણે રજોગુણી ક્રિયામય અને કાંઈક વધારે વિકાસ-વાળી પ્રાણની ભૂમિકા અને તેમાંથી સત્ત્વગુણમય, જ્ઞાનપ્રધાન બુદ્ધિની ભૂમિકાનો વિકાસ થયલો જોઈએ છીએ. ૧. Matter–દ્રવ્યતત્ત્વ–પૃથ્વીતત્ત્વ–તમોગુણમય અને જડ છે. ૨. Life–પ્રાણતત્ત્વ–રજોગુણી, ક્રિયાત્મક ( ઈચ્છાપ્રધાન ) છે. ૩. Mind–મનનું તત્ત્વ–સત્ત્વગુણી જ્ઞાનશક્તિપ્રધાન હોઈ માનવનું ઉત્તમોત્તમ કરણ છે.

હવે ૧ શરીર, ૨ પ્રાણ, ૩ ભાવ જેમાં થાય છે તે હૃદય અને ૪ સત્યને જાણનાર બુદ્ધિ–એ ચાર કરણો માનવને ચૈતન્યનો આવિ-

ર્ભાવ કરવા માટે જરૂરનાં છે. આખી દુનિયાને આ પ્રમાણે જોઈશું ત્યારે આપણને જણાશે કે બહારની નજરે આપણને આટલી બધી વસ્તુઓ ભિન્ન દેખાય છે, પરંતુ તે સઘળાનો ખરો અર્થ (આંતર હેતુ) ચૈતન્યનો વિકાસ છે. દુનિયા એટલે ચૈતન્યની જૂદી જૂદી ભૂમિકાઓવાળી વસ્તુઓની બનેલી એક ભૂમિકા. બધું જ ચૈતન્યમય છે–ઓછું કે વધારે; અને આપણી દુનિયામાં આવિર્ભાવ યાને manifestation એ ચૈતન્યનું મૌલિક તત્ત્વ(fundamental urge) છે. આવિર્ભાવને મિટાવી દઈ આ સર્વે વિવિધતાની પાછળ રહેલા અનંત સચ્ચિદાનંદ ચૈતન્યમાં લય પામવાથી આપણી પ્રકૃતિની પૂર્ણતા કદી પણ પ્રાપ્ત કરી ના શકાય એ દેખીતું છે.

બુદ્ધિ સુધી આવીને ચૈતન્યનો વિકાસ અટકી જવો જોઈએ યા તો માણસે બ્રહ્મમાં લય પામી જવું જોઈએ એવું નથી. શરીર, પ્રાણ, હૃદય, બુદ્ધિ–એનાથી પણ ઉપર ચૈતન્યની શક્યતા રહેલી છે. તેને આપણા ઋષિઓ વિજ્ઞાન (supermind) કહે છે એ પણ ચૈતન્યનું એક કરણ છે–હથિયાર છે. એ પણ આવિર્ભાવનું એક સાધન છે. પરંતુ એમાં અને ૧ શરીર, ૨ પ્રાણ, તથા ૩ મન એ ત્રણ કરણોમાં ફેર એ છે કે વિજ્ઞાન પરા પ્રકૃતિમાં રહેલું છે, જ્યારે શરીર, પ્રાણ અને મન એ ત્રણે અપરા પ્રકૃતિનાં કરણો છે. તમે કહેશો કે પરા પ્રકૃતિ અને અપરા પ્રકૃતિમાં અવિદ્યાનું રાજ્ય હોઈ ત્યાં આગળ ૧ અહંતા, ૨ કામના યાને ઇચ્છા, ૩ દ્વંદ–સુખદુઃખ, હર્ષશોક વગેરે વગેરે અને ૪ ત્રિગુણ–સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો–એ પ્રમાણે અવિદ્યાનું કાર્ય ચાલતું હોઈ ચૈતન્યની પ્રગતિ એમાં ધક્કા ખાતાં ખાતાં થાય છે.

જ્યારે વિદ્યાપ્રકૃતિમાં (પરા શક્તિ યાને ભાગવત પ્રકૃતિમાં) એ પ્રમાણે નથી હોતું એટલું જ નહિ, પરંતુ તેમાં વિદ્યાનું રાજ્ય હોઈ

અવિદ્યાનાં સર્વે કાર્યોનાં જે મૂળ વિદ્યામાં રહેલાં છે તેનું જ્ઞાન પણ મળે છે, અને પરિણામે અવિદ્યાનું વિદ્યામાં રૂપાન્તર કરવાનો કીમિયો હાથ લાગે છે. વિદ્યાપ્રકૃતિમાં ( યાને વિજ્ઞાનના કરણમાં ) જ્ઞાન, શક્તિ અને આનંદની શક્તિઓ રહેલી હોય છે. તેમાં સામાન્ય ચૈતન્યની અહંતાને ઠેકાણે સત્ય વ્યક્તિત્વ યાને અંતરાત્મા ( True Psychic Being–ચૈત્ય પુરુષ ) ની સ્થાપના થાય છે. પ્રાણમાં કામના અને ઈચ્છાઓને બદલે સ્વયંભૂ અને સત્ય will–તપઃશક્તિની સ્થાપના થાય છે. ભાવ અને લાગણીઓનાં દ્વંદ્વોને ઠેકાણે સતત આનંદનો અનુભવ પ્રાપ્ત થાય છે અને ત્રિગુણને ઠેકાણે નિસ્ત્રૈગુણ્ય મેળવાય છે. એટલે પ્રત્યેક ગુણના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. દાખલા તરીકે, તમોગુણ જે અવિદ્યાપ્રકૃતિમાં આળસ, નિદ્રા, અજ્ઞાન, વ્યસન, જડતા વગેરે રૂપો ધારણ કરે છે તેને ઠેકાણે વિદ્યા–પ્રકૃતિમાં અખંડ અને અતૂટ શાંતિ સ્થાપિત થાય છે; રજસ્ નીચેની અવિદ્યાપ્રકૃતિમાં અશાંતિ, કામના, વાસના ઇચ્છા, દુઃખ વગેરે સ્વરૂપો ધારણ કરે છે તેને ઠેકાણે વિદ્યાપ્રકૃતિમાં સમતાવાળી તપઃશકિત (will) ઇચ્છા રહિત કાર્ય કરતી જણાય છે અને પોતાની અને ભગવાનની દિવ્ય તપઃશકિત સાથે અદ્વૈત અનુભવાય છે. સત્ત્વગુણને પરિણામે અવિદ્યા–પ્રકૃતિમાં જ્ઞાનની પરિમિત–Limited જ્યોતિ અનુભવાય છે, વિદ્યામાં વ્યાપેલ નિયમનું જ્ઞાન થાય છે તથા Rhythm–વિશ્વમાં વ્યાપી રહેલા મહાન છંદનો સૂર સંભળાય છે. જ્યારે વિદ્યાપ્રકૃતિમાં તે જ્ઞાનની જ્યોત્તિ અપરિમિત થઇને મનનાં સર્વ બંધનો વટાવી જાય છે અને મનથી કદી પણ પ્રાપ્ત ન થઈ શકે એવી પ્રચંડ સૂર્યશકિતની જ્યોતિથી ( નહિ કે પરિમિત જ્યોતિથી ) બુદ્ધિની સર્વે ક્રિયાઓને આલોકિત કરી મૂકે છે. એક બંધ ઓરડામાં ચેતાવેલી મીણબત્તી અને તમારી આંખ આગળ પ્રકાશનો પ્રખર સૂર્ય એ બેમાં જેટલો ફેર રહેલો છે તેટલો વિજ્ઞાન અને મનની જ્ઞાનશક્તિમાં રહેલો છે. ખરું જોતાં મનમાં પણ જ્ઞાનનો જે ઝાંખો પ્રકાશ પડે

છે તે વિજ્ઞાનના સૂર્યમાંથી જ આવે છે. આપણાં વેદ અને ઉપનિષદોમાં વિજ્ઞાનને "સૂર્ય" રૂપે જ વર્ણવામાં આવે છે, કારણકે તે સત્યસ્વરૂપ છે. વળી મન વિશ્વના નિયમોને અપૂર્ણપણે જાણે છે, જ્યારે વિજ્ઞાન તે નિયમનું આદિ કારણ અને ઉત્પત્તિસ્થાન હોઈ નિયમને પણ દોરી રહેલા મહાન નિયમને જાણે છે અને અનુભવે છે. અને વિશ્વના નિયમોમાં વ્યાપેલી Rhythmને ઠેકાણે અનંત બ્રહ્મના ચૈતન્યમાં કાર્ય કરી રહેલી અનંત શક્તિઓની Rhythmના આનંદને તે અનુભવે છે.

આ પ્રમાણે અવિદ્યાનું વિદ્યામાં રૂપાંતર થઈ શકે તેમ છે. હવે પ્રશ્ન થશે કે તે કેવી રીતે થાય? ઉત્તર એ છે કે પ્રથમ તો માનવ પોતાની શક્તિ વડે રૂપાંતર કરી શકે તેમ નથી. કારણ કે "માનવ" એ શબ્દનો અર્થ જ "મનુનો પુત્ર"; અને "મનુ એટલે મનન કરનાર (मन्–to think) બુદ્ધિની વિચારશક્તિવાળો." એટલે માનવને મનોમય ભૂમિકામાં રહેનાર ચૈતન્યવાળું પ્રાણી કહી શકાય.

આપણે આગળ ચૈતન્યના વિકાસની જે સોપાન–નીસરણી જોઈ ગયા તેમાં આપણે એ સ્પષ્ટ જોયું કે જેમ જેમ ચૈતન્યની આગળની ભૂમિકા વ્યક્ત થાય છે તેમ તેમ તે તેની નીચે રહેલી ભૂમિકા ઉપર કાંઈક અંકુશ મૂકી શકે છે, નીચેની ભૂમિકાઓને પોતાને વશ કરી શકે છે અને પોતાના વિકાસમાં તેમનો ઉપયોગ કરી શકે છે. દાખલા તરીકે, વનસ્પતિ જડ પદાર્થમાંથી પાણી, ક્ષારો, કસ (જમીનનો) વગેરેને ચૂસીને તેમાંથી પાંદડાં, ફૂલ, ફળ વગેરે બનાવી લે છે. જનાવર વનસ્પતિને ખાઈને તેમાંથી પોતાના પ્રાણની વૃદ્ધિ કરી શકે છે. તથા માણસ જનાવર, વનસ્પતિ તથા હવા વગેરે જડ અને પ્રાણમય તત્ત્વોને પોતાનામાં ઘટાવી લઈ શકે છે અને

પોતાના વિકાસના સાધન તરીકે તેમનો ઉપયોગ કરી શકે છે. એટલું જ નહિ પરંતુ માનવજાતિમાં પણ આપણે સૂક્ષ્મ અવલોકન કરીશું તો આપણને જણાશે કે પ્રથમ તો માણસ પોતાની કામનાઓ અને વાસનાઓથી જ દોરાય છે. પરંતુ જેમ જેમ તે વિકાસ પામે છે તેમ તેમ લાગણીનું (ભાવનું) તત્ત્વ તેના જીવનમાં આગળ પડતુ જાય છે–તે એટલે સુધી કે અમુક લાગણી જાળવી રાખવા માટે તે ઇચ્છાઓનો ત્યાગ કરી શકે છે. વળી જ્યારે બુદ્ધિ આગળ પડતી જાય છે ત્યારે તો તે પ્રાણના ઉપર પોતાનો કાબુ જમાવીને કઈ ઇચ્છાઓ સારી અને કઈ નઠારી, કઈ સંતોષવા જેવી અને કઈ ત્યાગ કરવા જેવી – વગેરેનો નિર્ણય કરીને પ્રાણના ઉપર પોતાનો કાબુ જમાવે છે.

આ પ્રમાણે નીચેના કરણના ઉપર ઊર્ધ્વભૂમિકામાં રહેલ કરણનો કાબુ જામતો આપણે જોઈએ છીએ. વળી નીચેની ભૂમિકા પોતાના પ્રયત્નથી પોતાની ઉપરની ભૂમિકાને પ્રાપ્ત કરી શકતી નથી એ પણ આપણે જોઈએ છીએ. ઉપરની ભૂમિકા આપોઆપ નીચે ઊતરતી જણાય છે.

ઉપરના લખાણથી સ્પષ્ટ થશે કે વિજ્ઞાન યાને વિદ્યાપ્રકૃતિના ઉપર મન (કે બુદ્ધિ) પોતાનો અંકુશ મૂકી શકે નહિ. ઊલટું, વિદ્યા–પ્રકૃતિ યાને વિજ્ઞાનમય કોશ મન, પ્રાણ અને શરીરના ઉપર પોતાનો કાબુ જમાવે એ જ વધારે સકારણ અને યોગ્ય ગણાય. વળી મન પોતે પોતાના જ પ્રયત્નો વડે (પછી તે પ્રયત્ન ગમે તેટલો સમર્થ હોય તો પણ) કદી પણ પોતાનાથી ઉપર જઈ શકે નહિ.

વધારેમાં વધારે (અને તે કાર્ય તેણે કરવું જ જોઈએ) તે કરી શકે તે એટલું કે પોતાની જાતને ઊર્ધ્વભૂમિકા માટે લાયક બનાવી શકે. એટલે બે વસ્તુઓ હોય તો વિદ્યાશક્તિ પ્રાપ્ત થઈ શકે. મનમાં રહેનાર માનવ તેને માટે પોતાની જાતને અધિકારી બનાવે

અને મનની ઉપર રહેલી વિદ્યાશક્તિ પોતે માનવના ચૈતન્યમાં અવતરણ કરે ત્યારે.

એટલે માનવે કરવાનું છે તે એ કે તેણે સતત જાગૃત aspiration–અભીપ્સા પોતાના સમગ્ર ચૈતન્યમાં રાખવી. તેણે સતત એ અભિલાષા રાખવી જોઈએ કે "મારે વિદ્યાશક્તિ પ્રાપ્ત કરવી છે; મારે અવિદ્યાને દૂર કરવી છે; મારે અહંતાને દૂર કરીને વિજ્ઞાનને પ્રાપ્ત કરવું છે; અને એ વિજ્ઞાનમાં રહેલી વિદ્યાશક્તિ મારામાં આવે અને મારી સઘળી પ્રકૃતિનુ રૂપાંતર કરી નાખે; હું મારું સર્વસ્વ તેને સમર્પણ કરવાને તૈયાર છું; તે જે માગણી કરે તે પૂરી કરવાને તૈયાર છું."

આ પ્રમાણે જ્યારે માનવ ચૈતન્ય aspiration વડે તૈયાર થાય છે ત્યારે મનની ઉપરની વિજ્ઞાનશક્તિ ( મહાશક્તિ ) પોતે નીચે ઊતરે છે; અને તે જ્યારે આવે છે ત્યારે તેનો અનુભવ સાધકને પોતાના ચૈતન્યમા ( કરણોમાં પણ ) થવા માંડે છે. આ પ્રમાણે નીચેથી ( મનની ભૂમિકામાંથી ) માનવનું aspire કરવું ( અભીપ્સા જાગ્રત કરવી ) અને ઉપરથી ભગવાનની વિદ્યાશક્તિનું અવતરણ ( descent ) એમ બે પ્રકારની જરુરીઆતો પૂરી પડતાં આ યોગ થઈ શકે છે.

જ્યારે માનવ પ્રકૃતિનું રૂપાંતર થઈ જાય ત્યાર પછી તેના જીવનની સર્વે ક્રિયાઓનું પણ રૂપાંતર થશે; અને એવા રૂપાંતર થયલી પ્રકૃતિવાળા માણસોમાં મન કે બુદ્ધિ નહિ પરંતુ તેનાથી ઉપર રહેલી વિજ્ઞાનની ભૂમિકા કાર્ય કરી શકશે. એવાના જીવનમાં સત્ય સંપૂર્ણપણે વ્યકત થઈ શકશે ( કારણ કે અપૂર્ણ સત્ય તો બધે વ્યક્ત થાય છે–પરંતુ તેવા માણસોમાં અજ્ઞાનને સ્થાન નહિ હોય. ) ભગવાન તેમના દ્વારા પોતાનો આવિર્ભાવ કરી શકે, કારણ કે અત્યારે માણસ જેવો છે તેવો તો ભાગવત ચૈતન્યને ધારણ કરવાને નાલાયક જ છે.

હજી એક મુદ્દો બાકી રહી ગયો છે તે સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીશ.

તમે કહેશો કે "આપણી અવિદ્યાપ્રકૃતિ અપૂર્ણ છે અને અજ્ઞાનપૂર્ણ છે તેનો તો આપણે પૂરેપૂરો ત્યાગ કરવો જ જોઈએ, કારણ કે તે અસત્ય છે–ખોટી છે." પરંતુ એ વ્યાજબી નથી. પ્રકૃતિ અપૂર્ણ છે, અસત્ય છે એ ખરું. પરંતુ એનો અર્થ એવો નથી થતો કે તેનો ત્યાગ કરવામાં માનવ જીવનની પૂર્ણતા છે. જો તમે માયાવાદનો બરાબર અમલ કરવા ઈચ્છો તો ઉપર જણાવેલી દલીલનો આશ્રય તમારે લેવો જ જોઈએ.

પ્રથમ તો દુનિયામાં સંપૂર્ણ અસત્યને સ્થાયિત્વ મળતું નથી. કોઈ પણ વસ્તુ પૂરેપૂરી જૂઠી (અસત્ય)જ હોય તો તે વિનાશ પામવાની, કારણ કે જગતની પાછળ કાર્ય કરી રહેલી શક્તિ સત્યસ્વરૂપ છે. હવે આપણે વિચારવાનું એ છે કે માનવ ગમે તેટલો પ્રયત્ન કરે છતાં પણ પ્રકૃતિમાં કાર્ય કરી રહેલી સૂક્ષ્મ શક્તિઓનો તે કદી પણ વિનાશ કરી શકતો નથી. દાખલા તરીકે કામવાસના લ્યો. વિશ્વમાં અત્યારે એ પ્રજોત્પાદનની શક્તિ છે. તેનું કાર્ય અત્યારે ઈચ્છા અને ઇન્દ્રિયોના સંસ્કારની તૃપ્તિ વડે પ્રેરાય છે (તે અજ્ઞાનમય છે) પરંતુ તેનો વિનાશ થઈ શકતો નથી. જેઓ તેના ઉપર વિજય મેળવે છે તેઓ શું કરે છે? મનનો વિકાસ થયલો હોય તો બુદ્ધિ વડે તે શક્તિના ઉપર બહુ બહુ તો અંકુશ મૂકે અને તેને મર્યાદિત કરે– તેને નિયત કરે! પરંતુ તેનો વિનાશ નથી થતો અને થાય તે ઇષ્ટ કોણ કહેશે? સાધુ કે સંન્યાસીઓ શું કરે છે? તેઓ સામાન્ય રીતે તેના સ્થૂલ અનુભવથી દૂર રહેવા છતાં તેના સૂક્ષ્મ સ્વરૂપનો ત્યાગ ભાગ્યે જ કરી શકે છે. વળી કેટલાક પોતાની જાતને બુદ્ધિની કોઈ પ્રવૃત્તિમાં એવા તો પરોવી દે છે કે તે વાસનાને બહાર આવવાની તક મળતી નથી. કેટલાક સેવાના કે કમાવાના કે એવા જ કોઈ

કામમાં સતત પોતાની જાતને ગુંથી રાખે છે જેથી તે વાસનાને આગળ પડવાની તક ન મળે.

પરંતુ એ બધાનો અર્થ કંઈ એવો ન થાય કે તેમણે તે વાસનાને નિર્મૂળ કરી છે. વળી એ બધા ઉપાયો પણ તેમનામાં રહેલા અજ્ઞાનને દૂર કરતા નથી બળાત્કારથી તેનું દમન કરવું એ પણ કાંઈ ઉકેલ ન કહેવાય ! આ બધી થીગડાં દેવાની પ્રવૃત્તિ છે એવો મારો અનુભવ અને અભિપ્રાય છે. હવે એ વૃત્તિ કેમ નિર્મૂળ નથી થતી ? એ પ્રશ્નનો વિચાર કરીશું તો જણાશે કે એને નિર્મૂળ કરવી એ કાંઈ સત્ય અને ઇષ્ટ નથી. પ્રકૃતિ તેને ટકાવી રાખે છે કારણ કે તેનો પાયો સત્યના ઉપર હોવો જોઈએ. જ્યારે વિજ્ઞાનની શક્તિ રૂપાંતર કરવાનો આરંભ કરે છે ત્યારે માનવને જણાય છે કે કામવાસનાનું વિકારી સ્વરૂપ ધારણ કરનાર શક્તિ આનંદનું જ એક સ્વરૂપ છે, અને જ્યારે તેનું સત્ય સ્વરૂપ પ્રાપ્ત થાય છે ત્યારે આપોઆપ તેનું વિકારી અને અજ્ઞાનવાળું વાસનાસ્વરૂપ દૂર થઈ તેને ઠેકાણે સ્વયંભૂ આનંદ સ્થાપિત થાય છે. પુરુષ અને પ્રકૃતિના મિલનનો આનંદ અવિદ્યામાં એવું પાશવ સ્વરૂપ ધારણ કરે છે.

જે પ્રમાણે કામવાસનાનું છે તે જ પ્રમાણે અવિદ્યાપ્રકૃતિની પ્રત્યેક ક્રિયાનું રૂપાંતર વિદ્યાપ્રકૃતિમાં થાય છે. પ્રકૃતિનો સદંતર ત્યાગ કરવો એ આપણી દુનિયાની ઉત્પત્તિનો હેતુ હોય એમ જણાતું નથી. તેનું એક કારણ એ છે કે અવિદ્યાની પ્રત્યેક ક્રિયાને આપણે વિદ્યાપ્રકૃતિની ( ભાગવત પ્રકૃતિની ક્રિયામાં રૂપાંતર પમાડી શકીએ છીએ. માયાવાદીઓ જે પ્રમાણે જગતને મિથ્યા ગણે છે તે પ્રમાણે તો આપણાં કરણોનો ઉચ્છેદ જ માનવ જીવનનું ઉત્તમોત્તમ સાર્થક ગણાય. આપણી દુનિયાની પ્રકૃતિને આપણે ગુંચવાઈ ગયલા તારો–વાળી અને અનિયમિત રીતે ગોઠવાયલા પડદાઓવાળી વીણા કે સિતાર જોડે સરખાવીએ તો ખોટું ન ગણાય. હવે તે વાદિત્રને તોડી ફોડી નાંખી તેને દૂર ફેંકી દેવામાં તેનું અંતિમ સાર્થક છે એમ

માનવું કોઈક વાર ગૂંચ ન ઉકેલી શકનાર માણસને સગવડભર્યું દેખાય, પરંતુ વીણા કે સિતારના અસ્તિત્વનું તે સાર્થક છે એમ તો ભાગ્યે જ ગણી શકાય. એનું સાર્થક તો તેના ગુચવાયલા દરેક તારને છૂટો પાડીને ચાવીએ ચઢાવવામાં આવે અને તેના પડદાઓને પોતપોતાને સ્થાને ( સ્વરને ઠેકાણે ) બરાબર ગોઠવીને તેમાંથી સંગીત પ્રગટ થાય ત્યારે જ થયું ગણાય. હું કબુલ કરું છું કે વીણાને તોડી નાખવા કરતાં તેમાંથી સંગીત પ્રગટ કરવાનું કાર્ય ઘણું જ મુશ્કેલ છે, પરંતુ તેમાં જ તેની અંતિમ સાર્થકતા છે એ પણ મને ચોક્કસ લાગે છે.

આ લાંબા થઈ ગએલા કાગળનો હવે અંત લાવવો જોઈએ એમ મને લાગે છે. મેં જે લખ્યું છે તે મને થયલા અનુભવનું અને મેં કરેલા અભ્યાસનું પરિણામ છે. સાધનાના તમારા માર્ગમાં તે કંઈક અંશે ઉપયોગી થઈ પડે તે હેતુથી જ તમને આટલી બધી તસ્દી આપવી મેં યોગ્ય ધારી છે. તમે કાંઈ પોતાની જાતને માટે વિચાર કરી શકો તેમ નથી એમ પણ નથી. અનુભવમાં કે જ્ઞાનમાં તમે મારાથી ઓછું જાણો છો એમ કહેવું એ તો ધૃષ્ટતા જ ગણાય.

છતાં મૈત્રીનો દાવો મને મારા વિચારો રજુ કરવાને પ્રેરે છે તેથી આ લખાણ તમને મોકલ્યું છે. પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે તે તમને સત્યનો નિર્ણય કરવામાં સહાયભૂત થાઓ.

આ લખાણમાં તમને જે અસ્પષ્ટ કે અસ્વીકાર્ય લાગે તે મને જણાવશો તો હું બનતાં સુધી તે સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશ. કોઇ જગોએ વિચારોમાં ત્રુટિ જણાય તો તે પ્રત્યે મારું ધ્યાન ખેંચવા ચૂકશો નહિ અને જ્યાં અસંગતતા લાગે અને સકારણતા ન જણાય ત્યાં આગળ દલીલ મૂકશો તો હું જરુર તેના ઉપર વિચાર કરીશ.

કેટલીક વ્યવહારુ ( સાધનાની બાબતમાં ) સૂચનાઓ પણ કરી લઉં. આગળ મે વિજ્ઞાન પ્રત્યે ખુલ્લા થવાની અને પોતાની જાતને તેના અવતરણ માટે તૈયાર કરવા માટેની aspiration જાગ્રત કર-

વાની જરુર વિષે જણાવ્યું છે. એ aspiration અંતરાત્મામાંથી ( Psychic Being માંથી ) થાય તો વધારે સહેલાઇથી સફળ થાય છે. બુદ્ધિનો તેને માટે ઉપયોગ કરવામાં ઘણા લાંબા પ્રયત્નની જરુર પડે છે, જ્યારે હૃદય આગળથી પ્રગટેલી પવિત્ર અને નિઃસ્વાર્થ અભીપ્સા વધારે જલદીથી અસરકારક નીવડે છે. બુદ્ધિના કરતાં હૃદય આ બાબતમાં વધારે સરળતાથી પરિણામ લાવે છે બુદ્ધિનું સ્થાન મગજ અને તેની ઉપર છે; જ્યારે ભાવનું સ્થાન (અંતઃકરણનું સ્થાન) હૃદય છે. વિજ્ઞાનની શક્તિ પ્રત્યે ખુલ્લા થવા માટે મગજનો કે બુદ્ધિની ભૂમિકાનો ઉપયોગ કરવાને બદલે હૃદય (Heart) અને તેની પાછળ આવી રહેલ Psychic being નો ઉપયોગ કરવામાં આવે તો તે વધારે જલદી પરિણામ લાવે છે.

એ ભૂમિકા પ્રત્યે ખુલ્લા થવામાં બીજી વાત એ છે કે જેઓ તેના પ્રત્યે અત્યાર સુધીમાં ખુલ્લાં થઈ ચૂક્યાં હોય તેમની મદદ લીધાથી અતિશય વેગપૂર્વક તે ભૂમિકા સાધકમાં ઊતરી શકે છે. ધનવાન કરોડપતિ વેપારીની પેઢીમાં ભાગીઆ તરીકે જોડાવાથી જેમ આપણી થાપણ અનેકગણી વધી જાય છે તેવું જ આધ્યાત્મિક પ્રગતિની બાબતમાં પણ છે એટલે જો તમને આ દલીલ બરાબર લાગતી હોય અને તમારો ભૂતકાળનો અનુભવ તમને આ બાબતમાં કાંઇક ટેકો આપતો હોય અને તમને ઇષ્ટ લાગે તો એવી મદદ લેવાનો પ્રયત્ન કરશો; એમ કરવાથી હું ધારું છું કે તમારી પ્રગતિ જલદી થશે. પરંતુ તે ક્યારે? પ્રથમ તો જગતના મિથ્યાત્વનો અને કેવળ સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરી જીવનથી દૂર જવાનો આદર્શ નહિ, પરંતુ અત્યારના માનવ જીવનનો દિવ્ય-ભાગવત જીવનમાં રૂપાંતર કરવાનો આદર્શ યોગસાધનાના હેતુ તરીકે સ્વીકારો ત્યારે. શું કરવું અને શું ન કરવુ એ તમારી પોતાની મુન્સફી ઉપર છે. મને યોગ્ય લાગ્યું તે લખ્યુ છે. તેમાં અયોગ્ય કે અઘાટત હોય તો ક્ષમા કરશો.

લિ. સ્નેહાધીન

– – – –

# પંદરમી ઑગસ્ટ

મહાન પુરુષની જયંતી ઊજવવાનો રિવાજ જ્યારે કેવળ રૂઢિ થઈ રહે છે ત્યારે તેનું ખરેખરું રહસ્ય જનસમાજ ભાગ્યે જ સમજી શકે છે. મહાન પુરુષના જીવનનાં વાસ્તવિક પ્રેરક તત્ત્વો કયાં હોય છે? બહારના સંજોગો યા તો તેનું સ્થૂળ જીવન નહિ, પરંતુ ઊંડાં, અંતરનાં અને આધ્યાત્મિક તત્ત્વો જ તેના જીવનના ઘડતરમાં મુખ્ય ભાગ ભજવે છે. અને જ્યારે લોકો "જયંતીઓ" ઊજવે છે ત્યારે મહાન વ્યક્તિના જીવનનાં બાહ્ય સ્વરૂપ અને તેની જિંદગીમાં બનેલી ઘટનાઓ તથા તેણે કરેલ દૃશ્ય કાર્યોને અવલોકવામાં તેઓ પરોવાઈ જાય છે અને મહાન જીવનના વાસ્તવિક પ્રેરક બળોને ભૂલી જાય છે. આ રીતે ખરેખરાં મહત્ત્વનાં તત્ત્વો પ્રત્યે લોકો જાણીને કે અજાણ્યે અવગણના કરે છે

વળી બીજી મુશ્કેલી એ છે કે મહાન પુરુષ અનેક પહેલના હીરા જેવો હોય છે–તે સાદો, સીધો હોતો નથી. જનસમાજનો મોટો ભાગ તેના એકાદ પાસાને જ વધારે સારી રીતે ઓળખીને તે પાસું જ તેનું સમગ્ર વ્યક્તિત્વ છે એવું માની બેસે છે અને તેની બીજી અનેક બાજુઓની અવગણના કરે છે યા તો તેમને ભૂલી જાય છે. અને આધ્યાત્મિક જીવન ગાળનાર વ્યક્તિની બાબતમાં આવી ભૂલ થવાનો સંભવ અનેકગણો વધી જાય છે.

એટલે આજે પંદરમી ઑગસ્ટને દિવસે શ્રીઅરવિંદના જીવનનો સંદેશો એકાદ નાના સરખા લેખમાં સમાવવાનો પ્રયત્ન કરતાં મને કાંઈક ક્ષોભ અને જાતમાં અણવિશ્વાસ થાય એ સ્વાભાવિક છે. કારણ કે તેમના જીવનનો સંદેશ અનેક શાખાઓમાં વહેંચાયલો, ગંભીર અને વિશાળ છે. આપણા દેશનો કેળવાયલો વર્ગ તો શ્રી અરવિંદને હજી પણ સમસ્ત હિંદના રાજકીય નેતા તરીકે જ ગણે છે. શ્રીઅરવિંદ એટલે રાષ્ટ્રીયતાના આચાર્ય; શ્રી અરવિંદ એટલે બંગભંગ રદ કરવા માટે દેશભરમાં પ્રચંડ ચળવળ ચલાવનાર એક નેતા; શ્રીઅરવિંદ એટલે જુવાનોને દેશભરમાં પ્રેરણા પાનાર આદર્શ-વાદી. હિંદની રાષ્ટ્રીયતાના આદિ યુગમાં તેમણે આપેલ રાષ્ટ્રીય સદેશ હજી પણ ઘણાંના મનમાં ગુંજતો હશે. તેમણે કહ્યું હતું " રાષ્ટ્રીયતા એટલે રાજકીય કાર્યક્રમ માત્ર નહિ; રાષ્ટ્રીયતા એટલે કેવળ મુત્સદ્દીપણાનું ક્ષેત્ર નહિ; રાષ્ટ્રીયતા એટલે જીવનનો ધર્મ; તમારી રાષ્ટ્રીયતાને પ્રતિક્ષણ જીવનમાં ઊતારો; રાષ્ટ્રની સેવાના કાર્યને ભગવાનને ચરણે અર્પણ કરો. યાદ રાખો કે ભગવાન હિંદનું પુનરુત્થાન ચાહે છે, માટે આપણે તે કાર્યને ધર્મ તરીકે સ્વીકારીએ છીએ. " વળી તેમણે ઉમેરેલુ કે " તમારામાં સુષુપ્તિ ભારતશક્તિને જાગ્રત કરો; જીવનમાં પરદેશનાં ઊછીનાં પ્રતિબિંબો પ્રગટ કરવાની ભ્રમણાનો ત્યાગ કરીને ભારતશક્તિને જીવનમાં પ્રગટ કરો; તેના વડે નવા ભાવિનું સર્જન કરો અને જગતના મહાન પ્રશ્નોમાં ભારત-શક્તિનો વિશિષ્ટ ફાળો આપો." એમના રાષ્ટ્રીય સંદેશને ઘણાયે લોકો તેમના જીવનના મુખ્ય સંદેશ તરીકે ગણે છે.

પરંતુ મને લાગે છે કે એ એક પ્રચલિત ભૂલ છે. તેમના જીવનનો પ્રધાન સ્વર એથી યે વધારે ગંભીર, ઊંડો અને માનવ જાતિના આત્માનાં મૌલિક તત્ત્વોને અને પ્રેરક બળોને સંબોધાયલો છે એવું મને લાગે છે. એ મુખ્ય સ્વર ઘણો વ્યાપક, વિશાળ અને સમગ્રતા-વાળો છે. જગતમાં આજે આદર્શો, સંસ્કૃતિઓ અને પ્રજાઓ વચ્ચે

કલહ જાગી રહ્યો છે અને માનવજાતિનો સમસ્ત ભૂતકાળ અત્યારે ભઠ્ઠીમાં તવાઈ રહ્યો છે. આજે માનવજાતિની મુખ્ય જરુરિયાત માનવચિંતનનાં–માનવજીવનનાં પરસ્પર વિરોધી તત્ત્વોના, વિવિધ સસ્કૃતિઓનાં મૌલિક તત્ત્વોના સમન્વયની જરુરિયાત છે. જીવનનાં કેવળ બાહ્ય સ્વરૂપોમાં અને કેવળ સપાટી ઉપર જીવન ગાળતો માનવ ગમે તે કહે, પરંતુ માનવનો ઊંડો આત્મા તો મનથી પર એવી કોઇ દિવ્ય ભૂમિકાના સદેશની વાટ જોઈ રહ્યો છે એમાં શંકા નથી. માનવનું મન મર્યાદિત, અપૂર્ણ અને સત્યાસત્યના મિશ્રણની ભૂમિકા છે. પરંતુ બુદ્ધિથી પર જે સત્ય છે તેનું દર્શન અને સત્યની પુનઃ સ્થાપના અને આ જગતમાં તેનો આવિર્ભાવ કરવા માટે માનવ આત્મા ઝંખી રહ્યો છે. રાષ્ટ્રીયતા અને કાલનાં બંધનો વટાવીને, સંસ્કૃતિઓનાં બાહ્ય અને ગૌણ તત્ત્વોને છોડી દઈને, મધ્યસ્થ સત્યોને એક સાંકળમાં ગાંઠનાર કોઈ સમર્થ વ્યક્તિની જરુર આજે છે. આજે ભાવિની દિશા પ્રત્યે અંગુલિનિર્દેશ કરનાર અને માનવજાતિની વૃત્તિઓ અને પ્રવૃત્તિઓને નવી દિશામાં વાળનાર કોઈ નેતાની જરુર દેખાય છે. સમસ્ત માનવજાતિની આધ્યાત્મિક અભીપ્સા અને આધ્યાત્મિક સાક્ષાત્કારો જેનામાં મૂર્તિમંત હોય એવી વ્યક્તિની આજે આપણને અને જગતને જરુર છે.

શ્રીઅરવિંદના ગંભીર ગ્રંથોનો અભ્યાસ કરવાની જેમણે તસ્દી લીધી છે, જેઓ તેમની દીર્ઘ, અવિશ્રાંત, શ્રદ્ધાવાન, એકલક્ષી અને કઠિન તપસ્યા વિષે કાંઇક જાણે છે તથા તેમના કાર્યને પ્રેરી રહેલ વિરલ શ્રદ્ધાને સમજી શકે છે તેઓ સહેલાઇથી જોઇ શકે તેમ છે કે આજે સમસ્ત ભારતમાં એવી કોઇ વ્યકિત હોય તો તે શ્રી અરવિંદ છે. વળી તેમણે છેલ્લા ત્રણ વર્ષથી આરંભેલ કાર્યનો જેમને પરિચય છે તેમની પણ આ બાબતમાં ખાત્રી થઇ ચૂકી જ હશે.

શ્રીઅરવિંદ જેવી મહાન વિભૂતિઓ આપણા માનવ આત્મામાં રહેલ સનાતન આધ્યાત્મિક તૃષાને સંતોષનાર આશા અને આશ્વાસનાના

જળ સમાન છે. બાહ્ય જીવનમાં અને જડવાદની શુષ્ક, ક્ષુદ્ર અને વધતી જતી વૃત્તિમાં વધારે ને વધારે તરબોળ થતા આપણા યુગમાં તો સનાતન, આધ્યાત્મિક સત્યોની પ્રત્યક્ષ મૂર્તિ સમાન શ્રીઅરવિંદ જેવા વિભૂતિઓ સૂકા અરણ્યમાં શાંત વીરડી જેવી વધારે લાભદાયક લાગે એમા આશ્ચર્ય નથી. ભગવાનને પ્રાપ્ત કરવા માટે, દિવ્ય સત્ય અને જ્ઞાનજ્યોતિ પ્રાપ્ત કરવા માટે માનવના આત્મામાં જે સતત પ્રેરણા આવી રહેલી છે તેને શ્રીઅરવિંદ જેવા "**અતિમાનવો**" જાગ્રત રાખે છે અને સતોષે છે. આધ્યાત્મિક જીવન સિદ્ધ કરવા માટે જરુરનો દિવ્ય અગ્નિ—આનંદ અને શક્તિ પ્રાપ્ત કરવાનો બ્રહ્માગ્નિ એવા મહાન પુરુષો માનવના હૃદયમાં સદા જાગ્રત રાખે છે.

એટલે મને તો લાગે છે કે માનવના ચિંતનનો સમન્વય, સંસ્કૃતિઓની પ્રેરક અને ક્રિયાશીલ શક્તિઓનો સમન્વય—એ શ્રી અરવિંદના જીવનનો સંદેશ છે. "આંતર જીવન પ્રત્યે વળો; અંતરના ઉંડાણમાં ડૂબકી મારીને ત્યાં રહેલ દિવ્ય શક્તિ, જ્ઞાન અને આનંદ જીવનમાં પ્રગટ કરો; ભાવિ સૃજન માટે એ પ્રકારનું આધ્યતિમક જીવન અનિવાર્ય છે"—એ શ્રી અરવિંદના જીવનનો સંદેશ છે. "આંતર જીવન વડે સમગ્ર બાહ્ય જીવન (વ્યક્તિનું અને રાષ્ટ્રનું) ઘડો" એ તેમના સંદેશનો પ્રધાન સ્વર છે.

જડવાદમાં વધારે ને વધારે મગ્ન થતા આપણા જમાનાને શ્રી અરવિંદે બતાવી આપ્યું છે કે આધ્યાત્મિક સત્યો કેવળ **અંતરમાં** પ્રાપ્ત કરવાનાં નથી, પરંતુ જીવનભરનાં સર્વે ક્ષેત્રોમા—માનવજીવનના એકે એક ક્ષેત્રમાં તે જ સાચાં પ્રેરક બળ હોવાં જોઈએ. વળી જડવાદનાં જે ઉત્તમ તત્ત્વો માનવજાતિને હિતકારક છે તેમનો શ્રી અરવિદ સુદ્દલે ત્યાગ કરતા નથી. આત્માના વિજયનું કોઈપણ ક્ષેત્ર તેઓ છોડી દેતા નથી.

એટલે જ આજે પંદરમી ઑગસ્ટને દિવસે જે શુભ વાંછના અંતરાત્મામાં જાગૃત થાય છે તે એ છે કે "જે વિરલ શ્રદ્ધા, જે

અસાધારણ ધૈર્ય, જે શાંત-મૂગી તપસ્યા, જે બુદ્ધિથી પર સત્યનું ભવ્ય દર્શન, કાળ અને દિશાનાં બંધનોને વટાવી જઈને માનવનાં જીવન-તત્ત્વોનો સધાયલો સમન્વય, ભગવાનને સર્વભાવે સમર્પણ કરવાનો મહાન આદર્શ વગેરે જે જે ઉત્તમ તત્ત્વો શ્રીઅરવિંદમાં મૂર્તિમંત છે તે સર્વે આજે જગતભરમાં સત્યની પ્રાપ્તિ માટે મથતા સર્વેના અંતરમાં અવતરણ કરો."

એટલું બસ નથી. માનવ બુદ્ધિથી યે પર ચૈતન્યના દિવ્ય કોશો આવી રહ્યા છે અને તેમની પ્રાપ્તિ એ માનવની ઉત્ક્રાંતિનો ઉદ્દેશ છે એવું હિંમતપૂર્વક શ્રીઅરવિંદે-પોતાની તપસ્યા કરવા માટે તેઓ જ્યારે એકાંતવાસી થયા ત્યારે-જણાવ્યું અને આજે દીર્ઘ પ્રયાસને અંતે માનવના ચૈતન્યને એ ઉચ્ચ ભૂમિકાઓ પ્રત્યે લઈ જવાનું તથા તેમના પ્રત્યે ખુલ્લા કરવાનું કાર્ય શ્રીઅરવિંદ કરી રહ્યા છે. માનવની સમગ્ર પ્રકૃતિનું એ દિવ્ય ચૈતન્યના પ્રકાશથી રૂપાંતર કરવામાં તેઓ રોકાયા છે.

જ્યારે એ ભગીરથ કાર્યનો ખ્યાલ કરીએ છીએ ત્યારે અંતરમાં એક જ અભીપ્સા જાગે છે-" એ સત્ય અને એ જ્ઞાનજ્યોતિ, એ મહાન શક્તિ અને આનંદસ્રોત આપણા સર્વે ઉપર આજે અવતરો; અને માનવના આત્મામાં ભગવાન માટે વધારે ને વધારે બળવાન અભીપ્સા જાગ્રત કરો; દિવ્ય જીવન માટે માનવને તૃષા લાગો; એ ભવ્ય જીવનમાં જ્વલંત "આત્મસમર્પણ"નું રહસ્ય આપણને પ્રાપ્ત થાઓ, અને ભગવાનને સર્વભાવે સર્વસ્વ સમર્પણ કરવાનો અગ્નિ આપણા જીવનમાં જાગ્રત થાઓ. એ સમર્પણનો ધર્મ કેવળ શાંતિમાં અને વિરક્તિમાં જ નહિ પરંતુ જીવનના હરેક કાર્યમાં હરેક ક્ષણે આપણો જાગ્રત ધર્મ બની રહો."

આજે પંદરમી ઑગસ્ટને દિવસે આવી કોઈ અંતરની અભીપ્સાને દિવસભર જાગ્રત રાખવી એ જ શ્રીઅરવિંદની જયંતી ઊજવવાનો ઉત્તમોત્તમ પ્રકાર છે.

# ધૂમ્રશિખા

અનોખો વાર્તાસંગ્રહ

કિંમત ] પોસ્ટેજ ત્રણ આના [ સવા રૂપિયો

શ્રીમતી સીતાદેવીની સુંદર નવલિકાઓ ઉપરથી

ગૂજરાતીમાં રચનાર

**શ્રીયુત્ રમણિકલાલ જયચંદભાઇ દલાલ**

# પરિણીતા

( શરદ્ બાબુકૃત )

કિંમત ] પોસ્ટેજ દોઢ આનો [ આઠ આના

**ઉપોદ્ઘાતમાં શ્રી રામનારાયણ પાઠક લખે છે કે:—**

" આ ટૂંકી વાર્તા અનેક દૃષ્ટિએ સુંદર છે, તેના પ્રસંગોની ગૂંથણી સુંદર છે, તેનાં અંગ પ્રત્યંગનાં પરસ્પર પ્રમાણો સુંદર છે. વાર્તાની નાયિકા લલિતાના માનસનો વિકાસ, તેની લાગણીનાં પરિવર્તનો અને તેને લીધે વાર્તાના બદલાતા જતા ભાવો અને સમગ્રનો રસ; બીજી તરફથી આ વાર્તાના પાત્રોના સ્વભાવોનું વૈ




બન્નેમાં કવિએ વિશિષ્ટ શક્તિ બતાવી છે.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રોડ :: અમદાવાદ